# પારસી પ્રકાશ,

અથવા

પારસીઓના સંબંધમાં શરૂઆતથી તે અત્યારસુધીમાં બનેલા
અગત્યના બનાવોની દર વર્ષને અનુક્રમે નોંધ.

મુંબાઇની પારસી પંચાયત હસ્તકના મરહુમ ખા૦ બા૦ બેહમનજી બેહરામજી
પટેલની યાદગારીનાં ફંડના આશરા હેઠળ

રચનાર

રૂસ્તમ બરજોરજી પેમાસ્તર, બી. એ., એલ એલ. બી.,
વકીલ, હાઈ કોર્ટ.

## દફતર ૩ જું—ભાગ ૭ મો. (ઈ૦ સ૦ ૧૮૯૭—૯૮.)

# PARSEE PRAKASH

BEING

A RECORD OF IMPORTANT EVENTS IN THE GROWTH
OF THE
PARSEE COMMUNITY IN WESTERN INDIA,
CHRONOLOGICALLY ARRANGED

COMPILED BY

RUSTAM BARJORJI PAYMASTER, B. A., L. L. B.,
Vakil, High Court,

## SERIES III.—PART VII. (1897—98 A. D.)

*(Registered under Act XXV of 1867.)*

BOMBAY.

PRINTED AT THE DUFTUR ASHKARA PRESS, FORT, PATEL STREET, BOMBAY.
By Ardeshir Bhicajee Dubash
and published by R. B. Paymaster, at Chandanwadi, Bombay.

1916 A. C. 1285 A. Y.

# ઈ૦ સ૦ ૧૮૯૭.

### તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં અમદાવાદવાલા ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલને સી. આઇ. ઇ. તથા મુંબઇનાં ગ્રાંડ આરસનલના માજી હેડ-કલાર્ક શેઠ બહમનજી ભીખાજી (પાપરૂ) ને "ખાંનસાહેબ"ના ખેતાબો આપવામાં આવ્યા હતા.[1]

---

### તા૦ ૨ જી જાનેવારી.

નવસારીની સર કાવશજી જાંહગીર મદરેસા માટે શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇએ રૂ.૧૨૦૦૦) તથા ગાયકવાડ સરકારે પોતાનો ફાળો આપી બંધાવેલી ઇમારત તૈયાર થવાથી તે આજ દીને વડોદરાના દીવાંન દીવાંનબાહદુર શ્રીનીવાસ રાઘવ આયંગરે એક મોટા મેલાવડાની હજુરમાં ખોલ્લી મુકી હતી. જે વેળા એ મદરેસાના હાનરરી શેક્રેટરી શેઠ ફરદુનજી માણેકજી કાંગાએ એ મદરેસા તથા નવાં મકાંનને લગતી હકીકત કહી સંભળાવી હતી.[2]

### તા૦ ૭ મી જાનેવારી.

શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ વલસાડથી ભેરગાંમ સુધી જવાનો પાક્કો રસ્તો બાંધવાને રૂ.૧૫૦૦૦) ની રકમ સુરતની ડીસ્ટ્રીક્ટ લોકલ બોરડને આપી હતી, અને તે રસ્તાની મરામત હમેશા લોકલ બોરડે કરવી એવો બંદોબસ્ત કીધો હતો.[3]

---

### તા૦ ૧૧ મી જાનેવારી.

રોજ ૨૯ માહ ૪ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ પેશતનજી મારકર—ઉમર વર્ષ ૬૮). એવણ ચીનના જાણીતા વેપારીઓ મેસરસ ફરાંમજી હોરમજજીની કુંપનીના ભાગ્યા હતા, અને પોતાની જવાંનીનો મોટો ભાગ શંઘાઇ મધે કાઢીયો હતો. વેપારવનજની કુનેહ અને હીસાબકેતાબની માહેતગારીથી ત્યાંન તેમજ અત્રેનાં વેપારી મંડલમાં સારો મોભો ધરાવતા હતા.

---

### તા૦ ૧૩ મી જાનેવારી.

મુંબઇમાં ચાલતી મરકીના રોગના ઉતારની રસી બનાવવા તથા તેને લગતી બંજી શોધોનાં કામમાં અતરેની મ્યુનીસીપાલીટીએ ડાકટર નશરવાંનજી ફકીરજી સરવેયરને રૂ.૬૫૦) ને દરમાયે નેમ્યા હતા.[4]

---

### તા૦ ૨૧ મી જાનેવારી.

રોજ ૯ માહ ૫ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—ખાંનસાહેબ બહમનજી ભીખાજી પાપરૂં—ઉમર વર્ષ ૪૯). અત્રેના ગ્રાન્ડ આરસનલ અથવા કાળા કીલ્લામાં હેડ કલારક હતા. નજદીક ૩૨) વર્ષ એકજ સરકારી ખાતાંમાં નોકરી બજાવી એક નાહના દરમાયાના કલારક ઉપરથી વડા કલારકના ઓહદાપર ચહડી, ગયે વર્ષજ રીટાયર થયા હતા. ગ્રાન્ડ આરસનલમાં નોન-કમીશનડ લશકરી અમલદારોનેજ વડા કલારકનો ઓહદો આપવામાં આવતો હતો, પણ મરહુમ શેઠ બહમનજીને દેશીઓમાં પેહલીજ વાર એ ઓહદો આપવામાં આવ્યો હતો. એવણ એક જુના ક્રીકેટર હતા. એવણને મરણની થોડાક દીવસ આગમજ "ખાનસાહેબ" નો ખેતાબ મલ્યો હતો.

---

૧ ટાઇમસ ઑફ઼ ઇંડીઆ, તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૭.

ખાંનબાહદુર નવરોજજીને એ ખેતાબ મલવાની ખુશાલીમાં અમદાવાદના તેમના મિત્રોએ તા૦ ૧૨ મી મારચ ૧૮૯૭ ને દીને એક ઇવનીંગ પારટીનો મેલાવડો કાંકરીઆ તલાવનાં મકાંનપર કરી તેમને મુબારકબાદી આપી હતી.

શેઠ બહમનજી ભીખાજી પોતે બી. ભીખાજી તરીકે ઓળખાતા હોવાથી તેમને એક હિંદુ ધારી શરૂઆતમાં "રાવ સાહેબ" નો ખેતાબ આપવામાં આવ્યો હતો. જે ભુલ પાછલથી સુધારવામાં આવી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૫ મી જાનેવારી ૧૮૯૭.

એ મકાનના માંહેલા ભાગમાં નીચે મુજબ તક્તી છે —

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.

આ બેરામજી નશરવાનજી સીરવઇ બીલડીંગ સર કાવસજી જાંહગીર નવસારી જરથોસ્તી મદરેસા માટે નામદાર દીવાન બાહદુર એસ. શ્રીનીવાસ રાઘવ આયનગર સી. આઇ. ઇ. વરોદરા રાજ્યના દીવાન સાહેબ રોજ ૨૦ મો, માહ ૪ થો શેહેનશાહી માહ ૫ મો, કદીમ યઝદેઝરદી સને ૧૨૬૬ તા૦ ૨ જી જાનેવારી ૧૮૯૭ સવંત ૧૯૫૩ ના માગસર વદ ૧૪ ને દીને ઘટતી ક્રીયા સાથે ઉઘાડયું. એ મકાનના પાયાની સ્થાપના તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૫ ને દીને વરોદરાના નાયબ દીવાન ખાનબાહદુર કેરસાસ્પજી રૂશતમજી દાદાચાનજીએ કીધી હતી. એ મકાનને લગતો કુલ ખરચ રૂ.       થયો જેમાં શ્રીમંત નામદાર ગાયકવાડ સરકારે (જમીન માટે આપેલા રૂપીઆ ૪૫૦૦ ઉપરાંત) રૂ૨૦૦૦૦ આપ્યા. તથા શેઠ બેરાંમજી નશરવાનજી સીરવઇએ રૂ૧૨૦૦૦ આપ્યા તથા બાકીના રૂપીઆ મરહુમ શેઠ ધનજીભાઇ નશરવાનજી કામાજીની પુંજીમાંથી એવણના બીધવા બાઇ ધનબાઇજીએ આપેલામાંથી આપ્યા. રાવ સાહેબ ગણપતસીંગ આનતસીંગ શીલ્પ શાસ્ત્રી. ખાનસાહેબ કાવશજી હોરમજજી દાદાચાનજી કનટરાકટરની દેખરેખ તલે આ મકાન બંધાયું. નેક નામદાર માહારાજ સયાજીરાવ ગાયકવાડ જી. સી. એસ. આઇ. સેના ખાસ ખેલ શમશેર બાહદુર, રાવબાહદુર ખાશીરાવ ભગવંતરાંવ જાદવ નવસારીના સુબા."

૩ જામે જમશેદ, તા૦ ૮ મી જાનેવારી ૧૮૯૭.

૪ જામે જમશેદ, તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૯૭.

તા૦ ૨૨ મી જાનેવારી.

રોજ ૧૦ માહ ૫ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

મરણ—ખરશેદજી નશરવાનજી સીરવાઈ[1]—ઉમર વર્ષ ૪૮). એવણે નવસારીની સર કા. જાં. મદરેસામાં કેળવણી લઇ, મુંબઇ આવી એલફીનસ્ટન ઇનસ્ટીટયુશનમાં પોતાનો અભ્યાસ વધારી પોતાની ઇંગ્રેજી ભાષાની કુશળતાથી ઉસ્તાદોનું ધ્યાન ખેંચ્યું હતું, અને ૧૮૬૮ થી સેક્રેટેરીયટમાં મદદનીશ સુપ્રીનટેંડંટ નેમાયા હતા, અને સુપ્રીનટેંડંટના ઓહદાપર ચહડયા પછી ૧૮૮૨ ના આગશટ માસમાં મુંબઇ શેહરના ડેકટરી ઇનસ્પેકટર નેમાયા હતા. પછી આશમંસ ટેક્ષના કલેકટરના ઓહદા અને તા૦ ૧ લી એપ્રીલ ૧૮૮૬ થી ઇનકમ ટેક્ષના કલેકટરના અગતના ઓહદાપર નેમાયા, જે ઓહદો સરકાર અને પ્રજાના બહુ સંતોષ વચે પોતાનાં મરણ સુધી બજાવ્યો. જે માટે સરકારે એમને જે શાબાશી આપી તે ઠેડાવ નીચે આપીએ છીએ :—

In a Resolution reviewing the working of the Income-Tax in the Bombay Presidency during 1895-96 the Bombay Government remark that "the recent death of Mr. K. N. Seervai has deprived them of the services of an officer who has for 10½ years conducted the duties of the Collector of Income-Tex, Bombay, with admirable tact and judgment."[2]

એવણ અંગબળની કસરતના બહુ શોખીન હતા, તેમજ સુભાખીત ઇંગ્રેજી બોલનાર હતા. "બોમ્બે ગેઝેટીયર" નાં પુસ્તકોમાં પારસીઓને લગતી બાબદ લખવામાં મરહુમ ખા૦ બા૦ બહમનજી બેહરામજી પટેલ સાથે એવણે બહુ કીમતી મદદ આપી હતી, જેની પીછાંન નામદાર સરકારે પોતાના ઠરાવમાં કરેલીછે.

---

તા૦ ૧ લી ફેબરવારી.

મરકીનું જોર વધતું હોવાથી એક ઘરમાં[3] ઝેરી હવા માલમ પડે અને મરકીના દાખલા બને તે ઘરનાં તનદરોસ્ત માણસોએ વીસ, પચીસ દીવસ તે છોડી જઇ સાફ કરાવવાં જોઇએ. તે માટે મુંબઇની પારસી પંચાયેતે એ બાબદ જાહેર કરી ઝુંપડાં બાંધવાનું માથે લીધું. જે ઝુંપડાંમાં રેહવા જનારાંઓ માટે ખાટલા, ગાદલાં વગેરે પણ આપ્યું હતું. જુદી જુદી જાગાઓમાં કેટલાં કુટુંબોની સગવડ કરી હતી તેનો કોઠો નીચે આપીએછે:—

| | ઝુપડાં. |
|---|---|
| કોટની છાવણીઓમાં | ૧૫ |
| મરીન લાઇનસ | ૫૦ |
| ચર્નીરોડ | ૪ |
| ચોપાટી | ૪૭ |
| પરેલ | ૧૭ |
| ચીચપોગલી | ૪૭ |
| દાદર અને મટુંગા | ૭૫ |
| જાહેર વાડીઓ જેવીકે કામાબાગ વગેરેમાં | ૫૧ |
| અંદેરી | ૨૭ |
| ઊરન | ૨૫ |
| જુમલે | ૩૫૮ |

અંદેરી અને ઊરનનો રેલવેની મુફત પાસ આપવા છતાં અને શેઠ બહમનજી એદલજી કાશીનાથે પોતાની લોંચમાં મુફત લેઇ જવા છતાં દુરને સબબે ઝાઝો લાભ લેવાયો ન હતો. ઊપલી છાવણીઓ બાંધવા માટે નીચલા ગ્રહસ્થોએ પોતાની જમીન મુફત વાપડવા આપી હતી: શેઠો હોરમસજી શાપુરજી ચોથીઆ, નવરોજજી હોરમસજી પાટક, મેહરવાનજી અને હોરમસજી મંચેરજી કામા, રતનજી બહમનજી દુબાશ, દીનશાહ દોરાબજી મીસ્રી, અને અરદેશર જાંગીરજી બનાજી. એ છાવણીઓપર દેખરેખ તે લતાઓ માટે નેમાયલી કમીટીના ગ્રહસ્થો રાખતા હતા. મરકીનું જોર નરમ પડતાં, તે બંધ કરવામાં આવતી, અને જરાકબી અગત જણાતાં તે વપડાસમાં લેવામાં આવતી હતી. વળી ચોપાટી આગળ પંચાયતની જગાપર ૪૦) ઝુપડાં નાખવામાં આવ્યાં હતાં.

પાછળથી દાદર-મટુંગાની કાંપ દુર પડતાં તે કાઢી નાખી ત્યારે આન્ટરોડ તરફ મરહુમ હોરમસજી ફરામજી વારડીનના ટ્રસ્ટીઓએ "વારડન બાગ" બાંધવા માટે લીધેલી જમીન વાપડવા આપી ત્યાં છાવણી નાખી હતી. વળી ૧૯૦૪ માં ચરનીરોડ લેવલ ક્રોસીંગની સામેની છાવણીની પડોસની સર દીનશાહજી પીટીટની જમીન એવણના એકજીકયુટરોએ વાપડવા આપી હતી. પણ ૧૯૦૬ માં તે જગાઓ વેચાઇ જવાથી ત્યાંથી આ છાવણીઓ કાઢી નાખી હતી. ૧૯૦૯ માં તો ફકત ચોપાટી શેઠ પારખની ધર્મશાલાની પાસે અને ગામદેવી એ બે ઠેકાણેજ છાવણી કરી હતી. એ ચોપાટીની છાવણી લાદીની જમીન અને નળીઆંનાં છાપરાં કરી અર્ધ પકી બાંધી હતી, અને ૧૯૧૨ થી એ રોગનો હુમલો નરમ પડતો જતાં, એ છાવણીઓ કાઢી નાખી હતી.

બાઈ દીનબાઈ નશરવાનજી પીટીટે પોતાનાં જાંહગીરડીનાં સેનીટેરીયમમાં મરકીથી નાહસતાં પારસી કુટુંબોને રાખવા માટે ૧૨) કુટુંબોનો સમાવેશ થાય તેવું એક શેડ બંધાવ્યું હતું.

મી૦ હોરમસજી દોરાબજી ગજધરે અંદેરી મધે આવબાઓ ઊભાં કરવાને રેલવે સ્ટેશનની પૂર્વ બાજુનો જમીનનો મોટો ટકડો મુફત વાપરવા આપયો હતો, તેની પીછાંન

---

[1] શેઠ જુજેસ્તા ખરશેદજી સીરવઇના બાવા.

[2] ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૧૩ મી એપ્રીલ ૧૮૯૭.

[3] એ ઝુપડાઓ ખા૦ બા૦ મનચેરજી કાવસજી મર્ઝબાન, સી. આઇ. ઇ. ની દેખરેખ હેઠળ બંધાયાં હતાં. વળી ટ્રસ્ટી સાહેબોની અરજ ઉપરથી કામાબાગ, હોરમજ બાગ, બાટલીવાલાની વાડી, બાલીવાલાની વાડી વગેરેના કારોબારી સાહેબોએ એ વાડીઓ જરથોસ્તી કુટુંબોના ઉપયોગ માટે વાપરવા આપી હતી, જેના ઓટલાઓપર ટ્રસ્ટી સાહેબોએ ફરેકાર વગેરે ભરાવી જુદાં જુદાં કુટુંબો માટે અલાહેદી સગવડ કરી હતી, અને એવાં ઘરોમાંથી જેમ બને તેમ જલદીથી નીકલી ત્યાં જઇ રેહવાની તાકીદ કરી હતી, અને તે માટે ગરીબોને ગાડીભાડું વગેરે પણ આપ્યું હતું.

ચતના ગરટી સાહેબોએ તેવાં પારસીઓને રેહવા જવા માટે દાદર, મટુંગા વગેરે ઠેકાંણે કેટલાંક ઝુપડાંઓ બંધાવી આજથી ખુલ્લાં મુકયાં હતાં.

---

તરીકે ત્યાં રહી ગયલાં પારસી કુટુંબોએ એક સુંદર "વાઝ" ઘટતો લેખ કોતરાવેલું એક નાના છાપેલા ઉપકારપત્ર સાથે આપરેલ માસમાં તેવણુ ઉપર ભેટ મોકલયું હતું.

મી૦ નશરવાનજી અરદેશર બહમનજી મુલ્લાંએ "મર" ગામમાં પોતાની જમીન ઉપર લોકોને આસરો આપી પાણી વગેરેની સગવડ કરી આપી હતી.

મી૦ મનચેરશાહ પેશતનજી ચોકસીએ મલાહર ગામમાં જમીન વાપડવા લોકોને આપી હતી.

નારગોલ મધે સર દીનશાહજીનું એક મોટું કુશાદે મકાન હતું તે જરતોશ્તીઓને ગોદરાં બીછાનાં સામાન સાથે મુફત વાપરવા આપ્યું હતું.

ગવરમેંટ સેંટરલ પ્રેસના પારસી કામદારોને માટે બાઇ મોટલીબાઇ વાડીઆએ પોતાનો પરેલનો મોટો બંગલો મુફત વાપડવાને આપ્યો હતો.

ઊરણ મધે મરહુમ શેઠ ડોસાભાઇ હોરમજજીના છોકરાઓ તથા હોરમજજી માણેકજી ભીમડીવાલાએ પોતાની ખાલી જમીન ઉપર શેડો બંધાવી ૩૦) જરથોસ્તી કુટુંબોને રેહવા માટે આપ્યા હતા, તેઓને તા૦ ૨૧ મી મારચે ત્યાં વસનારાઓએ એક માનપત્ર તથા રૂપાંનું ફલાવર વાઝ ભેટ આપ્યું હતું.

પેહલાં એક મહીનાનીજ રજા આપવામાં આવતી હતી તે પછી ગરજ પ્રમાણે વધારવામાં આવતી હતી. એ છાવણીઓ પાછળ પંચાયતને નીચે પ્રમાણે ખરચ થયો હતો:—

| | | |
|---|---|---|
| ૧૮૯૬ થી ૯૯ | .... | ૩૨૩૦૦૦ |
| ૧૯૦૦ | .... | ૮૦૦૦ |
| ૧૯૦૧ | .... | ૩૭૦૦ |
| ૧૯૦૨ | .... | ૩૯૦૨ |
| ૧૯૦૩ | .... | ૪૪૩૧ |
| ૧૯૦૪ | .... | ૬૧૮૯ |
| ૧૯૦૫ | .... | ૪૦૪૬ |
| ૧૯૦૬ | .... | ૪૧૦૦ |
| ૧૯૦૭ | .... | ૩૪૯૫ |
| ૧૯૦૮ | .... | ૨૪૨૬ |
| ૧૯૦૯ | .... | ૧૦૧૩ |
| ૧૯૧૦ | .... | ૩૦૧૫ |
| ૧૯૧૧ | .... | ૧૯૩૫ |
| ૧૯૧૨ | .... | ૨૫૦ |
| ૧૯૧૩ | .... | ૯૨ |
| ૧૯૧૪ | .... | ૨૮૫ |
| જુમલે | .... | ૭૦૮૭૯ |

એ માટે પંચાયતે ખાશ ઊભાં કરેલાં ફંડમાં રૂપીઆ ૬૧૭૩॥—॥) પેહલાં વર્ષમાં ભરાયા હતા, અને પાછળથી "સંકટ નીવારણ ફંડ" માંથી એ ખરચ થયો હતો.

તા૦ ૨ જી ફેબરવારી.

દમણ મધે પોરટુગીઝ સરકારે આજ ચાર વર્ષ થયાં ઇંગ્રેજી રાજ્યમાંથી આયાત થતી જીનસો ઉપર સેંકડે ૨૦ થી ૨૦૦ ટકા સુધીની આયાત જગાત લેવામાં આવવાથી ત્યાંનો બંધોરોજગાર પડીભાગી લોકો કંગાલ હાલતમાં આવ્યા હતા. આ ઉપરથી ત્યાંના અકાબર શેઠ શેરાબજી માણેકજી દમણવાલાએ પોતાનો લાગવગ લગાડી જાતી મેહનત કરી એ બાબેની ફરીઆદ પોરટુગલના સત્તાવાલાઓ આગલ કરવાથી એ જગાત ઘટાડી પાંચ ટકાની લેવાનું સરકારે જાહેરનામું કાઢયું હતું. જેથી લોકોએ હરખમાં આવી શેઠ શેરાબજીનું અહેશાંન માનવા આજ દીને તેમને એક માંનપત્ર આપી આભાર માન્યો હતો.[1]

---

તા૦ ૪ થી ફેબરવારી.

રોજ ૨૩ માહ ૫ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—જાંહગીર બેજનજી કરાંણી[2]—ઉમર વર્ષ ૪૫). એવણે ૧૮૭૦ માં પારસી બજારમાં ચોપડી વેચવાની એક નાહની દુકાંન ઉંઘાડી હતી, જેમાં રફતે રફતે વધારો કરી થોડાં વર્ષમાં તે સારી ખીલવી હતી. શાળાઓમાં શીખનારાંઓને સસ્તી ચોપડીઓ પુરી પાડવા અને ગુજરાતી સાહીત્યને લગતી જુદી જુદી બાબદોનાં પુસ્તકો સસ્તી કીંમતે પ્રગટ કરવાની પેહલ એવણે કરી, તે માટે "સ્ટાંડર્ડ પ્રીંટીંગ પ્રેસ" નામે છાપખાનું તેમાં વધાર્યું હતું. પણ પાછલથી વધારે બોહળા સાહસમાં ઝીપલાવી દુકાંનને જોઇંટ સ્ટાક કંપનીમાં ફેરવી તેનું સેવટ બે વર્ષમાં કમનસીબ આવ્યાથી આગલા નાહના ધંધાને પણ ફટકો પડયો.

---

સર દીનશાહ માણેકજી પિટિટની ઉદારતાથી સનગામનરમાં બાંધવામાં આવનારી નવી નિશાળ માટેનાં મકાનનો પાયો નાખવાની ક્રિયા અહમદનગરના કલેકટર મી૦ ચાર્લ્સે એક મોટા મેળાવડા સનમુખ કીધી હતી. મી૦ ચાર્લ્સે તે વેળા એક ટુંક ભાષણ કરી સર દીનશાહની ઉદારતાની સ્તુતી કરી તેઓની સખાવત વીષે કેટલુંક વિવેચન કીધું હતું.[3]

---

૧ જામે જમશેદ, તા૦ ૫ મી ફેબ્રુઆરી ૧૮૯૭.

૨ શેઠો માણેકશાહ અને હોરમજજી જાંહગીર કરાંણીના બાવા.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૪ મી ફેબ્રુઆરી ૧૮૯૭.

### તા૦ ૭ મી ફેબરવારી.

### રોજ ૨૬ માહ ૫ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—કેખશરૂ એદલજી બાંમજી,[1] બી. એ.—ઉમર વર્ષ ૨૮). એવણે બી. એ. ની ડીગ્રી ફક્ત ૧૮) વર્ષની પોતાની વયે મેળવી હતી. પછી ધારાનો અભ્યાસ કરવા માંડયો, પણ ખાહીના રોગે ગભરો કરવાથી ચીન, જાપાન વગેરે તરફ મુસાફરીએ નીકલ્યા, પણ તેની અસર થઇ નહી અને લાનોલી ખાતે ગુજર્યા.

---

### તા૦ ૯ મી ફેબરવારી.

### રોજ ૨૮ માહ ૫ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—પીરોજશાહ રૂસતમજી ધનજીમેહતાનાં, સુરતી[2]—ઉમર વર્ષ ૫૪). એવણ મુંબઇની મ્યુનીસીપાલીટીમાં ૧૮૬૪ થી જોડાયા હતા, અને જુદા જુદા ઓહ્દા ભોગવી ૧૮૮૬ થી પેહલા મદદનીશ એસેસર હતા, અને ૩૩) વર્ષની નોકરી પછી થોડા મહીનામાં રીટાયર થનાર હતા તેટલાં મરકીથી વલસાડ મધે ગુજર્યા. એવણનાં માનમાં એસેસર અને કલેક્ટર મી૦ બ્રનટને કમીશનરની રજા લઇ પોતાની આફીસ એક દીવસ બંધ રાખી હતી.

---

### તા૦ ૧૨ મી ફેબરવારી.

### રોજ ૧ માહ ૬ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

અલાહાબાદ મધે જરથોસ્તીઓને બુમિદા કરવાની જગા આગલ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટને ખરચે બંધાયલી નવી શગડી આજ દીને જશન કરી ખોલ્લી મેલવામાં આવી હતી. જશનની ક્રિઆ નવસારીવાલા એ૦ ફરાંમજી કેકોબાદજી દસ્તુર મેહરજીરાંણા જેઓ કલકતે જતા હતા તેવણને બે દિવસ ત્યાં થોભાવી તેમના પાસ કરાવી હતી, જેઓએ ક્રિયા પુરી કીધા બાદ એક વાએજ કીધી હતી. એ પછી સર દીનશાહજીનો તેમજ આ કામની આગેવાની લેનાર શેઠ જમશેદજી શાપુરજી વરકીંગબાક્ષવાલાનો ઉપકાર માની ત્યાં સર્વે જરથોસ્તીઓ બપોરનું ખાણું લઇ વદાય થયા હતા.[3]

---

### તા૦ ૧૪ મી ફેબરવારી.

નવસારી મધે આજ દીનથી "નવસારી પ્રકાશ" નામનું દર રવીવારે પ્રગટ થતું એક વર્તમાનપત્ર એરવદ રૂસતમજી જામાસપજી દસ્તુર મેહેરજીરાણાએ પરવરતાવવા માંડ્યું હતું.[4]

---

### તા૦ ૨૦ મી ફેબરવારી.

### રોજ ૯ માહ ૬ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

સુરત મધેનાં મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીનાં વીધવા બાઇ જાઇજીએ ઇ. સ. ૧૮૨૩ માં પરઠાવેલાં શેહનશાહી આતશબેહરાંમનાં મકાંનની મરામત મુંબઇવાલાં બાઇ મોટલાંબાઇ, તે મરહુમ શેઠ માણેકજી નવરોજજી વાડીઆનાં વીધવા તથા મરહુમ શેઠ જાંગીરજી નશરવાંનજી વાડીઆનાં બેટીએ રૂ.૯૦૦૦) ને ખરચે કરાવી તેના કેબલાને પાછા આજ દીને ઘટતી ક્રિઆ સાથે તખ્તનશીન કરાવ્યા હતા. જશનની ક્રિઆ દસ્તુર રૂસતમજી જમશેદજીએ કર્યા પછી તેઓએ એક વાએજ કરી સંભલાવી હતી. જે બાદ સુરતની અંજુમન તરફથી સરદાર એદલજી ખરશેદજી મોદીના વડા બેટા શેઠ કેખશરૂ એદલજી મોદી, બી. એ. એ બાઇ મોટલાંબાઇજોગું એક માનપત્ર વાંચી સંભલાવી તે તેમનાં બેટાઓ શેઠો નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. તથા નશરવાંનજી જાંગીરજી વાડીઆ જેઓ ક્રિઆમાં શામેલ થયા હતા તેમને એકકી શાલો સાથે એનાયત કીધું હતું. જે બાદ બાઇ મોટલાંબાઇ તરફથી દાવર એદલજી ખરશેદજી મોદી, ડાકટર જામાસપજી જીવાજી તથા શેઠ બરજોરજી કાવશજી વાડીઆને શાલો ઓઢાડવામાં આવી હતી, તથા શેઠ પેશતનજી બેહરાંમજી એંટી અને તેમનાં બેહન બાઇ ખરશેદબાઇ તરફથી બંધે વાડીઆ ભાઇઓને શાલો ઓઢાડવામાં આવી હતી. એ બાદ આતશબેહરાંમના ટરસ્ટીઓ શેઠો જમશેદજી

---

૧ મરહુમ શેઠ નશરવાંનજી તાતાનાં દીકરી બાઇ રતનબાઇ એદલજી બાંમજીના નાહનાં દીકરા.

૨ શેઠ રૂસતમજી પીરોજશાહ મહેતા (સોલીશીટર) ના બાવા.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૨૧ મી ફેબ્રુઆરી ૧૮૯૭. એ સગડી ઊપર કશી તખ્તી નથી.

૪ ઊપલું અઠવાડીક ગુજરાતી વર્તમાનપત્ર નવસારી મધે પેહેલુંજ બીનસરકારી વર્તમાન પત્ર (તથા છાપાખાનું) હતું અને એરવદ રૂસતમજી પોતે તેના માલેક અને અધીપતી ઇ૦ સ૦ ૧૯૧૧ સુધી હતા. ત્યારબાદ તેવણની નાદરૂસ્ત તબીયતને લીધે તેવણે તે પોતાનાં બેટા મી૦ દારાબજીને સ્વાધીન કીધું હતું, જેવણે તે થોડા મહીના ચાલુ રાખી બંધ કીધું. પોતાના વખતમાં એરવદ રૂસતમજી સામે બદનક્ષીની આશરે દશેક ફોજદારી ફર્યાદ નોંધાઇ હતી પણ લગભગ બધીમાંજ તેનું માડવાળથી સેવટ આવ્યું હતું. તેમાંની એક—"સદરાલેગા લાયબલ કેશ"—ને નામે જાણીતી હતી કે જે નવસારીનાં હાલનાં અકાબર દેશાઇ નવરોજજી મનચેરજીએ માંડી હતી જેમાં એરવદ રૂસતમજીએ માફી માંગી હતી. એરવદ રૂસતમજી સામે ચાલેલો સૌથી છેલ્લો મુકદમો નવસારીવાળા નવરોજજી ડોસાભાઇ દેશાઇએ તેવણ ઊપર માંડયો હતો અને તે "બજાર નજીક બદમાશી" નાં મથાળાં હેઠલ પ્રગટ થયલી ખબર ઊપરથી ઊભો થયો હતો. નવસારીનાં મેજીસ્ટ્રેટે આ કેશમાં એરવદ રૂસતમજીને પંદર દીવસની કેદ અને રૂ.૨૦૦) નો દંડ કીધો હતો પણ અપીલમાં ઉપલી બંને સજા રદ કરવામાં આવી હતી.

બહમનજી વાડીઆ, પેશતનજી હોરમજજી વાડીઆ, અને બહમનજી હોરમજજી વાડીઆ તરફથી બાઇ મોટલાંબાઇએ એ મકાનની મરામત કરાવી તે માટે તેમનો ઉપકાર માનનારું પત્ર વાંચી સંભળાવ્યું હતું, જે બાદ આશની કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

તા૦ ૨૨ મા ફેબ્રુઆરી.

રોજ ૧૧ માહ ૭ (ક૦) ૧૨૬૬ યજદેજરદી.

મરણ—અરદેશર ફરામજી માકીદલાલના[2]—ઉમર વર્ષ ૭૪. એવણ સુરતનાં જાણીતાં માકીદલાલ ખાનદાનના હતા. જ્યારે સુરત અને મુંબઇ વચ્ચે રેલ્વે ન હતી, અને આગબોટ દોડતી ત્યારે પોતાના વડા ભાઇ સાથ આગબોટોના સુરત મધેના એજંટ હતા. તેવણ પરહેજગાર હતા. અને પોતાની જીંદગીનો મોટો ભાગ એબાદતમાંજ ગુજાર્યો હતો.

મરણ—મેહરાંમજી નશરવાંનજી ફકીરા (મરચંટ)—ઉમર વર્ષ ૪૦). એવણ નેટલ, મોમબાસા વગેરે દક્ષીણ આફ્રીકા ભણી ધંધાને અરથે ગયા હતા, અને ડેલેગોઆબે તરફ જતાં સ્ટીમરમાં મરણ પામ્યાથી એમની લાસ દરીયામાંજ નાખવી પડી હતી. પોતાના જવાન જાતભાઇઓને દુરના મુલકોમાં ઉદ્યોગ હુન્નરમાં લાગી સુખી થયલા જોવાની ખાહેસથી "પારસીઓને દક્ષીણ આફ્રીકામાં ધંધા અરથે જઇ વસવાની સુચના" એવાં મથાળાં હેઠળ લખાંણ કીધું હતું. જે એમનાં મરણની એક દીવસ આગમજનાંજ "જામે જમશેદ" માં પ્રગટ થયું હતું.

તા૦ ૨૬ મી ફેબરવારી.

રોજ ૧૫ માહ ૬ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

ધંડોર મધે અંજુમનનાં ઉધરાતથી બંધાવવા માંડેલાં દોખમાંનો તાણો પુરવાની ક્રિઆ આજ દીને મડવાલા દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસપઆશાનાં પ્રમુખપણાં હેઠલ કરવામાં આવી હતી. દસ્તુર ખુરશેદજીને તથા એ પંથકના વડા દસ્તુર હોશંગજીને માટે અંજુમન તરફથી તથા શેઠ હોરમજજી માણેકજી ભમગરા તરફથી શેઆલો નજર કરવામાં આવી હતી.[3]

તા૦ ૧ લી મારચ.

રોજ ૧૮ માહ ૬ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

મરણ—દસ્તુર એદલજી નવરોજજી જામાસપઆશાના—ઉમર, વર્ષ ૬૧). નવસારીની ભગરસાથ અંજુમનમાં "ત્રીજી ખુરસી" ના દસ્તુર હતા. એવણે પેહલાં પુણે, મુંબઇ, જાલના, હેદરાબાદ વગેરે ઠેકાણે મોબેદીનું કામ કર્યું હતું. પછી નીઝાંમ રાજ્યમાં કસ્ટમખાતાંના ઉપરી અને તેહસીલદાર તરીકે ૨૨) વર્ષ સુધી કામ કર્યું હતું. એવણ ફારસી, ઉરદુ, સંસક્રીત, મરાઠી, જંદ વગેરે ભાષાઓ સાથે જયોતિશ વિદ્યા પણ જાણતા હતા. પોતાના વડા બેટા હોરમજજીનાં મરણ પછી નજદીક બારેક વર્ષ થયાં નવસારી જઇ વસ્યા હતા, અને ત્યાંજ ગુજર્યા.

તા૦ ૪ થી મારચ.

અંદેરી મધે ત્યાંના રેહવાસીઓને પાણી પુરું પાડવાને નલો મુકવાને શેઠ નશરવાંનજી જાંગીરજી વાડીઆએ થાંણાના કલેકટરની મારફતે રૂ.૨૫૫૦૦) સરકારમાં આપ્યા હતા.[4]

તા૦ ૬ થી મારચ.

રોજ ૨૩ માહ ૬ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે ચીકલી મધે એક ઘર ખરીદી તે ત્યાંની અંજુમન અને આસપાસનાં ગામોના જરથોસ્તીઓને ધર્મશાલા તરીકે વાપડવાને ભેટ આપ્યું હતું, તે જશન કરી આજ દીને ધર્મશાલા તરીકે ખોલ્લું મેલવામાં આવ્યું હતું.[5]

તા૦ ૯ મી મારચ.

રોજ ૨૬ માહ ૬ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

મરણ—ફરાંમરોજ હોરમજજી બોદ—ઉમર વર્ષ ૨૮). મુંબઇના મેસરસ એચ. ઇ. બોદની કું૦ વાળા શેઠ હોરમજજી એદલજી બોદના દીકરા હતા. પોતાના પીતાના અમેરીકાના વેપારમાં પડયા હતા, અને તે સંબંધેજ અમેરીકા અને યુરોપના પ્રવાસે ગયા હતા, અને મેનચેસ્ટરમાં ગુજર્યા.

તા૦ ૧૧ મી મારચ.

મી૦ રતનજી ભીખાજી કરંજીઆએ વાંદરે પાલી હીલ ઉપર એક ફુવારો બંધાવ્યો હતો.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૯૭.

૨ શેઠો જમશેદજી, કુવરજી, અને જાંગીરજી અરદેશર દલાલના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૪ થી મારચ ૧૮૯૭.

એ દોખમાંના ફંડમાં નીચે મુજબની રકમો ભરાઇ હતી:—

રૂ૭૦૦૦) બેહેસ્તનશીન શેઠ દીનશાહજી નાનાભાઇ મસાલાવાળાનાં વારસો, રૂ.૯૫૦) એક બેહદીન ખ્વીરખાહ (ભાઇ), રૂ૫૦૦) સર દીનશાહજી માણેકજી પીટીટ, બાઇ દીનબાઇ મોહેરવાનજી પીટીટ, ખાનબાહાદુર નવરોજજી માણેકજી શેઠના, રૂ૨૫૧) શેઠ કાવસજી હીરાજી ખરાડી વગેરે.

૪ જામે જમશેદ, તા૦ ૮ મી મારચ ૧૮૯૭.

૫ જામે જમશેદ, તા૦ ૧૨ મી મારચ ૧૮૯૭.

તા૦ ૧૩ મી મારચ.

રોજ ૩૦ માહ ૭ (ક૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—હોરમજજી માણેકજી કાપડીઆ—ઉમર વર્ષ ૨૬). એવણે જુના થયલા ફંટાઓને સેહજ ખરચમાં નવા કરવાની તાલીમ ડાકટર હોરમજજી કુવરજી તવડીઆના હાથ હેઠલ લીધી હતી, અને એ ઉદ્યોગ ખીલવવા માટે છેલ્લા ડીસેમબર માસમાં એવણે કેશમીરની મુલાકાત લીધી હતી.

તા૦ ૧૫ મી મારચ.

મુંબઇની મ્યુનીસીપાલીટીને લગતી ઉડતા રોગોની હાસ્પીટલના તબીબ ડાકટર નશરવાનજી હોરમજજી ચોકસીએ મ્યુનીસીપાલીટીની જુદી જુદી કીમતી સેવા બજાવેલી હોવાથી તેમને કારપોરેશને આજ દીનથી રૂ.૭૦૦) ને દરમાયે કમીશનર જે દરસ્ત વિચારે તે એલકાબ સાથ મ્યુનીસીપાલ તબીબ નેમ્યા હતા.[1]

તા૦ ૧૮ મી મારચ.

મુંબઇ સરકાર તરફથી લેવાયલી પ્રોવીનશીયલ સરવીસની આ સાલની પરીક્ષામાં એક પારસી—શેઠ શેરાબ માણેકશાહ ભરૂચા, બી. એ. પસાર થયા હતા.[2]

તા૦ ૨૧ મી મારચ.

રોજ ૮ માહ ૭ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—કાવશજી શેરાબજી ખરાડી, ધંડોરના—ઉમર વર્ષ ૫૯). એવણ ધંડોરની અંજુમનના એક આગેવાન હતા. ત્યાં જરથોસ્તી બાળકો માટે નિશાળ સ્થાપવામાં એવણે ભાગ લીધો હતો, અને તે માટે પોતાનું મકાંન વગર ભાડે વર્ષો સુધી વાપરવા આપ્યું હતું. વળી તે તરફ બંધાતાં દોખમાંનાં કામપર દેખરેખ રાખતા હતા, અને દોખમાં નજદીક પોતાનાં પીતાજીનાં પુન માટે એક કુવો બંધાવી આપ્યો હતો. એવણ ધંડોર મધેજ ગુજર્યા હતા.

તા૦ ૨૪ મી મારચ.

રોજ ૧૧ માહ ૭ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—જાંહગીર પેશતનજી શાપુરજી માસટર—ઉમર વર્ષ ૩૪). આગલા વખતના એલફીનસ્ટોનીઅન અને ચીનના વેપારી મરહુમ મી૦ પેશતનજી શાપુરજી માસટરના એવણ ત્રીજા બેટા હતા. વીલસન કૉલેજમાંથી પ્રીવ્યસની પરીક્ષામાં નીષ્ફળ થયાથી કૉલેજ છોડી મેસરસ નાહનુ અને હોરમજજીની પેઢીમાં મદદનીશ તરીકે જોડાયા. ઇ. સ. ૧૮૮૮ માં ઇંગ્લાંડ જઇ એક શ્રીમંત ઇંગ્રેજ ગ્રહસ્થ સાથે "તરનસેલ એંડ પેશતનજી" ને નામે વેપારી પેઢી સ્થાપી, પણ તેમાં ફાવ્યા નહી. થોડીક મુદત સુધી એવણે મી૦ દાદાભાઇ નવરોજજીના સેક્રેટરી તરીકે કામ કર્યું. ૧૮૯૩ માં ઇંગ્લાંડ જઇ કાયદાનો અભ્યાસ ચાલુ કરી ૧૮૯૫ ની આખરીએ બારીસટર થયા, અને રોમન લૉનાં સારાં ગ્નાન માટે સ્કાલરશીપ મેળવી હતી.

તા૦ ૨૭ મી મારચ.

કલકતા મધે શેઠ ડાયાભાઇ રૂસતમજી ધનજીભાઇ મેહતાને ત્યાંની વાલંટીયર કોરના બીજા લફટનંટ તરીકે ચુંટી કાઢયા હતા. એવણની ઉમર ફકત ૧૮) વર્ષની હતી, અને વૉલંટીયર તરીકે અત્યાર અગાઉ કેટલાંક ઇનામો મેળવ્યાં હતાં.[3]

તા૦ ૨૯ મી મારચ.

રોજ ૧૬ માહ ૭ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ મેહરાંમજી દારૂખાનાંવાલા—ઉમર વર્ષ ૩૫). શેઠ મેહરાંમજી કુવરજી દારૂખાનાંવાલાના એકપુરા દીકરા. એવણ પોતાની ૧૫) વર્ષની વયે માણેકજી પીટીટ મીલમાં એપ્રેનટીસ તરીકે દાખલ થયા, અને એવી ઉમંગ અને ઉલટથી કામમાં રોકાયા કે ૧૦) વર્ષ પછી ૧૮૮૬ માં એ આગેવાન મીલના વીવીંગ માસટરનો ઓહદો એવણને આપવામાં આવ્યો. જેમ પોતાના શેઠોને પુર સંતોષ આપી, પોતાના હાથ હેઠલનાઓનો ચાહ મેળવ્યો હતો. એવણનાં માનમાં માણેકજી પીટીટ મીલ એક દીવસ બંધ રાખવામાં આવી હતી.

અજમેર મધે ત્યાંના જરથોસ્તીઓને સર અવસરે વાપરવાને એક એલાહેદું મકાંન ત્યાંના કયસરગંજવાલા લતામાં આબકારી કંત્રાકટર મેસરસ નવરોજજી રૂસતમજી કલીઆંણીવાલાની કું૦ એ મરહુમ શેઠ ફરાંમજી નવરોજજી બાલાભાઇનાં પુનને માટે બંધાવવા માંડયું હતું તેનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને ત્યાંના કમીશનરની આફીસના સુપરીંટેંડંટ શેઠ ધનજીશાહ દીનશાહ મેહતાએ કરી હતી.[4]

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૬ મી મારચ ૧૮૯૭.
૨ જામે જમશેદ, તા૦ ૧૯ મી મારચ ૧૮૯૭.
૩ જામે જમશેદ, તા૦ ૩૧ મી મારચ ૧૮૯૭.
૪ જામે જમશેદ, તા૦ ૩ જી આપરેલ ૧૮૯૭.
એ મકાનના પાયામાં પુરેલી તખ્તી માટે જુઓ "પારસી ધર્મસ્થળો" પાનું ૪૭૬.

તા૦ ૨ જી આપરેલ.

શેઠો મીનોચેહર અરદેશર વકીલ, બી. એ; એલ. એલ. બી; અને નશરવાંનજી મનચેરજી કામાજી, બી. એ; એલ. એલ. બી. એ હાઇ કોરટના સોલીસીટરોની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[1]

---

તા૦ ૩ જી આપરેલ.

રોજ ૨૧ માહ ૭ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

મરણ—બરજોરજી રૂસતમજી ગારડા[2]—ઉમર વર્ષ ૫૮). એવણ નવસારીના એક શ્રીમંત જાગીરદાર હતા. પોતાના પીતાની મોટી દોલત અને જાગીર વધારવા તથા ખીલવવા એવણે પોતાના મરહુમ ભાઇ જામાસપજી સાથે બહુ મેહનત લીધી હતી. વેપાર ઉદ્યોગ અને જાગીરની ઉપજનીપજનું તેમને બોહળું જ્ઞાન હતું. એક અચ્છા ઘોડેશ્વાર અને શીકારી હતા. ઇંગ્રેજી કેળવણીથી બેનસીબ છતાં જીંદગી ગુજારવાની ઢબછબ સુધરેલી હતી. દરેક સારવજનીક કામમાં આગેવાની લેતા. ઇંગ્રેજ સરકારના ઇનામદારો તરફથી સુરત ડીસ્ટ્રીક્ટ બોર્ડના મેમબર હતા. નવસારીમાં મ્યુનીસીપાલીટીની સ્થાપના થઇ ત્યારથી કમીશનરની બેઠક ધરાવતા હતા. ઇંગ્રેજ તેમજ ગાયકવાડ સરકારે હથીયારની બંધીમાંથી એમને મુક્ત કરેલા હતા, અને જુબાની માટે કોર્ટમાં હાજરી નહીં આપી કમીશનથી લેવાનું માન આપ્યું હતું. માહરાજા શીઆજીરાવે વડોદરા રાજ્યનો વેપાર ઉદ્યોગ ખીલવવા માટે જે કમીશન નેમ્યું હતું, તેના એવણ એકલા પારસી મેમબર હતા. નવસારીનો લક્ષ્મણ હૉલ, વીકટોરીયા ડીસપેનસરી, અંજુમનનાં ફંડો વગેરે ઘણાંક જાહેર ખાતાંઓ સાથ એમને સંબંધ હતો. નવસારીમાં હાડવૈદની ઘણી જરૂર હતી તે પુરી પાડવા માટે સુરતથી ભીમજીભાઇ હાડવૈદ અને તેમની પછી ધંધો ચલાવનારા તેમના એશીઓને દર અઠવાડીયે પોતાને ત્યાં મુફત ઉતારો આપવાનું કરી રૈયતની અગવડ ટાલી હતી. નવસારીમાં ઉભી થયલી નવી અગીયારીની ખટપટ વખતે એવણે ભગરીયાઓની પક્ષ ખેંચી બનતી મદદ કરી હતી.

---

તા૦ ૫ મી આપરેલ.

મુંબઇની યુનીવરસીટીની છત્રીસમાં વર્ષની "કૉનવોકેશન" સર કાવસજી જાંહગીર યુનીવરસીટી હૉલમાં ભરાઇ. પ્રમુખસ્થાને નામદાર વાઇસ ચાનસેલર જસટીસ કેન્નડી બીરાજ્યો હતો. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી તેમાં નીચલા પારસીઓ હતા:—

**એમ. એ.** ની પદવી—શેરાબજી ફરદુનજી મુલ્લાં, ડોશાભાઇ રૂસતમજી શેઠના, યઝદેજરદ દાદાભાઇ થાણેવાલા, જામાસ્પ ફીરોઝ દસ્તુર, અરદેશર એદલજી સીરવાઇ.

**એલ એલ. બી.** ની પદવી—કાવશજી જમશેદજી બીલીમોરીઆ, અરદેશર શાવકશાહ દાવર, બેજનજી માણેકજી વનસાડા, હોરમજજી ફકીરજી બાલપોડીવાલા, નશરવાંનજી મનચેરજી કામા, કાવશજી માણેકજી દલાલ, નશરવાંનજી જીવણજી ગજ્જર, પેશતનજી કેકોબાદ ગાંધી, જાંહગીર દીનશાહ મેહતા, રૂસતમજી ફીરોઝશાહ મેહતા, પેશતનજી કુવરજી મોતીવાલા, બીખાજી દાદાભાઈ મુલ્લાં, માણેકશાહ નશરવાંનજી પોહચખાંનાવાલા, મનચેરજી ખરશેદજી વેસાવેવાલા.

**એલ. એમ. એન્ડ એસ.** ની પદવી—જાંહગીર શેરાબજી દાવર, કાવશજી તેહમુલજી પારડીવાલા.

**એલ. સી. ઈ.** ની પદવી—કેખશરૂ શેરાબજી ફરામજી, નશરવાંનજી દીનશાહ મીસ્ત્રી, દીનશાહ ફરામજી બાડેના.

**બી. એસ. સી.** ની પદવી—દીનશાહ દોરાબજી કાપડીઆ.

**બી. એ.** ની પદવી—બેહરાંમજી નવરોજજી કામા, રૂસતમજી પેશતનજી મસાંની, એરચશાહ માણેકજી નાણાંવટી, મનચેરશાહ રૂસતમજી વકીલ, ધનજીશાહ અરદેસર અંકલેસરીઆ, બહમનજી હોરમજજી દેસાઇ, જાંહગીર નવરોજજી ગામડીઆ, દોરાબજી કાવશજી કામદીન, જમશેદજી બેહરાંમજી કાંગા, રૂસતમજી કાવશજી કરાના, પીરોજશાહ પેશતનજી ખંભાતા, પેશતનજી કાવશજી કોટવાલ, બેહરાંમજી હોરમજજી મીસ્ત્રી, દોરાબજી શાપુરજી નારાવાલા, શાવકશાહ શેરાબજી પંથકી, ફરેદુન ખરશેદજી પાવરી, બેહરાંમજી અરદેશર રાંદેલીઆ, દાદાભાઇ રતનજી સેતારેવાલા, કાવશશાહ ખરશેદજી સુતાંવાલા, ધનજીશાહ બરજોરજી વકીલ, કેખશરૂ શેરાબજી વાડીઆ, શેરાબજી પાલણજી આંતીઆ, હોરમજજી બેજનજી બામજી, રતનજી બેજનજી બામજી, ફરામજી રૂસતમજી બાંના, નવરોજજી શેરાબજી બનશાહ, રૂસતમજી પેશતનજી ભરૂચા, રતનજી શેરાબજી દાદાચાંનજી, શેરાબજી બરજોરજી દાદીબરજોર, બરજોરજી ડોશાભાઇ ડાકટર, બેહરાંમજી જીજીભાઇ ડાકટર, જમશેદજી દીનશાહ એનજીનીઅર, નશરવાંનજી બેહરાંમજી ગજ્જર, જાંહગીર દીનશાહ ઘાસવાલા, હીરજીભાઇ પીરોજશાહ કરાંની, જાંહગીર ખરશેદજી કોલાહ, મનચેરજી પાલણજી કુતાર, ફરદુનજી શેરાબજી માડન, હોરમજજી મેહરનોશજી મસાંની, એદલજી નવરોજજી મેહતા, બહમનજી પેશતનજી મેસમેન, પીરોજશાહ રૂસતમજી નરીમાંન, શેરાબ

---

1. ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૨ જી આપરેલ ૧૮૯૭.
2. શેઠો રૂસતમજી જામાસપજી ગારડા તથા બાલા સીનોરવાલા ફરામજી બરજોરજી ગારડાના બાવા.

દીનશાહ નરીમાંન, કૈકોબાદ બાપુજી શકલાતવાલા, નશરવાંનજી એદલજી શેઠના, ખરશેદજી નવરોજજી સગાડ, હીરજીભાઈ દીનશાહ તારાપોરવાલા, જાંહગીર શોરાબજી વેહવાઈ.

**મેટ્રીક્યુલેશનની** પરીક્ષામાં નીચલાં પારસી બાનુઓ પસાર થયાં હતાં:—બાનુઓ પીરોજા જમશેદજી ખરશેદજી, ભીખાઈજી અરદેશર એનજીનીયર, પુતલીબાઈ કુવરજી નાજર, સુનાબાઈ શોરાબજી વાડીઆ, ગુલબાઈ અરદેશર વકીલ, મેહરબાઈ ધનજીશાહ પારખ, શીરીન હોરમજશાહ કમીસરીએટ, જીલુબાઈ નશરવાંનજી શોરાબજી જમશેદજી, ગુલબાઈ હોરમજજી પેશીકાકા, શીરીન કેખશરૂ કાબરાજી, શીરીનબાઈ પેશતનજી ડાક્તર, જરબાનુ ફીરોઝ હોશંગ દસ્તુર, જરબાનુ એદલજી મીસ્ત્રી.

આ વેળાએ અપાયલા યુનીવરસીટી મેડલોમાં હોબડન ફંડનો ગોલ્ડ મેડલ રૂસતમજી કાવશજી કરાનાને; જેમસ બરકલી ગોલ્ડ મેડલ અને પ્રાઇઝ કેખશરૂ શોરાબજી ફરાંમજીને; તથા સ્કાલરશીપોમાં એલીસ સ્કાલરશીપ મનચેરશાહ રૂસતમજી વકીલને, મેહરવાંનજી ફરાંમજી પાંડે સ્કાલરશીપ કેખશરૂ શોરાબજી ફરાંમજીને, કરનલ પેટીક ફ્રેંચ સ્કાલરશીપ હોરમજજી જમશેદજી ઉનવાલાને, સર જેમસ ફરગયુસન આરટસ સ્કાલરશીપ મનચેરશાહ રૂસતમજી વકીલને, સર જેમસ ફરગયુસન મેડીકલ સ્કાલરશીપ આવાંબાઈ માણેકજી મેહતાને, લારડ રેએ મેડીકલ સ્કાલરશીપ શીરીનબાઈ એમ. કમીશરીએટવાલાને, પેશતનજી હોરમજજી કામા સ્કાલરશીપ જરબાનુ એદલજી મીસ્ત્રીને, મનચેરજી નવરોજજી બનાજી સ્કાલરશીપ અરદેશર શાવકશાહ દાવરને, વરડસવર્થ સ્કાલરશીપ અને પ્રાઇઝ મનચેરશાહ રૂસતમજી વકીલને, ડોશાભાઈ ફરાંમજી કામા સ્કાલરશીપ દાદાભાઈ કાવશજી વાગમેકરને, આદમાએ ખરશેદજી રૂસતમજી કામા સ્કાલરશીપ પીરોજશાહ શાપુરજી કોતોઆકરને, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઈ સ્કાલરશીપ શાવકશાહ શોરાબજી પંથકીને; તથા પ્રાઇઝોમાં ડોશાભાઈ હોરમજજી કામા પ્રાઇઝ ડાક્તર રૂસતમજી માણેકજી કાલાપેશીનાને ("ગુજરેલાંઓને ઠેકાણે પાડવાની જુદી જુદી રીતોના ફાયદા તથા ગેરફાયદા." એ બાબદ ઉપર સરસ દેસાલો લખવા માટે), બાઈ માણેકબાઈ મેહરાંમજી જીજીભાઈ પ્રાઇઝ પીરોજા જમશેદજી ખરશેદજીને, જેમસ ટેલર પ્રાઇઝ મનચેરશાહ રૂસતમજી વકીલને, ગીબસ પ્રાઇઝ પીરોજશાહ જમશેદજી બીલીમોરીઆને, જમશેદજી દોરાબજી નાએગાંમવાલા પ્રાઇઝ કેખશરૂ શોરાબજી ફરાંમજીને, બાલકૃશણા શુદાંમજી પ્રાઇઝ કેખશરૂ શોરાબજી દાવરને, અને જડજ સ્પેનસર પ્રાઇઝ અરદેશર શાવકશાહ દાવરને.

શેઠ ફરાંમજી શોરાબજી ભાવનગરીએ રૂ૬૦૦૦) અવરતા અને પેહલવી સ્કાલરશીપને માટે યુનીવરસીટીને આપ્યા હતા.

આ વર્ષે નીચલા જરથોસ્તીઓ જુદી જુદી પરીક્ષાઓમાં પરીક્ષક નેમાયા હતા:—શેઠો આદરજી મેહરનોશજી મસાંની, ડા૦ નવરોજી કાવશજી ફલીઆંણીવાલા, ડા૦ નશરવાંનજી ફકીરજી સરવેયર, જીજીભાઈ પેશતનજી મીસ્ત્રી, જાંગીર એદલજી દાવર, ધનજીશા હોરમજી દસ્તુર, કેખશરૂ કુવરજી કાપડીઆ, કાવશજી જમશેદજી સંજાણા, દારાબ પેશોતન સંજાણા, તેહમુરશ દીનશાહ અકલેસરીઆ, ફરદુનજી દાદાભાઈ મુલ્લાં, રૂસ્તમ મેહરવાન આગા, ફરામજી કાવશજી બનાજી, ફરદુનજી મનચેરજી દસ્તુર, કાવશજી દાદાભાઈ નાએગામવાલા, મનચેરજી કાવશજી કાંગા, ખા. બા. બમનજી શોરાબજી તારાપોર, રૂસ્તમ કે. આર. કામા, નાનાભાઈ અરદેશર મુસ, શેહરીઆરજી દાદાભાઈ ભરૂચા, રૂસ્તમ શાહરૂખ કેરમાંની, મેરવાંનજી કેખશરૂ આલપાઈવાલા, ડા૦ તેમુલજી ભીખાજી નરીમાંન, ડા૦ શોરાબ કાવશજી હોરમજી, ડા૦ ભીખાજી એદલજી ધાસવાલા, ડા૦ કેખશરૂ નશરવાનજી બાહુરજી, પેશતનજી જામાસ્પજી પાદશાહ તથા દારાં શાપુરજી શેઠના, શેઠ રૂસતમજી ધનજીભાઈ શેઠનાને હાઇ કોરટ પલીડર તથા સબારડીનેટ જડજની પરીક્ષાના અને શેઠ દોરાબજી નશરવાનજી બાધુરજીને ડીસ્ત્રીક્ટ પલીડરની પરીક્ષાના પરીક્ષક નેમ્યા હતા.

---

### તા૦ ૫ મી આપરેલ.

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશન તરફના લેજીસલેટીવ કૌનસીલના એક સભાસદ તરીકે આજ દીને હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ. ને એકમતે ચુંટી કાઢ્યા હતા.[1]

---

### તા૦ ૭ મી આપરેલ.

રોજ ૨૫ માહ ૭ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—મેહરબાઈ તે જમશેદજી નશરવાંનજી મનચેરજી વાડીઆનાં બેટી—ઉમર વર્ષ ૩૦). એવણે "વીવીધ વાણી"[2] નામે પકવાનો કેમ બનાવવાં તેની રીતનું એક ગુજરાતી પુસ્તક પ્રગટ કીધું હતું, જે બહુ સંભાલથી અને જાતી અનુભવથી લખ્યું હતું.

---

### તા૦ ૮ મી આપરેલ.

ગંદેવી નજદીકનાં તોરન ગામમાં લાગેલી આગથી જે ઘણાંક ગરીબ હિંદુ કુટુંબો તદન લાચાર હાલતમાં આવી પડયાં હતાં તેઓને મદદ કરવા માટે શેઠો નશર-

---

૧ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૬ થી આપરેલ ૧૮૯૭.

૨ એ પુસ્તકની બીજી આવૃતી એમનાં મરણ પછી એમનાં માતાજી બાઈ પીરોજા જમશેદજી વાડીઆએ "જામે જમશેદ" પ્રેસ મારફતે બાહર પાડી હતી, અને હમણાં ૧૯૧૫ માં એની ત્રીજી આવૃતી પણ છાપવામાં આવી છે.

ચાંનજી હેરાબજી પ્રાતરક અને મનચેરશાહ રતનજી કરંજ-વાલાની આગેવાંની હેઠલ ફંડ થયું હતું, તેમાં રૂ.૫૯૩) ભરાયા હતા.[1]

---

### તા૦ ૧૫ મી આપરેલ.

વાયવ્ય પ્રાંતોની સરકારના આગરા મધેનાં બેકટીરીઓલોજીકલ ખાતાંના પ્રોફેસર હેનકીનના એક મદદનીશ ડાકટર બાપુજી પેશતનજી ધડીઆલીએ "એનત્રીક" નામની ઝેહરી તાવનાં જંતુનો નાશ કરનારૂં એક શુક્ષમ (microbe) શોધી કાઢ્યું હતું. એ સુક્ષમને પ્રોફેસર હેનકીને પોતાના આ માનીતા ચેલાનાં નામ ઉપરથી "માઇક્રોકોકસ ધડીઆલી" એવું નામ આપ્યું હતું.[2]

---

### તા૦ ૨૦ મી આપરેલ.

રોજ ૮ માહ ૮ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

મરણ—ફરાંમજી પેશતનજી વકીલ[3]—ઉમર વર્ષ ૬૭). એવણ અમદાવાદના વતની હતા, અને પોતાના નાહના ભાઇ ખા. બા. નવરોજજી પેશતનજી વકીલ સાથે ત્યાં સરકારી તથા રેલવેના કંટ્રાકટનાં કામો ઘણાં ફતેહમંદીથી ચલાવતા હતા. ત્યાંની દરેક કોમમાં એમનો વગવસીલો ઘણો હતો. અમદાવાદની પારસી અંજુમનના અને પારસી કલબના એવણ પ્રમુખ હતા. એવણ ઘોડાની ગાડીના અકસમાતથી ગુજર્યાં હતા.

---

### તા૦ ૨૫ મી આપરેલ.

નામદાર શાહનશાહબાનુ માહરાંણી વિકટોરીયાને ગાદીનશીન થવાને ૬૦ વર્ષ પુરાં થવાનો ડાયમંડ જુબીલીનો અવસર આવતી તા૦ ૨૦ મી જુને પડનાર હોવાથી તે પ્રસંગે આપણી કોમ તરફથી એ બખ્તાવર બાનુપર મુબારકબાદીનું એક માનપત્ર[4] આપણા પસંદ કરેલા વડા અકાબર સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. જેવણ પણ એ હીંમાંમપર ઇંગલાંડ પધારનાર હોવાથી તેવણ મારફતે મોકલવાનો ઠરાવ કરવાને ઘણાક આબરૂદાર જરથોસ્તીઓએ મોકલેલાં રેકવીજીશનની રૂહે આજ દીને શમશાત જરથોસ્તી અંજુમનની એક સભા પંચાતનાં ફંડના ટરસ્ટી સાહેબોએ આલબલેસ બાગમાં બોલાવી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટે લીધા બાદ તેવણે નામદાર માહરાંણીજીનાં રાજ્યમાં આપણી કોમ કેવી સુખી છે તે બાબે એક સુભાખીત ભાષણ કીધું હતું. જે પછી તેમની ફરમાસથી પંચાતનાં ફંડના શેક્રેટરી શમસુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ કલકતા, પુણાં, દમણ, અજમેર, સીકંદરાબાદ, ભરૂચ, આકોલા, ગંદેવી, માહબલેશર, મધરાજ, મઉ, ઉદવાડા, ઇંદોર, સતારા, રાજકોટ, નીમચ, અહમદનગર, વડોદરા, નવસારી, નાગપોર, બદનેરા, કાનપોર, સરોંડા, બેરગાંમ, વલસાડ, ખંબાત, અને બેલગાંમની જરથોસ્તી અંજુમનો તરફથી આ સભાનાં કામ તરફ દીલસોજી બતાવનારા તથા તેમાં શામેલગીરી આપવાના આવેલા તારના સંદેશાઓ તથા પત્રો વાંચી સંભલાવ્યાં. એ બાદ શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ દરખાસ્ત કીધી અને તેને ડાકટર કાવશજી હોરમજજીએ ટેકો આપ્યો કે "અંજુમનની આ જાહેર સભાનો એવો વીચાર છે કે નામદાર મહારાણીજીનાં મુબારક રાજ્યનાં ૬૦ વરસ જુન

---

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી આપરેલ ૧૮૯૭.

૨ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૧૫ મી આપરેલ ૧૮૯૭.

૩ શેઠ બેહરાંમજી ફરાંમજી વકીલના બાવા.

૪ જામે જમશેદ, તા૦ ૨૬ મી આપરેલ ૧૮૯૭.

નીચલું માનપત્ર નામદાર માહરાણીજીને સર જમશેદજી જીજીભાઇને હાથે પુગાડવામાં આવ્યું હતું:—

[illegible]

*In the Name of Dâdâr Ahura Mazda.*

**To Her Most Gracious Majesty, Alexandrina Victoria, by the Grace of God, Queen of the United Kingdom of Great Britain and Ireland, Empress of India.**

May it Please Your Imperial Majesty,

On the auspicious occasion of the celebration of the Diamond Jubilee of Your Majesty's glorious and illustrious reign, we, the Parsee community of Bombay, in public meeting assembled, through our distinguished chosen representative Sir Jamsetjee Jejeebhoy, Bart., C.S.I., beg to approach your Majesty with respectful feelings of affectionate loyalty, deep attachment and profound allegiance to Your Majesty's Person and Throne, and to tender our humble and sincere congratulations to Your Majesty on the completion of the sixtieth year of Your Majesty's glorious, prosperous, and happy reign.

We feel proud to count ourselves among your Majesty's Indian subjects. Though we have made India our home and adopted it as our country, our position among its teeming millions is unique. We live as a separate and distinct community, following the ancient religion of our fatherland of Iran, and observing our ancient manners and customs. Upon the fall of the ancient Zoroastrian Empire of Persia, about twelve and a half centuries ago, we were driven to the foreign but hospitable shores of India, where after several vicissitudes of fortune we have at

માસમાં પુરાં થાયછે, તે અવસરે તે નામદારને જરથોસ્તી ટોળા તરફથી એક માનપત્ર આપવું." એ પછી નામદાર માહરાણીપર મોકલવા ધારેલું માનપત્ર શમશુલ ઓલમા એ૦ જીવણજીએ વાંચી સંભળાવવા બાદ શેઠ હોરમજજી દાદાભાઇ જડજે દરખાસ્ત કીધી અને તેને શેઠ જમશેદજી બરજોરજી જમશેદજીએ ટેકો આપ્યો કે "અત્રે વાંચી સંભળાવેલું માનપત્ર આ સભા બહાલ રાખેછે અને પંચાયતના ટ્રસટી સાહેબોને અરજ કરેછે કે એક લાયક કાસકેટ સાથે તે તઇયાર કરાવવું." શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ દારાશાહ રતનજી ચીનગરે ટેકો આપ્યો કે—"રેકવીજીશનમાં દેખાડેલી બાબેસ મુજબ આ સભા પોતાના પસંદ કરેલા વડા અકાબર નામદાર સર જમશેદજી જીજીભાઇ બેરોનેટને અરજ કરેછે કે, તેવણ સાહેબે આ માનાત્ર ઉપર અંજુમન તર-

last settled down to a quiet, contented, peaceful, and prosperous life under the benign protection of the British Raj, with whose interests and destiny we consider ours to be closely bound up. Our unswerving allegiance is therefore due to the British Raj, with whose advent to India may be said to commence the prosperity of the Parsee community. So great is the faith with which the Parsees have looked to the power, strength and stability of the British Empire, ruled over by Your Gracious Majesty, that they have followed the British flag wherever it has been borne in Your Majesty's dominions. Where the British army has marched and the British flag has been unfurled, there have Parsees accompanied it with their goods and property as merchants and traders in pursuit of commerce.

It is a retrospective view of the past condition of our adopted country that endears more and more to the heart of the people the British rule under Your Majesty. The former insecurity of life and property, the former loss of life in times of famine and sickness, the former uncertainty of good government and permanent rule, have become events of the past, and have been replaced by security, prosperity and good government. Your Majesty's illustrious reign of sixty years has been an almost unbroken period of prosperity and progress; and we, Your Majesty's Parsee subjects, have had our fullest share in the enjoyment of these inestimable advantages of Your Majesty's rule. Our community has shared in a marked degree during that period in the material moral and social progress of Your Majesty's Indian subjects.

Among the different causes that have endeared the British rule to your Indian subjects is the freedom with which they are allowed to follow their religious creeds and to observe their own customs and manners. To our community, "a people who have chosen to relinquish their venerable ancestors' homesteads rather than abandon their ancient religion," this freedom has been of inestimable value.

One of the most important features of Your Majesty's reign is the advancement of education throughout the whole country, and the Parsees have taken no small advantage of that great blessing. It is, as it were, to express their grateful appreciation of this noble gift that several of the members of our community have founded educational institutions, most of them available for all communities without distinction of caste or creed, the lead being taken by the first Sir Jamsetjee Jejeebhoy, whose revered name is still held in great veneration by the whole community as a great philanthropist.

The purity of Your Majesty's noble life, the feelings of charity which have guided Your Majesty, and the sympathy and love which make Your Majesty's heart beat with those of the poorest of Your subjects, all these have enhanced our feelings of affection and dutiful respect to Your Majesty's person, whilst the justice of the British rule in Your Majesty's great and extensive Empire has strengthened our allegiance to Your Majesty's throne. The motherly affection with which Your Majesty has always regarded the people of India, sympathised with them in their griefs and rejoiced with them in their joys, has won for Your Majesty the hearts of your people, among whom the Parsees yield to none in their deep affection for the person and throne of their Gracious Sovereign.

It is, therefore, with profound feelings of gratitude, affection and loyalty, that we beg to approach Your Majesty on the happy occasion of the completion of this eventful period of Your Majesty's long reign and to pay homage to your Royal person and throne. What Zoroaster wished for our King Gustasp, the then ruler of our ancient fatherland of Iran, we, Your Majes-

ફથી સરનશીન તરીકે સજી કરી તે મેહેરબાની કરી નામદાર મહારાણીજીને સપુરદ કરવું."

બીજા ઘટીત ઠરાવો પસાર કરી સભા બરખાસ્ત થઇ હતી.

---

તા૦ ૨૭ મી આપરેલ.

સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઇ. નામદાર માહરાણી વિકટોરીયાની ડાયમંડ જુબીલીના અવસરની ટક લઇ ઇંગલાંડ સીધારનાર હોવાથી તેઓનાં માનમાં તેમના પારસી મિત્રો અને વખાણનારાઓએ આજ રાતનાં વાલકેશર સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટવાલા "પીટીટ હાલ" માં એક મોટું ખાણું આપ્યું હતું, જે વેળાએ ૨૫૦ થી વધુ મિત્રો ખાણાંપર શામેલ થયા હતા. પ્રમુખસ્થાને સર દીનશાહજી માણેકજી પીટીટ બીરાજયા હતા, જેવણની તરફથી લખેલું એક ભાષાણ તેમના નબીરા શેઠ જીજીભાઇ ફરાંમજી પીટીટે વાંચી સર જમશેદજીની સલામતી લેવાડી હતી, જે ખુશાલીના અવાજો વચ્ચે લેવાયા બાદ સર જમશેદજીએ તેનો ઉતર વાલી સર્વેનો આભાર માની નેક દોઆ ઇછી હતી. શેઠ હોરમજજી દાદાભાઇ જડજે પ્રમુખ સર દીનશાહજીની સલામતી ચાહયા બાદ મુંબઇ બેંકવાલા શેઠ ઘેલાભાઇ હરીદાસે જણાવ્યું કે સર જમશેદજી સઘળી દેશી કોમોના આગેવાન નર છે, જેવણને એવુંજ માન આપવાને હીંદુ તથા મહામેદન આગેવાનો પણ ઇંતેજાર હતા, પણ તેઓને પોતાની લાગણી બાહેર પાડવાને હવે પુરતો વખત રહયો નથી. પણ મી૦ ઘેલાભાઇએ હીંદુ તથા મહામેદન આગેવાન નરો તરફથી ખાતરી આપવા માંગી કે, તેઓ સર જમશેદજીને માન આપવામાં પોતાને માન મળેલું સમજતે. ખાણું પુરું થવા બાદ એજ મકાનમાં સર દીનશાહજીએ પોતાની તરફથી સર જમશેદજીને એક ઇવનીંગ પારટી આપી હતી, જમાં તેવણને માન આપવા માટે નામદાર ગવરનર લારડ સેંડહરસ્ટ, જનરલ ગેટકર, હાનરેબલ મી૦ ઓલીવંટ તથા બીજા મોટા ઇંગ્રેજ અને દેશી ઓહ્દેદારો, વ્યાપારીઓ વગેરે હાજર હતા.[1]

---

-ty's loyal Parsee subjects, beg leave to wish for Your Majesty, *viz.*,—

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

May Your Majesty live a happy life.
May Your Majesty live a glorious life.
May Your Majesty live a long life.
May your male subjects live long.
May your female subjects live long.
May your children live long.
May you be as Powerful as the Sun, as Luminous as the Moon, as Brilliant as Fire, as Observant as Mithra the Angel of Light, and as Victorious as Sraosha the Angel presiding over the Commandments of God.

---

તા૦ ૩ જી મેએ.

રોજ ૨૧ માહ ૯ (ક૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—રતનજી ફરદુનજી પારખ[2]—ઉમર વર્ષ ૮૨). એવણ આગલા જાણીતા સુરતના શેઠીયા મરહુમ ડોસાભાઇ માણેકજી પારખના નબીરા હતા, અને મુંબઇ આવી ઇ૦ સ૦ ૧૮૪૨ થી લીલાંઉખાનાના કામમાં શેઠ શેરાબજી ભીખાજી દલાલ સાથે "રતનજી અને સોરાબજી" નાં નામથી પડયા હતા. બાદ મી૦ મીનીસ નામના ઇંગ્રેજ સાથે "મીનીસની કું૦" નાં નામથી લીલાંઉખાનું ઉઘાડયું હતું.

---

તા૦ ૩ જી મેએ.

થાણાં જીલ્લાનાં શાહપુર તાલુકાના ફોજદાર શેઠ કેકોબાદ ધનજીભાઇ ઇજનેરે એ તાલુકાનાં હાસનગાંવ સ્ટેશનથી છ માઇલે આવેલી રાહોલીની ટેકરી ઉપર ૭ા ફીટની લંબાઇનો એક વાઘ મારી સરકાર તરફથી રાબેતાનું રૂ.૧૨) નું ઇનામ મેલવ્યું હતું.[3]

---

તા૦ ૫ મા મેએ.

રોજ ૨૩ માહ ૮ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—નશરવાંનજી જાંગીરજી વાડીઆ[4]—ઉમર વર્ષ ૬૦). એવણ બાઇ મોટલાંબાઇ વાડીઆના બીજા

---

૧ જામે જમશેદ, તા૦ ૨૮ મી આપરેલ ૧૮૯૭.

૨ શેઠ હોરમજજી નશરવાનજી ગીસ્તાના સસરા.

૩ જામે જમશેદ, તા૦ ૧૮ મી મેએ ૧૮૯૭.

૪ મરહુમ શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. ના નાહલા ભાઇ.

બેટા હતા. બાઈ મોટલાંબાઈના પીતા શેઠ જાંગીર નશરવાનજી વાડીઆને બાઈ મોટલાંબાઈ શીવાય બીજાં ફરજંદ ન હોવાથી એવણ પોતાના મમાવાના પાલક થયા હતા. એવણ બાપના મરણ પછી જનમેલા હોવાથી માતાજીના હાથ હેઠલ થોડીક સાદી કેળવણી લઈ ઈ૦ સ૦ ૧૮૬૦ થી પોતાના વડા ભાઈ સાથે "જાંહગીર નશરવાનજી વાડીઆના છોકરાઓની કુંપની" ને નામે પેહડી સ્થાપી ઈંગ્લાંડનો વેપાર શરૂ કર્યો હતો. ૧૮૬૩ માં પોતાના ભાઈની સાથે યુરોપ ગયા હતા. જ્યાં ફ્રાંસના છેલ્લા શેહનશાહ ત્રીજા નેપોલીયને પોતાના મેહલમાં એમની મુલાકાત લીધી હતી. વેપારમાં નુકસાન જવાથી પેહડી પછી બંધ કીધી હતી, પણ એવણનાં માતાજીએ પોતાની બાપીકી દોલતને અછા વહીવટથી બહુ વધારી દીધી હતી. એવણ બહુ ભોલા, ભડભડયા, અને ઉદાર ખવાસના હતા તેથી પારસીઓમાં "લૉર્ડ" ને નામે ઓળખાતા હતા. ૧૮૮૫ માં સરકારે એવણને સુલેહના અમલદાર નેમ્યા હતા. ડા૦ તેમુલજી ભીખાજી નરીમાને પારસીઓ માટે સ્થાપેલાં સુવાવડખાનાના કારોબારમાં એવણ બહુ ઉલટ લેતા હતા, અને શરૂઆતથી તે પોતાના મરણ સુધી તેના ખજાનચી હતા, અને તેના ફંડને ધરખમ મદદ કીધી હતી. અંદેરીમાં પાણીનું બાંધકામ કરવાને રૂ૨૫૫૦૦) ની રકમ આપી હતી, અને અંદેરીમાં ધરમનું દવાખાનું બંધાવવાની ગોઠવણમાં હતા, તેટલાં એમનું મરણ નીપજ્યું. માતાજીની હેયાતીમાં સંતાન વગર ગુજરવાથી તેવણની મોટી દોલતપરનો હક ગુમાવ્યા છતાં, એવણનાં વીધવાએ એવણની પુંજીમાંથી મોટું ધરમખાતું કર્યું છે.

---

તા૦ ૭ મી મેએ.

આજ દીને મરહુમ શેઠ નશરવાંનજી જાંગીરજી વાડીઆનાં ઉઠમણાંમાં તેમનાં માતાજી બાઈ મોટલાંબાઈએ રૂ.૧૧૪૦૦૦), વીધવા બાઈ પીરોજબાઈએ રૂ.૧૫૦૦૦), પાલક શેઠ દાદાભાઈ મેહરવાંનજી વાડીઆએ રૂ.૧૦૦૦), ભોજાઈ બાઈ હીરાંબાઈ તે શેઠ નવરોજજી નશરવાનજી વાડિયા સી. આઈ. ઈ. નાં ધણીઆણીએ રૂ.૫૦૦, તથા બીજાં ખેશીઓ અને મિત્રોએ રૂ.૮૯૫) મલી રૂ.૧૩૧૩૯૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1] ઉઠમણાંની સેવટે દસ્તુર પેશોતનજી બેરામજી સંજાનાએ મરનારનું નામ જાહેર ક્રિઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે દેવાની ભલામણ કીધી હતી.

બરાંનપુર મધે ચઈ તા૦ ૨૦ મી આપરેલે લાગેલી ભયંકાર આગમાં લાચાર તથા ઘરબાર વગરના થઈ ગયલાઓને માટે તુરતવેળા વાપડવાને સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે ૮૦૦) ચાદર અતરેથી બેટ મોકલી આપી હતી.[2] એ આગમાં ૫ થી ૬૦૦૦ ઘરો બળી ગયાં તથા ૨॥ કરોડનું નુકસાંન થયું હતું.

---

કરંજ મધે એક ધર્મનું દવાખાંનું ઉંઘાડવા થકી ત્યાંના તથા અતરેના પારસીઓમાં એક ઉઘરાંણું કરી રૂ.૧૦૦૦૦) એકઠા થયા હતા તે મધે બાઈ મોટલાંબાઈ જાંગીરજી વાડીઆએ રૂ.૨૦૦૦૦) ઉમેરી રૂ.૩૦૦૦૦) ની રકમ સરકારમાં આપી હતી, અને સરકારે તેનું નામ "મોટલાંબાઈ ડીસ્પેનસરી" રાખી તેનો વહીવટ ચલાવવાનું માથે લીધું હતું.[3]

---

૧ જામે જમશેદ, તા૦ ૮ મી મેએ ૧૮૯૭.

**શેઠ નશરવાંનજીનાં ઊઠમણાં સુરત, નવસારી, ગંદેવી, બીલ્લાડા, દમણ, નારગોલ, સુવાલી, અને ઓલપાડમાં પણ થયાં હતાં.**

૨ જામે જમશેદ, તા૦ ૧૦ મી મેએ ૧૮૯૭.

એ આગથી નુકસાંન પામેલાઓને મદદ કરવા માટે અતરે એક ફંડ થયું હતું તેમાં રૂ.૨૫૦૦) સર દીનશાહજી માણેકજી પીટીટ, (૧૫૦૦) બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવા, (૫૦૦) નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઈ. ઈ. (૨૫૦) બહમનજી દીનશાહજી પીટીટ, વગેરેએ ભર્યાં હતા.

૩ ટાઈમસ ઑફ ઈંડીઆ, તા૦ ૧૧ મી મેએ ૧૮૯૭.

એ બાબેનો સરકારી ઠરાવ નીચે મુજબ છે:—

With the object of establishing a dispensary in their village, Mr. Dadabhai Pestonjee Karanjia and other public spirited inhabitants of the village of Karanj, in the Surat District, subscribed amongst themselves and offered to Government a sum of Rs. 10,000, which was supplemented by a donation of Rs. 20,000 from Bai Motlibai Jehangir Nusserwanjee Wadia. After a careful consideration of the question as to the mode in which these sums should be utilized so as to ensure complete compliance with the wishes of the donors, his Excellency the Governor in Council came to the conclusion that a sum of about Rs. 7,000 should be set aside for the cost of constructing the dispensary building, that the balance should form an endowment fund and be vested under the Charitable Endowments Act, 1890, and that Government should, on the usual conditions, give as a grant-in-aid a sum not exceeding one-half of so much of the estimated annual cost of maintenance as is not met from the interest on the endowment fund, on the understanding that the District Local Board, which will manage the dispensary under the grant-in-aid rules, will provide for the remaining expenditure. This ar-

તા૦ ૧૦ મી મેએ.

રોજ ૨૮ માહ ૯ (ક૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—જાંગીરજી હોરમજજી મોદી[1]—ઉમર વર્ષ ૫૭). એવણ અતરેના એક મોટા વેપારી અને જુદી જુદી જોઇંટ સ્ટાક કંપનીઓના આગેવાન હતા. થોડીક ઇંગ્રેજી કેળવણી લેવા પછી, મેસરસ મારટીન યંગની જાણીતી ઇંગ્રેજી પેઢીમાં મદદનીશ તરીકે રહ્યા હતા. પછી મેસરસ ફુલચર કુપરની કુંપનીમાં જોડાયા, અને શેરમેનીયાની ખુમારીના વખતમાં ધી વીકટોરીયા પ્રેસ કુંપની ઑફ મધરાસ નામની જોઇંટ સ્ટાક કુંપની કાહડી પછી દખણ કૉટન કલીનીંગ કુંપની જે ૧૮૬૬ માં કડચામાં ગઇ તે કાહડી. પછી ઇ. સ. ૧૮૬૮ માં આલબરટ મીલસ કું૦ સ્થાપી તેના મી૦ મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી સાથે એજંટ થયા. પછી નેશનલ સ્પીનીંગ કું૦ નામે મીલ પરેલ તરફ કાહડી તેની એજંસી ૧૮૮૭ માં બદલાઇ ગઇ. સધરન ઇંડીઆ સ્પીનીંગ એંડ વીવીંગ કું૦, ખીરાર મેન્યુફેકચરીંગ કું૦, આલબરટ પ્રેસ કું૦, મહુવા મેન્યુફેકચરીંગ કું૦, કરંજા જીનીંગ એંડ પ્રેસીંગ કું૦, બદનેરા પ્રેસ તથા મીલ એંડ આકોલા મેન્યુફેકચરીંગ કું૦ના એવણ એજંટ હતા, અને ઘણીક કુંપનીઓના ડાયરેકટર હતા.

rangement having met with the approval of the donors and of the District Local Board, his Excellency the Governor in Council is pleased to sanction, on the usual terms, a grant of Rs. 300 a year to the dispensary with effect from the date on which the dispensary is opened. The Collector has been requested to settle, in consultation with the donors, and submit to Government for approval, a draft application, vesting order and scheme in regard to the proposed vesting of the sum of Rs. 23,000 as an endowment under the Charitable Endowments Act, 1890. His Excellency the Governor in Council has gladly availed himself of this opportunity to establish an additional dispensary, and desires to express his appreciation of the liberality which has enabled Government to give effect to the beneficent intentions of the donors. In compliance with the wishes of Mr. Karanjia and his friend, Government are pleased to direct that the institution should bear the name of the principal benefactor Bai Motlibai. ["Times of India" 11th May 1897.]

૧ શેઠો દાવરશાહ, નવરોજજી, હોરમજજી, પેશતનજી, અને ખરશેદજી જાંગીરજી મોદીના બાપ.

બદનેરામાં એક ધરમનું દવાખાનું રૂ.૧૫૦૦૦) ને ખરચે કાહડ્યું હતું. વળી ત્યાંની દરેમેહરનાં ઉભરાંણીની આગેવાંની એવણની હતી. અને ઇ૦ સ૦ ૧૮૯૬ માં લાનોલી મધે પારસીઓ માટે ૧૦) નાહના બંગલાઓનું એક સેનીટેરીયમ પોતાનાં ધણીઆંની બાઇ ભીખાઇજીનાં નામનું બંધાવી ખુલ્લું મેલ્યું હતું.

તા૦ ૧૧ મી મેએ.

ઇંગ્લાંડ મધે બેથનલ ગ્રીનના ચુંટણી કરનારાઓની સભામાં મી૦ મનચેરજી મેહરવાનજી ભાવનગરીએ ભાષણ કીધા બાદ સરકારની પરદેશી સંબંધની રાજનીતિને ટેકો આપનારો એક ઠરાવ પસાર કીધો હતો.[2]

તા૦ ૧૩ મી મેએ.

નાશક મધે આગલા દુકાલનાં ફંડમાં બાઇ મોટલાંબાઇ વાડીઆએ રૂ.૫૦૦) ભરયા હતા.[3]

તા૦ ૧૫ મી મેએ.

રોજ ૩ માહ ૯ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ મનચેરજી નીકલસન—ઉમર વર્ષ ૭૫). એવણ પુણાની સરકારી ફીનાનસ ઑફીસમાં વર્ષો સુધી નોકરી બજાવી પેનશનર ફીટાયર થયા, પછી ત્યાંજ વેલાતી દારૂ વેચવાનો ધંધો કરતા હતા, અને ત્યાંના પારસીઓમાં જાણીતા હતા.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧ લી જુન ૧૮૯૭.

"That this meeting of the Electors of North-East Bethnal Green having listened with attention and interest to the speech delivered by their member, Mr. Bhownaggree, touching upon the prominent points in relation to the foreign policy and the domestic legislation of her Majesty's Government since the assembling of the present Parliament, desires to express its unabated confidence in that Government and its warm approval of the manner in which Mr. Bhownaggree has steadily supported such policy and legislation. And it is further desirous of recording its grateful recognition of the valuable services rendered by him towards the maintenance of the Union of India with the British Dominions, which is, as it ought to be, the aim of all statesmen irrespective of party politics, and the attempts at undermining which on the part of certain political agitators have been on more than one notable occasion thwarted by their Member since his return to Parliament by this Constituency."

૩ મુંબઇ સમાચાર, તા૦ ૨૭ મી મેએ ૧૮૯૭.

### તા૦ ૧૭ મી મેએ.

રોજ ૫ માહ ૯ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

મરણ—આદરજી હોરમજજી દેસાઈ[1]—ઉમર વર્ષ ૫૪). એવણ નવસારીના વડા દેસાઈજીના ભત્રીજા હતા. છેલ્લાં ૩૨) વર્ષ થયાં નાગપોર, વીરમગામ, ગોળવડ અને વગેરે તરફ રેલવે કંપનીને બાલાસ્ટ પુરી પાડવાનું કંટ્રાકટ બજાવતા હતા. ગરીબોને સારી મદદ કરતા હતા, અને પોતાના વડા બેટા મી૦ મેહરવાંનજી જેઓ વકીલનું કામ કરેછે, તેમને એવી નસીહત દીધી હતી કે, નસેસાલારો તથા કોઈપણ કોમની વીધવા બાઈઓના કેસો ગમે એવી મોટી ફીનાં છતાં મુફત લેવા. એવણે તે તરફ ઘણાક કુવાઓ ખોદાવ્યા હતા, અને નવસારીમાંજ ગુજર્યાં હતા.

### તા૦ ૨૦ મી મેએ.

મુંબઈની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—

ખાંનબાહદુર હોરમજજી દાદાભાઈ, હાનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઈ. ઈ.; ડાકટર નવરોજજી કાવશજી કલીઆંણીવાલા, એલ. એમ. એંડ એસ.; ડાકટર મેહરાંનજી હોરમજજી નાણાંવતી, એલ. એમ. એંડ એસ.[2]

### તા૦ ૨૧ મી મેએ.

રોજ ૯ માહ ૯ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

સુરત મધે સઈયદપરામાં મુંબઈવાલા મરહુમ શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેશતનજી વાડીઆએ ઈ. સ. ૧૮૪૪ માં બંધાવેલી દરેમેહર બાશમાર થવાથી તે તેઓના વારસોની પરવાનગી મેલવી મુંબઈવાલા શેઠ જીવણજી જામાસપજી માસ્તીએ નવેસરથી બંધાવી તેમાં આજ દીને જુના આદરાંન પરઠાવ્યા હતા. જશનની ક્રિઆ સઈયદપરાવાલા દસ્તુર પેશતનજી એદલજીએ કરવા બાદ શેઠ જીવણજીને એક માનપત્ર તથા શેઆલ ત્યાંની અંજુમન તરફથી એનાયત કરવામાં આવ્યું હતું. એ બાદ તેઓ તરફથી તેમના બેટા શેઠ મેહરાંનજી જીવણજી માસ્તીએ એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ પાક મકાંનના નીભાવના ખરચને માટે તેવણે બોઈસર ગામ મધે આવેલી પોતાની જમીનનું ટ્રસ્ટડીડ કરાવ્યું છે, અને તેના ટ્રસ્ટીઓ તે ખરચ અતરે નેમેલા મેનેજરો શેઠો શેહરીઆરજી જમશેદજી કાપડીઆ, મેહરાંનજી જીવણજી માસ્તી, બેજનજી રૂસતમજી પીઠાંવાલા, અને મેહરવાંનજી એદલજી મેહતા ઉપર દર સાલ મોકલશે. આ મકાંનની પડોસમાં અતરેના તથા દેશાવરોના જરથોસ્તીઓના વપડાસ માટે જરૂર જણાયાથી એક ધર્મશાલાનું મકાંન બંધાવ્યું છે. એ અંજુમન પત્ર વંચાયા બાદ મુંબઈવાલા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના કે જેઓ ક્રિઆમાં હાજર થયા હતા તેમના તરફથી તેમના બેટા એ૦ કેખશરૂએ સખાવતનાં કામો કરવાની અગત વિષે તથા સુરતવાલા દસ્તુર રૂસતમજી જમશેદજીએ આતશની બુલંદી વિષે વાએજો કીધી હતી, જે પછી સરદાર દાવર એદલજી ખુરશેદજી મોદીએ શેઠ જીવણજીનો આ કામ પાર પાડી આપવા માટે ઉપકાર માની તેવણને એક શેઆલ હોરાડી હતી તથા શેઠ જીવણજીએ પોતા તરફથી શેઠ શેહરીઆરજી જમશેદજી કાપડીઆને તેઓએ આ કામમાં લીધેલી મેહનત માટે એક શેઆલ હોરાડી, તેમજ દસ્તુરો તથા સરદાર એદલજી મોદીને શેઆલો હોરાડી હતી. એ બાદ શેઠ જીવણજી તરફથી એ બનાવની ખુશાલીમાં સઈયદપરાની એંટીવાલી ધર્મશાલામાં નાતનું જમન કરવામાં આવ્યું હતું તેની ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[3]

### તા૦ ૨૩ મી મેએ.

મી૦ જમશેદજી નશરવાનજી તાતાએ જાપાનીસ વેપારની હીંદુસતાનમાં ખીલવણી કરવાને કરેલી કોશેશોની પીછાન તરીકે જાપાનની સરકારે એ ગ્રહસથને પોતાના માનીતા "સેક્રેડ ત્રેઝર" વાળો ચોથા ગ્રેડનો ખેતાબ એનાયત કરયોછે, તેમજ જાપાનની જાણીતી સ્ટીમર કંપની "નીપોન યુસેન કેઈસા" જેના મેસરસ તાતાની કું૦ એજંટો છે, તેને લગતો "કીન કોસો" નો ખેતાબ આપ્યોછે. એ પહેડીના બીજા ખંતીલા ભાગયા મી૦ રતનજી દાદાભાઈ તાતાને પણ "કીન કોસો" નો ખેતાબ મલ્યો હતો.[4]

---

૧ શેઠ મેહરવાનજી આદરજી દેસાઈ (વકીલ) ના બાવા.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૦ મી મેએ ૧૮૯૭.

૩ જામે જમશેદ, તા૦ ૨૫ મી મેએ ૧૮૯૭.

એ દરેમેહેરમાં નીચે મુજબ તખતી મારેલીછે:—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ છે.

"અસલ જુની દરેહમેહેરના વાહાડીઆજી દાદાભાઈ
"તથા મનચેરજી પેશતનજીના વારશો તરફથી શેઠ જીવનજી
"જામાશજી મીશતરીએ કુલ વહીવટ તથા અખત્યારી લીધા
"પછી આ દરેહમેહેર તથા એને લગતી ધરમસાળા શ્રી
"મુંબાઈવાશી શેઠ જીવનજી જામાશજી મીશતરીએ નવેશરથી
"ફરીને પોતાનાં ખરચે બંધાવીને પોતાના બેહેશતનશીન
"બાવાજી જામાશજી ભાઈજી મીંચાજી પટેલ તથા બેહેશતનશીન માતાજી હીરાંબાઈ એ બેની નઈએતે ઈંજાવીને
"આજ દીને અનજુમન મેલવી યાજદીઅશની દીનના
"હોકમ મુજબ જશન કરીને આતશ આદરાંન શાહેબને
"આજ દીને તખતનશીન કરીઆછે. અને હમારી દેખરેખ
"હેઠલ શ્રી સુરત સૈયદપરાનાં રહેવાશી તથા બીજા જરથોસ્તી
"અનજુમનને વાપરવાનાં હાસ્મુસર તથા જરથોસ્તી અનજુમનનાં દીનઆઈનનાં કામ સારૂ ખુલી મેલીછે. રોજ
"૯ મો માહા ૯ મો શેહેનશાહી શને ૧૨૬૬ યજદેજરદી,
"તા૦ ૨૧ મી મે શને ૧૮૯૭ સંવત ૧૯૫૩ નાં વૈશાખ
"વદ ૫. વાર ભ્રગુ."

૪ જામે જમશેદ, તા૦ ૨૪ મી મેએ ૧૮૯૭.

તા૦ ૨૩ મી મેએ.

રોજ ૧૧ માહ ૧૦ (ક૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—પેશતનજી ફરાંમજી કામાજી[1]—ઉમર વર્ષ ૮૨). એવણ આગલા વખતના એક મોટા વેપારી હતા. ઇ૦ સ૦ ૧૮૪૩ માં પોતાના ભાઇઓની સાથે મલી મુંબઇમાં મેસરસ પેશતનજી અને બહમનજી ફરાંમજી કામાની કંપનીને નામે વેપારી પેહડી સ્થાપી હતી. પછી ભાગ્યાઓ સામેલ કરી ૧૮૪૯ થી કલકત્તા ખાતે મેસરસ ડોસાભાઇ ફરાંમજી કામાની કંપની, કનટાન તથા શાંઘાહી ખાતે પેશતનજી ફરાંમજી કામાની કંપની, અને એમૉય ખાતે હોરમજજી જામાસપજી નાદરશાહની કંપનીને નામે પેહડીઓ ચાલુ કરી બોહળો વેપાર વધાર્યો હતો, અને તે વેપાર માટે ૧૮૪૯—૫૦ માં બે મોટાં વાહણો ખરીદયાં હતાં, અને ઇ૦ સ૦ ૧૮૫૭ થી ૧૮૬૬ સુધી તે પેહડીનો વહીવટ મેસરસ પેશતનજી તથા ડોસાભાઇ ફરાંમજી કામાજીની કંપનીને નામે ચલાવ્યો હતો.

તેમને જુદા જુદા ધરમોને લગતાં તથા યોગ વીદયાને લગતાં પુસતકો વંચવાનો ઘણો શોખ હતો. ઇ૦ સ૦ ૧૮૯૫ની શરૂઆતમાં "શ્રીમદ ભગવદગીતા" નું ભાશાંતર સવર્ગવાસી વીશનું બાવા બ્રહમણચરયે બનાવયું હતું તે એવણે છપાવી પ્રગટ કરયું હતું, તથા સમરથ શ્રી રામદાસ વાણી નામનું હીંદી કથનને લગતું પુસતક એજ સાલમાં એવણે છપાવી પ્રગટ કરયું હતું.

---

તા૦ ૨૪ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—મોટલાંબાઇ તે માણેકજી નવરોજજી વાડીઆનાં વીધવા[2]—ઉમર વર્ષ ૮૬). મરહુમ શેઠ જાંહગીર નશરવાંનજી વાડીઆનાં એકપુરાં બેટી. પારસીઓમાં એવણ સૌથી શ્રીમંત શેઠાણી ગણાતાં હતાં. ૧૮૩૭માં ૨૬ વરસની ભર જવાન વયે વીધવા થયાં હતાં. પોતાના બાપની દોલત સારા પ્રકારે સાચવી હતી. નવસારી મધેની નવી દરેહમેહેરની ઇમારત ઘણી પુરાણી થવાથી તે રૂ૨૦૦૦૦ ને ખરચે પાછી ૧૮૫૧ માં એવણે બંધાવી આપી હતી. ૧૮૬૨ માં મુંબઇના જરથોસતીઓને અવજ્ઞમંજલ પહોંચાડવાનાં ફંડમાં રૂ૧૫૦૦૦ ની રકમ આપી હતી. ૧૮૬૩ માં કોટ મધે પીઠાંવાળા મોહોલામાં એક દરેહમેહેર મરહુમ શેઠ જહાંગીરજીને નામે પરથાવી હતી. ૧૮૭૧ માં પોતાના મરહુમ વડીલ લવજી વહાડયાનાં નામના મુંબઇ મધે દર તીર માસના પહેલા ઘમબારની નયાત ચાલુ રાખવા માટે રૂ૨૫૦૦૦ ની રકમ અલાહેદી કહાડી હતી. ૧૮૭૩ માં માહીમ મધે મરહુમ જહાંગીર નશરવાનજી વહાડયાને નામની ચેરીટેબલ ડીસપેનસરીને માટે રૂ૧૦૦૦૦ ની રકમ તથા પોતાનું એક મકાન ભેટ આપયું હતું. ૧૮૮૯ ની સુરતની આગનાં ફંડમાં રૂ૧૫૦૦૦ ભેટ આપયા હતા ૧૮૮૮ માં મુંબઇ મધે ઓરતો તથા બાળકોને માટે એક ઑસપીટલ બાંધવા માટે પોતાની મજગામ તરફ આવેલી 'પારસનેજ' નામની જમીન તે ઉપર બાંધેલી ઇમારત તથા રૂ૧૫૦૦૦૦ ની રોકડ રકમ સરકારમાં આપી હતી. તે તા૦ ૧૫ મી મારચ ૧૮૯૨ ને દીને બાઇ 'મોટલાંબાઇ આસપીટલ' ને નામથી ખુલ્લી મુકવામાં આવી હતી. ૧૮૯૦ માં પરેલની ધી જ. ન. પીટીટ પારસી આરફનેજના ફંડમાં રૂ૧૫૦૦૦ તથા તે તરફ આવેલો જમીનનો એક કટકો ભેટ આપયો હતો. ઉદવાડાનાં આતશબેહેરામને માટે નવું મકાન એ બાઇએ બંધાવી આપી તે પોતાના ખાવીંદનાં નામથી તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૪ ને દીને પરથાવ્યું હતું. ૧૮૯૪ માં કરંજ ગામમાં રૂ૩૫૦૦ ખરચી એક અગરી બંધાવી આપી હતી, તથા એજ ગામમાં ગરીબો માટે એક ધરમાદા દવાખાનું ઉઘાડવાને રૂ૨૦૦૦ સરકારમાં આપયા હતા. ઉદવાડાના રેલવે સટેશનથી તે આતશબેહેરામ સુધી જવાનો પાકો રસતો બાંધી આપવાને રૂ૩૨૦૦૦ તથા તે રસતાની દર સાલની મરામત માટે રૂ૩૧૦૦૦ સરકારમાં આપ્યા હતા. સુરતના મરહુમ શેઠ દાદાભાઇ નશરવાનજી મોદીવાળા શેહેનશાહી આતશબેહેરામનાં મકાનની મરામત ૧૮૯૭ માં રૂ૯૦૦૦ ને ખરચે કરાવી હતી તે ઉપરાંત બીજાં ઘણાં જાહેર ફંડોમાં તથા ધરમખાતાંઓમાં નાણાંની રકમો આપી હતી.

---

તા૦ ૨૬ મી મેએ.

આજ દીને મરહુમ બાઇ મોટલાંબાઇ તે મરહુમ શેઠ માણેકજી નવરોજજી વાડીઆનાં વીધવા તથા મરહુમ શેઠ જાંગીરજી નશરવાંનજી વાડીઆનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ.૧૦૬૦૦૦), દીકરા શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ રૂ.૧૦૦૦૦૦), વહુ બાઇ હીરાંબાઇ તે શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. નાં ધણીઆંનીએ રૂ.૫૦૦૦), વહુ બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી જાંગીરજી વાડીઆનાં વીધવાએ રૂ.૨૦૦૦) તથા તેમના પાલક શેઠ દાદાભાઇ નશરવાંનજી વાડીઆએ રૂ.૫૦૦), તથા બીજાં બેશીઓએ રૂ.૬૯૦) મલી રૂ.૨૧૪૧૯૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. ઉઠમણાંની ક્રિઆની સેવટે દસતુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ ઉઠી મરનારનું નામ જાહેર ક્રિયાઓ-

---

૧ ડા૦ અરદેશર પેશતનજી કામાના બાવા.

૨ મરહુમ શેઠો નવરોજજી માણેકજી વાડીઆ સી. આઇ. ઇ., અને નશરવાનજી જાંગીર વાડીઆનાં બાવાજી.

માં બીજા બુજર્ગોનાં નામ સાથે દેવાની અપોરનાંનોને બલાંમણ કીધી હતી.[1]

તા૦ ૩૧ મી મેએ.

નામદાર માહરાંણીજીના હોકમથી પ્રીનસ ઑફ વેલસે આજ દીને સેંટ જેમસીસ પેલેસમાં ભરેલી લેવીમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ., શેઠ રૂસ્તમ ડાયાભાઇ નશરવાંનજી વાડીઆ, એમ. એ., અને રૂસતમજી શેરાબજી પાંઉવાલા હાજર થયા હતા.[2]

તા૦ ૧ લી જુન.

મુંબઇની મીલોમાં વાવય પ્રાંતો વગેરે દુરના ભાગોના મજુરોને દાખલ કરવાને લગતું ૩૮ પાનાનું એક ચોપાનીઉં મી૦ જમશેદજી નશરવાનજી તાતાએ બાહેર પાડયું હતું, જેમાં તેવણે એવા ફેરફારની મજબુત માંગણી કરી, તેના સંબંધમાં પોતાની કંપનીને મીલઓનરસ આસોસીએશન સાથ ચાલેલાં કેટલાંક કાગળપત્રો રજુ કર્યાં હતાં.[3]

દસ્તુર પેશોતનજી દસ્તુર બેહરામજી સંજાણાએ નીચલાં નામનું ચોપાનીઉં બાહેર પાડયું હતું જે ઉપર ભારે ચકચાર ચાલી હતી:—

"શેહનશાહી ટોળાના મુંબઇ ખાતેના પાક આતશબેહરામ પાદશાહના નેક કેબલા શામને એક બીજાં આતશબેહરામ કરવાની કેટલાએક જરથોસ્તીઓ તરફથી થયલી અણુછટતી શરૂઆત, અને મુંબઇથી હીંદુસ્તાનમાં ચોતરફ મરકીના દુષ્ટ રોગનો થયલો ફેલાવો, જે બનાવો ઉપરથી મરકીનાં કારણો વિશે આપણા પાક અવસ્તામાં આવેલાં ફરમાંનોની જાહેર થયલી મોતેબરી, જરથોસ્તીઓએ તે ઉપરથી ધડો લેવાની ફરજ, અને પાક દાદારની હજુરમાં મારી ચાલી તેનો પરતાવો કરવાની જરૂર, એ વિશે પોતાના ભલા હમદીન ભાઇઓને કાવેલો ટુંક ખોલાસો."

તા૦ ૨ જી જુન.

રોજ ૨૧ માહ ૯ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—ખાંનબાહદુર માણેકજી કાવશજી દોટીવાલા[4]—ઉમર વર્ષ ૬૨). એવણ મુંબઇ સરકારના ઇજનેર ખાતાંના એક પેનશનર હતા. અસલ સુરતના વતની હતા. પણ રીટાયર થવા પછી પુણે રેહતા હતા. એવણ પેહલા વરગના સરવેયર તરીકે કરાંચી ખાતે ૧૮૫૬ માં ગયા હતા, અને સીંધ વીભાગમાં ૧૧) વર્ષ નોકરી બજાવી ૧૮૬૯ માં ગુજરાત તથા થાણા ખાતે બદલી થઇ હતી. ૧૮૮૯ માં પેહલી ગ્રેડના ઑનરરી એસીસ્ટંટ એનજીનીયરની પદ્વી એવણને આપવામાં આવી હતી. એ બાદ ૧૮૯૨ માં ૩૬ વર્ષની નોકરી પછી રીટાયર થયા હતા. ૧૮૯૩ માં હીંદી સરકારે એમને "ખાનબાહદુર" નો ખેતાબ આપ્યો હતો. પુનાની સુબરબન મ્યુનીસીપાલીટીના એક અધીકારી તથા ત્યાંના એક ઑનરરી મેજીસ્ટ્રેટ વગેરે હતા.

તા૦ ૩ જી જુન.

સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં માનમાં આજ દીને ઇંગલાંડમાં વસનારા પારસીઓએ ત્યાંની "ઇમપીરીઅલ ઇનસ્ટીટ્યુટ" નાં દીવાંનખાંનાંમાં ઇવનીંગ પારટીનો એક મોટો મેલાવડો કીધો હતો. આ મેલાવડામાં લંડનના મોટા મોટા ઉમરાવો, હિંદુસ્થાંનના આગલા વાઇસરાયો, મુંબઇના આગલા ગવરનરો, વગેરે પોતાની બાનુઓ સાથે હાજર થયા હતા. શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, દાદાભાઇ નવરોજજી, દાદાભાઇ બેહરાંમજી ચોધરી, અને નશરવાંનજી જામાસપજી મુલ્લાં સર્વેને આવકાર આપતા હતા. મેલાવડો ભેગો થયા પછી શેઠ દોરાબજી પેશતનજી કામાજીએ સર જમશેદજીને માન આપવા માટે હાજર થયલા આટલાબધા ગ્રહસ્થોનો પારસીઓ તરફથી ઉપકાર માનવા બાદ ડાકટર શાપુરજી અસપંદીઆરજી કાપડીઆએ સર જમશેદજીને એક માનપત્ર વાંચી સંભલાવ્યું, જેનો તેવણે ઘટતો ઉપકાર માન્યા બાદ રીફ્રેશમેંટ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[5]

તા૦ ૪ થી જુન.

રોજ ૨૩ માહ ૯ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**-શેરાબજી અરદેશર દલાલ, ભરૂચના—ઉમર વર્ષ ૪૯). એવણ ભરૂચવાળાં ખાનબાહદુર રૂસતમજી દલાલના નબીરા હતા. નાહનપણથીજ વેપારમાં પડયા હતા. મુંબઇ શેહરનો ભાંગ તથા ગાંજાનો ઇજારો વર્ષો થયાં એવણને મળતો હતો.

૧ જામે જમશેદ, તા૦ ૨૭ મી મેએ ૧૮૯૭.
મરહુમ બાઇ મોટલાંબાઇનાં ઊઠમણાં સુરત, ભરૂચ, નવસારી, ઊદવાડા, દમણ, કરંજ, અને નારગોલમાં થયાં હતાં.

૨ જામે જમશેદ, તા૦ ૨૧ મી જુન ૧૮૯૭.

3 Imported Labour for Bombay Mills, by Mr. Jamshedji N. Tata.

૪ ડા૦ અરદેશર માણેકજી દોટીવાલાના બાવા.

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૧ મી જુન ૧૮૯૭.
સર જમશેદજી અતરેથી તા૦ ૧ લી મેએને દીને લંડન જવા ઊપડયા હતા. તેઓ તા૦ ૨૧ મી મેએ લંડન પુગા હતા, જ્યાં તેઓને વિકટોરીયા ડૉકની ગોદીમાં મુબારકબાદી આપવાને લંડનના સઘળા પારસીઓ તથા ઘણાક ઇંગ્રેજ મિત્રો ભેગા મળ્યા હતા.
તા૦ ૧૮ મી જુને નામદાર પ્રીનસ ઑફ વેલસે સર જમશેદજીને પોતાના પરોણા તરીકે ઇમપીરીઅલ ઇનસ્ટીટ્યુટમાં આપેલાં બાહેર ખાણાં ઊપર બોલાવ્યા હતા.
એ ઊપરાંત ઘણા નામાંકિત ઊમરાવોએ એવણને પોતાને ત્યાં ખાસ પાર્ટીઓ કરી બોલાવ્યા હતા.

તા૦ ૫ મી જુન.

અતરેના ફ્રીમેસનોને માટેનાં બંધાવવા ધારેલા મોટા "મેસોનીક હૉલ" નો પાયો આજ દીને મેસોનીક ઢબ પ્રમાણે મુંબઇના નામદાર ગવરનર લારડ સેંડહરસ્ટે નાખ્યો હતો.[1]

તા૦ ૧૦ મી જુન.

રોજ ૨૯ માહ ૯ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—બહમનજી પેશતનજી માસટર[2]—ઉમર વર્ષ ૭૨). ૧૮૪૧ માં અત્રેની એલફીનસટન ઇનસટીટયુશનમાંથી 'ક્લેર સ્કોલર' ની પદવી મેળવી એજ ખાતાંના શીક્ષક તરીકે રહયા હતા. ૧૮૪૮ માં સ્ટુડંટસ લીટરરી સોસાયટી સથાપવામાં એવણે પ્રોફેસરો લીગ, પેટન, દાદાભાઇ વગેરે સાથે આગેવાનીભરયો ભાગ લીધો હતો તથા ઘણું સુધી એ સોસાયટીના નાયબ સરનશીન હતા. આગલી ગ્નાન પ્રસારક મંડળીના એઓ પ્રમુખ હતા. ૧૮૫૫ માં શેઠ દાદાભાઇ નવરોજજી અત્રેથી વીલાયત ગયા પછી થોડુંક સુધી એઓ એલફીનસટન કોલેજમાં લીટરેચર એટલે સાહીતયના એસીસટંટ પ્રોફેસર નેમાયા હતા. ૧૮૫૭ માં એવણ કેળવણીખાતાં સાથનો સંબંધ છોડી મેસરસ કામા કંપની તરફથી લંડન ગયા હતા. ત્યાં આપણા લોકોનું ધરમનું ફંડ સથાપયું હતું તેના એવણ એક ટ્રસટી હતા. લંડનમાં ૯ વરસ ગુજારી ૧૮૬૬ માં પાછા મુંબઇ આવયા. મુંબઇની મયુનીસીપલ કોરપોરેશન અને ૧૮૭૩ થી ચાલુ થઇ તયારથી એવણ તેના એક સભાસદ તરીકે કર ભરનારાઓ તરફથી ચુંટી કહડાતા હતા. કોરપોરેશનમાં એવણ પ્રજા તરફથી હીમતવાન લડત ચલાવતા હતા, અને ખુશમીજાજી ચીમકીઓ ઘટતે ઠેકાણે રમુજ કરી લગાવયા જતા હતા.

**મરણ**—દોરાબજી નાનાભાઇ વાડીઆ—ઉમર વર્ષ ૬૨). મરહુમ અકાબર શેઠ નવરોજજી જમશેદજી વાડીઆના નબીરા. અસલી ધરમના પણ સુધરેલા વિચારના ગ્રહસ્થ હતા. "ગાયણ ઉત્તેજક મંડલી" ના ઘણા જુના અધીકારી અને ખજાનચી હતા.

તા૦ ૧૧ મી જુન.

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશનના સુલેહના અમલદારો તરફના એક અધિકારીની ખાલી પડેલી જગા ઉપર ડાકટર કાવશજી પેશતનજીની નેમણુક આજ દીને થઇ હતી.[3]

તા૦ ૧૩ મી જુન.

રોજ ૨ માહ ૧૦ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી બેજનજી તુરકી—ઉમર વર્ષ ૮૦). એવણ સીકંદરાબાદના રહીશ હતા, અને ત્યાંજ ગુજર્યા. ત્યાંની મેસરસ પંથકીવાલાઓની દુકાનમાં મેનેજર તરીકે ૩૦) વર્ષ સુધી કામ બજાવ્યું હતું, અને સીકંદરાબાદની અંજુમનમાં સારો દરજ્જો ધરાવતા હતા.

તા૦ ૧૪ મી જુન.

રોજ ૩ માહ ૧૦ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—ખાનબાહદુર એદલજી ડોશાભાઇ કોઠાવાલા—ઉમર વર્ષ ૬૪). એવણ ૧૭ વરસની ઉમરે સરકારી નોકરીમાં દાખલ થયા હતા અને આમોદ, ચીખલી, બારડોલી વલસાડ, નડીયાદ વગેરે ઠેકાણાઓ ઉપર મામલતદારના ઓધા ભોગવ્યા હતા. એ બાદ ૧૮૭૪ થી અમદાવાદ, ખેડા અને ભરૂચમાં ડેપ્યુટી કલેકટરના ઓધા ભોગવ્યા હતા, અને ૧૮૯૪ માં પેનશન લઇ રીટાયર થયા હતા. અમદાવાદની જરથોસતી અંજુમનના એવણ એક આગેવાન અકાબર હતા.

તા૦ ૧૭ મી જુન.

બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ એદલજી હોરમજજી ખામજીનાં વીધવા તથા મરહુમ શેઠ નશરવાનજી રતનજી તાતાનાં બેટીએ ૨૦૦૦૦) ની રકમ પારસી પંચાતનાં ફંડના ટ્રસટી સાહેબોને ભેટ આપી હતી કે તેનું વ્યાજ મુંબઇની, નવસારીની, અને પુણાંની ગરીબ જરથોસ્તી વીધવાઓને આસરો આપવામાં વાપરવું.[4]

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી જુન ૧૮૯૭.

એ હૉલ બંધાવવા માટે નેમેલી કમીટીના શેઠ દારાશાહ રતનજી ચીજગર પેહલેથી ઑનરરી સેક્રેટરી હતા, અને ૨૦) વર્ષ સુધી તે કામ ખંતથી બજાવી પાર ઊતાર્યું હતું. એનાં ફંડમાં પારસીઓએ ભરેલી મુખ્ય રકમ નીચલી હતી:—રૂ.૩૦૦૦) સર દીનશાહજી માણેકજી પીટીટે પોતાના દીકરા મો૦ ફરાંમજીની યાદમાં, રૂ.૧૦૦૦) શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ., એ પોતાનાં માતાજી બાઇ મોતલાબાઇની યાદમાં, શેઠો માણેકજી કાવશજી પીટીટ, સોરાબજી અને કાવશજી દાદાભાઇ દુબાશ, નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ.; ફરાંમજી બહમનજી જીજીભાઇ, જીજીભાઇ ફરાંમજી પીટીટે પોતાના પીતાની યાદમાં; રૂ.૨૫૦) શેઠ નવરોજજી જીવણજી ગજદર; રૂ.૨૦૦) શેઠો માણેકશાહ જાંહગીરશાહ તાલેયારખાં, નવરોજજી પેશતનજી વકીલ, જમશેદજી રૂસ્તમજી કામાજી વગેરે.

૨ ડૉક્ટરો હોરમસજી, ફરાંમજી, ડા૦ દીનશાહ અને મરહુમ મનચેરશાહ બહમનજી આપણા બાવા.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૨ મી જુન ૧૮૯૭.

૪ જામે જમશેદ, તા૦ ૧૯ મી જુન ૧૮૯૭.

તા૦ ૧૯ મી જુન.

ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાના તરફથી "પેહલવી ટેક્ષ્ટ" નામની ચોપડીનો પંહેલો ભાગ બાહેર પડયો, જેમાં "અઇયાદ ગારે જરીરાન" યાને પેહલવી શાહનામાની બાબદ સમાવેલીછે. એ પુસ્તકની અસલ નકલ ફક્ત દસ્તુર જામાસ્પજીનાંજ પુસ્તકખાનામાં કેહેવાયછે, જે ઉપરથી મરહુમ પ્રોફેસર ડારમસ્ટેટર તથા ડાકટર વેસ્ટે નકલો કરી લીધી હતી.

---

તા૦ ૨૦ મી જુન.

રોજ ૯ માહ ૧૦ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

નામદાર શેહનશાહબાનુ વિક્ટોરીયાનાં રાજ્યનાં ૬૦) વર્ષ પુરાં થવાનો ડાયમંડ જુબીલીનો સુભ અવસર આજ દીને હોવાથી તેની ખુશાલીમાં અતરેની પારસી કોમ તરફથી શોકરગુજારીનું એક જાહેર જશન મુંબઇની પારસી પંચાતનાં ફંડના ટ્રસ્ટી સાહેબોએ પંચાતનાં ફંડ મધેથી આજે સાંજનાં ૪ કલાકે મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરામમાં કીધું હતું. જશનની ક્રિઆ દસ્તુરો પેશોતનજી બેહરામજી સંજાણા, જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાના, ખુરશેદજી બેજનજી, અને ડાહ્યાભાઇ શોરાબજી મેહરજીરાણાએ જુદાં જુદાં આફરગાંનીયાં માંડી કીધા બાદ દસ્તુર પેશોતનજીએ ઉઠી માનવંત શેહનશાહબાનુની તંદરોસ્તી તથા આબાદી ચાહનારી એક બંદગી વાંચી સંભળાવી. એ પછી પારસી પંચાતનાં ફંડના શેક્રેટરી શમસુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ ટ્રસ્ટી સાહેબોની તરફથી હાજર થયલા લોકોનો ઉપકાર માની જણાવ્યું કે આ ભેગી મલેલી શમશત જરથોસ્તી અંજુમન તરફથી નામદાર શાહનશાહબાનુ ઉપર તારની મારફતે મુબારકબાદીનો સંદેશો મોકલવામાં આવશે.[1] એ પછી ચાશની કરી મેલાવડો બરખાસ્ત થયો હતો.[2]

જંગબારના મેહલ ઉપરના છેલ્લા તોપના મારા વખતે જેઓએ હાલના સુલતાંન સાહેબને કીમતી મદદ કરી હતી, તેઓમાંના મુખ્ય ૧૪) ગ્રહસ્થોને નામદાર સુલતાંને "ઑરડર ઑફ હામોડીહા" નામનો ખેતાબ આજ દીને એક દરબાર ભરી અનાયત કીધો હતો, તેઓ મધે નીચલા ચાર પારસી ગ્રહસ્થો પણ હતા[3]—ડાકટર પેશતનજી ભીખાજી નરીમાંન, જંગબારના સરકારી તબીબ; શેઠ શોરાબજી માણેકજી, જાહેર બાંધકામખાતાંના સેનીટરી ઇનસ્પેકટર; ખરશેદજી કાવશજી પાવરી, જંગબારના રેજીસ્ટ્રાર; બહમનજી માણેકજી દારૂખાનાંવાલા, જાહેર બાંધકામખાતાંના ડાએરેકટર.

---

તા૦ ૨૨ મી જુન.

આજ દીને નામદાર શેહનશાહબાનુની જુબીલીની ખુશાલીમાં પાર્લામેંટના મેમબર શેઠ મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, સી. આઇ. ઇ. ને નામદાર માહરાંણીજીએ "નાઇટ હુડ"નો માનભરેલો ખેતાબ એનાયત કીધો હતો. એજ મુજબ કલકતાવાલા શેઠ રૂસતમજી ધનજીભાઇ મેહતાને તથા એડનવાલા ખાંનબાહદુર મનચેરજી રૂસતમજી ધોલુને "કમપેનીઅન ઑફ ધી ઇંડીઅન એમપાએર" (સી. આઇ. ઇ.) ના ખેતાબો મલ્યા હતા. એ ઉપરાંત મુંબઇવાલા ડાકટર નશરવાંનજી હોરમજજી ચોકસી, ખાંનસાહેબ રૂસતમજી હોરમજજી કોટવાલ, તથા સીકંદરાબાદવાલા શેઠ એદલજી શોરાબજી ચીનાઇને "ખાંનબાહદુર"ના તથા ડાકટર રતનજી રૂસતમજી દાદીના અને વડોદરાના આબકારી કંત્રાકટર શેઠ ફરાંમજી કાવશજીને "ખાંનસાહેબ" ના ખેતાબો મલ્યા હતા.[4]

---

૧ એ મુજબ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે એજ દીને નામદાર માહરાંણી ઉપર તેમના ખાંનગી શેક્રેટરી સર એ. જે. બીગીની મારફતે તારનો સંદેશો મોકલ્યો હતો, અને તેનો ઘટતો જવાબ આવ્યો હતો.

૨ જામે જમશેદ, તા૦ ૨૧ મી જુન ૧૮૯૭.

એજ મુજબ એ અવસરની મુબારકબાદીમાં સુરત મધે મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીવાલાં આતશબેહરામમાં, ભરૂચ મધે બાહેરકોટની કાંઠા ઉપરની દરેમેહરમાં, વલસાડ મધે મરહુમ શેઠ મોટાભાઇ શાપુરજીની દરેમેહરમાં, પુણાં મધે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટ હૉલમાં તથા મરહુમ સર જમશેદજી જીજીભાઇવાલી દરેમેહરમાં અને કદમી દરેમેહરમાં, સીકંદરાબાદમાં પીરોજબાઇ હૉલમાં, ઇંડોર મધે શેઠ હોરમજજી માણેકજી ભમગરાની દરેમેહરમાં, થાંણા મધે મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલની દરેમેહરમાં સાંઊટ અબુ ખાતે ખાંનબાહદુર ફરાંમજી નશરવાંનજી સંતોકનાં ઘરમાં, નારગોલ મધે ત્યાંની દરેમેહરમાં, એડન મધે શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાની દરેમેહરમાં, ધારવાડ મધે શેઠ શોરાબજી મેરવાંનજી કરાકાના બંગલામાં, તથા બહનેરા અને શોલાપુરની દરેમેહરોમાં તથા રંગુન મધે પણ પારસીઓ તરફથી શોકરગુજારીનાં જશનો કરવામાં આવ્યાં હતાં.

૩ જામે જમશેદ, તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૯૭.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૪ મી જુન ૧૮૯૭.

એજ મુજબ પંચમાહલના દારૂના ઇજારેદાર શેઠ ફરદુનજી કાવશજી તથા ઊદેપોરના દારૂના ઇજારેદાર શેઠ શોરાબજી દાદાભાઇને તથા અમદાવાદના એક મ્યુનીસીપાલ કમીશનર શેઠ લવજી મેહરવાંનજી વાડીઆને તથા ફાઇઝાબાદના ઓનરરી માજીસ્ટ્રેટ અને મ્યુનીસીપલ બોરડના મેમબર શેઠ જાંગીરશાહ શોરાબશાહ મોતીવાલાને, તથા જાહાનસીની મ્યુનીસીપાલ અને સ્કુલ બોરડના એક મેમબર શેઠ દોરાબજી મેહરાંમજી લોહારને, તથા કલીકટના એક વ્યાપારી શેઠ ધનજીભાઇ માણેકજી મુગ્ગાશેઠને નામદાર વાઇસરાય તરફથી "સરટીફીકેટ ઑફ ઓનર" મળી હતી.

તા૦ ૨૨ મી જુન.

નામદાર શેહનશાહબાનુની ડાયમંડ જુબીલીના તેહવારની મુબારકબાદીમાં શેઠ ફ્રેમજી નવરોજજી કાબરાજી તથા તેમનાં કુટુંબે આજ સાંજનાં અતરેના ટાઉનહૉલમાં વફાદારી અને રાજભક્તિનાં ઇંગ્રેજી ગીતોનાં ગુજરાતી ભાષાંતરોનો એક મોટો જલસો ટાઉનહૉલવાળાં મોટાં "આર્ગન" પર વાજીંત્ર સાથે કીધો હતો.

એજ દીને રાતનાં મુંબઇમાં ઘણેક ઠેકાણે રોશની કરવામાં આવી હતી. પારસીઓમાં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાની કોટની આફીસ તથા મકાંન ઉપર સુંદર રોશની કીધી હતી, તથા બીજાં કેટલાંક છુટાંછવાયાં પારસી મકાંનો ઉપર રોશની કરવામાં આવી હતી.[1]

તા૦ ૨૨ મી જુન.

નામદાર માહરાંણી વિકટોરીયાની જુબીલીની ખુશાલીમાં આજ દીને મુંબઇના નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટે પુણાં મધે કૌનસીલ હાલમાં એક "લેવી" ભરી હતી. આ વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો પ્રાઇવેટ આંમત્રીમાં હાજર થયા હતા:—

શમસુલ ઓલમા સરદાર ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાના, સરદાર ખાંનબાહદુર દોરાબજી પદમજી, સર જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની, હાનરેબલ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ., કાવશજી દાદાભાઇ રૂસતમજી બનાજી, ડાકટર કાવશજી હોરમજજી.[2]

તા૦ ૨૪ મી જુન.

નામદાર માહરાંણીજીએ ડાયમંડ જુબીલીની ખુશાલીમાં આજ દીને બકીંગહામ પલેસમાં આપેલી ગારડન પારટીમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ તથા લેડી બાઇ કુવરબાઇ, ભત્રિજા શેઠ રૂસતમજી જમશેદજી ખરશેદજી, શેઠો જમશેદજી ખરશેદજી જમશેદજી, રૂસતમજી નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, રૂસતમજી શેરાબજી પાંઉવાલા અને ધણીઆંની બાઇ હીરાંબાઇ, હાજર થયાં હતાં.

ડાકટર ચોકસીને ઉપલો બેતાબ મલયો તેની મુબારકબાદીમાં મેડીકલ યુનીયને તા૦ ૯ મી નવેમબર ૧૮૯૭ ને દીને તેમને માટે આફટરનુન પારટીનો મેલાવડો કર્યો હતો.

ડાકટર દાદીનાને ઉપલો બેતાબ મલ્યો તેની મુબારકબાદી આપવા માટે કલીઆંણીના રેહવાસીઓએ તા૦ ૨૦ મી નવેમબર ૧૮૯૭ ને દીને ત્યાંના મ્યુનીસીપાલ હૉલમાં પાનસોપારીનો એક મેલાવડો કરી માન આપ્યું હતું, તથા ત્યાંના પારસીઓએ પણ તા૦ ૨૭ મી નવેમબરે દરેમેહેરમાં એક મેલાવડો કરી માનપત્ર આપ્યું હતું.

શેઠ એદલજી ચીનાઇને બેતાબ મલવાની ખુશાલીમાં હેદરાબાદના જરથોસ્તીઓએ તા૦ ૧૮ મી ડીસેમબર ૧૮૯૭ ને દીને ત્યાંની શાપુરવાડીમાં એક મોટો મેલાવડો કરી માનપત્ર આપ્યું હતું.

એ જુબીલીની ખુશાલીમાં હાંગકાંગ મધે શેઠ હોરમજજી નવરોજજી મોદીને તેમની કીમતી સેવાઓ માટે એક સોનાંનો તથા શેઠ હોરમજજી મેહરવાંનજી મેહતાને એક રૂપાંનો ચાંદ ત્યાંના વાઇસરાયે એનાયત કીધો હતો.

(જામે જમશેદ તા૦ ૧૭-૧-૯૮.)

મી૦ રૂસતમજી ધનજીભાઇ મેહતાને સી. આઇ. ઇ. ના બેતાબની સનદ નામદાર વાઇસરાય એલગીને તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૯૮ ને દીને એક દરબાર ભરી આપી હતી. તા૦ ૨૪ મી મારચ ૧૮૯૮ ને દીને કલકતાનાં હૉટલ કાનટીનેનટલમાં મી૦ એલ. પી. બ્યુ બારીસટરનાં પ્રમુખપણાં તલે તેમને ખાણું આપવામાં આવ્યું હતું.

મી૦ ભાવનગરીને નાઇટહુડની સનદ નામદાર માહરાંણીએ તા૦ ૯ મી ડીસેમ્બર ૧૮૯૭ ને દીને વીંડસર કાસટલમાં પોતાને હાથે આપી હતી.

[1] ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૨૩ મી જુન ૧૮૯૭.

એજ મુજબ સીકંદરાબાદ મધે શેઠ શાપુરજી એદલજી ચીનાઇએ પોતાની શાપુરવાડીમાં ટી-પારટીનો એક મોટો મેલાવડો કર્યો હતો, જેમાં ત્યાંના સર્વે જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થો સામેલ થયા હતા. વલસાડ મધે શેઠ પીરોજશાહ પેશતનજી ધનગુરાનાએ પોતાના અબરંગા નદીપરના મોઠા બગાચામાં ગારડન-પારટીનો મેલાવડો કર્યો હતો. બરાઇ ગામમાં શેઠ શેરાબજી માણેકજી દમણવાળાની કોઠીમાં તેમની જાગીરોને લગતાં છ ગામોના ૧૭૦૦) લોકોએ ભેગા મલી ખુશાલી કીધી હતી, તથા શેઠ શેરાબજી તરફથી કેટલુંક દાંણ કરવામાં આવ્યું હતું. ધારવાડ મધે શેઠ બરજોરજી માણેકજી પટેલે ગરીબોને કપડાં વેંહચ્યાં હતાં. અલીબાગમાં ત્યાંના જાણીતા વકીલ શેઠ જમશેદજી બહમનજી દારૂવાલાએ ત્યાંના ગરીબોમાં મીઠાઇ વેંહચી હતી. ઉદવાડામાં શેઠ દીનશાહ દોરાબજી મીસ્રીની ધર્મશાલામાં એક મેલાવડો શેઠ બેહરાંમજી પેશતનજી ભરડાની આગેવાંની હેઠલ થયો હતો, જ્યાં સાકર વેંહચવામાં આવી હતી. એડન મધે પારસીઓની વાડીમાં એક મોટો મેલાવડો શેઠ હોરમજજી કાવસજી દીનશાહ તથા ખા. બા. મનચેરજી રૂસતમજી ઘોલુની આગેવાંની હેઠલ થયો હતો, તથા ત્યાંની નીશાલોનાં સર્વ બાળકોને મીઠાઇ વેંહચી હતી.

હિંદુસ્થાંનના જુદા જુદા ભાગોમાંથી નામદાર માહરાણીપર મોકલવાનાં મુબારકબાદીનાં માનપત્રો સીમલે નામદાર વાઇસરાયને પોંહચાડવા માટે ગયલાં જુદાં જુદાં ડેપ્યુટેશનોમાં પારસીઓમાં એખલા કલકતાવાલા શેઠ રૂસતમજી ધનજીભાઇ મેહતા હતા, કે જેવણ ત્યાંની ઇંડીઅન એસોસીએશન, બંગાલ ઇલાકાનાં ૨૪)પરગણાંની ડીસ્રીકટ બૉરડ, તથા અલીપોરની સદર લોકલ બોરડ તરફનાં માનપત્રો લઇ ગયા હતા.

બાઇ પુતલીબાઇ જાંહગીર ક. ન. કાબરાજીએ "વિજયી વિકટોરીયા" નામનું ચોપાન્યું કાઢયું હતું.

ઇંગલાંડમાં વસ્તા હિંદીવાંનોની તરફથી શેઠ દાદાભાઇ નવરોજજીની આગેવાની હેઠલ મુબારકબાદીનું એક માનપત્ર માહરાંણીજીપર મોકલવામાં આવ્યું હતું.

[2] ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૪ મી જુન ૧૮૯૭.

નામદાર ડયુક ઑફ કોનાટે સર જમશેદજી અને તેવણનાં બેટી અને ભત્રિજાને નામદાર માહરાંણીજી આગલ ખાસ લઇ જઇ મોલાકાત કરાવી હતી, તથા માહરાંણીજીએ મીસ જમશેદજી સાથે શેકહેંડ કરી તેમની તથા તેમના પીતા સાથે થોડાકવાર વાત કીધી હતી.[1]

---

તા૦ ૪ થી જુલાઇ.

મરહુમ બાઇ મોટલાંબાઇ વાડીઆનાં મરણ માટે પંચાતનાં દફતરમાં દલગીરી નોંધવાને તથા તેમની યાદગારી ઘટતી રીતે જલવાઇ રહે તેવા ઉપાયો લેવાને શમશત જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનનાં મકાંન મધે સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. સરનશીન સાહેબની તરફથી શેઠ બહમનજી દી. પીટીટે મરહુમ બાઇ મોટલાંબાઇની તારીફમાં એક ભાષણ કીધા બાદ ડાકટર કેખશરૂ નશરવાનજી બહાદુરજીએ પહેલી દરખાસત રજુ કરી કે, "બાઇ મોટલાંબાઇ માણેકજી નવરોજજી વહાડયા તે મરહુમ શેઠ જાહાંગીરજી નશરવાનજી વહાડયાનાં બેટી જેવણ રોજ ૧૨ મો મોહોર માહા ૯ મો આદર શેહેનશાહી, માહા ૧૦ મો દેહે કદમી અને ૧૨૬૬ યઝદેજરદી, તા૦ ૨૪ મી મે ૧૮૯૭ ને વાર સોમને દીને (૪) વરસની ઉમરે મુંબઇ ખાતે હક થયાંછે, તેવણનાં મરણની નોંધ, જરથોસ્તી અંજુમનની આ સભા મોટી દલગીરી સાથે લેછે. આ મરહુમ બાઇએ મોટી રકમની સખાવત જાહેર તેમજ છુપી રીતે કરી જરથોસ્તી ટોળાની કીરતીમાં વધારો કરયોછે. આ સખાવત જેમ જરથોસ્તી ટોળા માટે હતી, તેમ નાતજાતના તફાવત વગર બીજા ટોળાઓ માટે પણ હતી. દુકાળ, રેલ અને આગ જેવી આફતો વેળા ગરીબોનાં સંકટ ટાળવાનાં કામમાં એવણ બાઇ પોતાનો હાથ હમેશાં લંબાવતાં હતાં. કમનસીબે જવાન વયેજ એવણ વીધવા થયાં હતાં. પણ પોતાની એ હાલતમાં સાદી, એકબારગી જીંદગી ગુજારી એવણે સખાવતનો સદગુણ ચુપચુપ અખતયાર કરયો હતો. એ સદગુણ પોતાનાં મરણની ઘડી સુધી ખીલતો રાખી એવણે નાદર દાખલો આપયો હતો કે ફકત જરથોસ્તી નરોનીજ નહી, પણ જરથોસ્તી નારીઓની પણ રગોમાં સખાવતનું લોહી વહેતું રહેછે. આવાં એક સાદાં, સદગુણી, સખી બાનુનાં મરણ માટે જરથોસ્તી અંજુમનની આ જાહેર સભા પોતાની દલગીરી જાહેર કરેછે."

મી૦ કેખશરૂ નવરોજજી કાબાજીએ બીજી દરખાસત રજુ કરી કે, "અંજુમનની આ સભા પોતાના સરનશીન નામદાર સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટને અરજ કરેછે કે, હાલ પસાર કરેલા પહેલા ઠરાવની એક નકલ, તેવણ સાહેબે એક ઘટતા પત્ર સાથે પારસી પંચાયતના ધરમખાતાંઓના ફંડ તથા મીલકતના ત્રસટી સાહેબો ઉપર અંજુમનના દફતરમાં નોંધવા માટે મોકલી આપવી, અને એક નકલ મરહુમ બાઇના બેટા શેઠ નવરોજજી માણેકજી વહાડયા, સી. આઇ. ઇ. ઉપર મોકલવી."

દસતુર પેશોતન બેહેરામજી સંજાનાએ દરખાસત રજુ કરી કે, "બાઇ મોટલાંબાઇ માણેકજી નવરોજજી વહાડયાએ જરથોસ્તી કોમ માટે તેમજ બીજી કોમો માટે નાદર સખાવતો કરી પોતાના ટોળાની કીરતીમાં વધારો કરયોછે, માટે આ સભા એ મરહુમ બાઇની યાદગારી કાયમ રાખવા માટેના ઉપાયો લેવાને ઘટતું ધારેછે."

મી૦ નવરોજજી જહાંગીર ગામડયાએ દરખાસત રજુ કરી કે, "ત્રીજા ઠરાવમાં જણાવવા પ્રમાણે અમલ કરવા માટે, તે માટે નાણું ભેગું કરવા માટે અને ભેગાં થયલાં નાણાંમાંથી જેમ ઘટતું દીસે તેમ એ મરહુમ બાઇની યાદગારી કેવા પ્રકારે રાખવી તે બાબે ઠરાવ કરવા માટે આ સભા નીચલા સાહેબોની એક કમીટી, એ નામોમાં વધારો કરવાની સતા સાથ નેમે છે."

શેઠ દારાશાહ ચીચગરે ટેકો આપવા બાદ ઉપકારના સરેસ્તાના ઠરાવો પસાર કરી સભા બરખાસ્ત થઇ હતી.[2]

---

તા૦ ૪ થી જુલાઇ.

મુંબઇના જરથોસ્તી ટોળાના ઘણાક ગ્રહસ્થોએ પારસી પંચાતનાં ફંડના ટ્રસ્ટી સાહેબો ઉપર તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૯૬ ને દીને એક રેકવીજીશન મોકલી એવી અરજ કીધી હતી કે "આપણાં ધરમનાં ફરમાન પ્રમાણે આપણા વડાઓનો રીવાજ છે કે, આપણાં ગુજરનાર વહાલાંઓની નઇયતે ધરમની કીયાઓ કરાવવી એ માટે આપણા કેટલાક જરથોસ્તીઓ પોતાની હઇયાતીમાં ગાહ-ડીડ કરીને અથવા તો પોતાનાં વીલમાં ફરમાવીને ગાહ-માં પોતાની પુંજીમાંથી અમુક રકમ આપેછે કે તેનાં

---

[1] જામે જમશેદ, તા૦ ૧૯ મી જુલાઇ ૧૮૯૭.

એની આગમજ એજ રાતે સર જમશેદજી માર્લબરો હાઊસમાં નામદાર પ્રીનસ ઑફ વેલસની સાથે જમયા હતા.

આલડરશોટ ખાતે થયલી મોટી રીવ્યુ વેળાએ ત્યાંના કમાનડીંગ જેનરલ નામદાર ડયુક ઑફ કૉનાટ સાથે એઓ જમયા હતા. તા૦ ૨૧ મી જુલાઇએ એવણે લંડન છોડયું હતું, અને યુરોપના દેશોમાં મુસાફરી કરી અતરે આવનાર હતા. તેની આગમજ તા૦ ૧૮ મી જુલાઇએ નામદાર પ્રીનસ ઑફ વેલસે માર્લબરો હાઊસમાં એમનાં માનમાં "રીસેપશન" નો એક મેલાવડો કીધો હતો. ઇંગલાંડનાં શૅરેન આફીસ ખાતાંએ મોટાં રાજવાલાઓ ઉપર એવણને ઘટતું આદરમાન આપવાને ખાસ સીફારસો લખી હતી, અને તે મુજબ એવણ પારીસ, જીનીવા, જીનોઆ, પીસા, ફલોરનસ, રોમ, ટ્યુરીન, અને નેપલસ થઇ તા૦ ૧૮ મી અકટોબરે મુંબઇ આવી પુગા હતા.

[2] જામે જમશેદ, તા૦ ૫ મી જુલાઇ ૧૮૯૭.

વીપાજમાંથી તેઓના પોતાની અથવા મરનાર બુજર્ગોની નીમયતે બાજરોજગાર જેવી ધરમક્રીયાઓ કરવામાં આવે, પણ આપણી હાઇ કોરટો આપણને ઇંગ્રેજી કાયદો લાગુ પાડી આવા પ્રકારનાં ટ્રસ્ટો તેઓ ખાનગી સખાવત માટેનાં છે, એવું ગણી રદ કરેછે. માટે તમો સાહેબોને અમે અરજ કરીએ છીએ કે એ બાબે વકીલોની સલાહ લઇ નામદાર વડી સરકારને એક માનપુરવક અરજી કરવી કે, આપણા જરથોસતીઓને એ બાબદમાં ઇંગ્રેજી કાયદાથી મુકત કરી જુદો કાયદો આપે કે જેથી ઉપર પ્રકારનાં ટ્રસ્ટો કાયમ રહે."

એ અરજના સંબંધમાં વકીલોની સલાહથી ટ્રસ્ટી સાહેબોએ એક અરજી એડવોકેટ જનરલની મસલતથી તૈયાર કરાવી તે આપણા ટોળાના જુદો જુદો વિચાર ધરાવનારા ૩૭) ગ્રહસ્થોની એક કમીટી[1] નેમી તેઓ આગલ રજુ કીધી હતી કે મતફેરની કોઇ બાબદો હોય તે નીકળી જાય અને એ કામમાં એકમતી જળવાય. એ કમીટીએ એ અરજી ઉપર વિચાર તથા તકરારો કરી તે બાહલ રાખી તે ઉપર પારસી કોમની પસંદગી મેળવી નામદાર વડી સરકાર ઉપર મોકલી આપવાને ભલામણ કીધાથી ટ્રસ્ટી સાહેબોએ તે બાહલ રાખવાને ઉપલી બાઇ મોટલાંબાઇવાલી સભાનું કામ ખલાસ થવા પછી શમશત જરથોશ્તી અંજુમનની એક જાહેર સભા ઉપલાંજ

[1] જામે જમશેદ, તા૦ ૬-૭ મી જુલાઇ ૧૮૯૭.

આ અરજી બાહલ રાખવી એ સરકારી જાહેર રાજનીતિની વીરૂદ્ધ છે, એવો જવાબ સરકાર તરફથી મલ્યો હતો તે નીચે આપ્યે છીએ :—

Judicial Department,
Bombay Castle, 28th November 1898.

From C. G. H. Fawcett, Esq., I.C.S. Under-Secretary to Government, Bombay. To the Secretary to the Trustees of the Parsee Punchayet Funds and Properties, 131, Hornby Road.

Sir.—I am directed to acknowledge the receipt of your letters dated respectively the 22nd October, 1897, the 2nd December, 1897, and the 6th May, 1898, regarding the memorial to the Government of India from certain members of the Parsee community in India in which they pray that a special Act may be passed for the benefit of their community legalizing trusts for the performance of ceremonies in honour of the dead.

2. Under instructions from the Government of India I am to inform you that the Governor-General in Council has given the memorial the careful consideration due to a representation from a large and influential portion of the Parsee community, and arrived at the decision that the proposed alteration in the law is opposed to public policy and would not be justified in all the circumstances of the case.

3. I am at the same time to forward, herewith, for the information of the memorialists copy of a minute dated 2nd February 1898, recorded on the subject, by the late Sir Charles Farran, Chief Justice of Bombay—

I have, &c.
(Sd.) C. Fawcett,
Under-Secretary to Government.

Copy of a minute dated 2nd February, 1898, recorded by the late Sir Charles Farran, Chief Justice of Bombay :—

The decision declaring the law of which the memorialists complain is reported in Indian Law Reports 11 Bom. page 441. It has been followed in some subsequent cases but has not, I believe, been tested by an appeal, though I entertain little doubt that it would be upheld by an Appellate Court. The law as expounded in the above decision does not render void bequests for the performance of *Baj-rojgar* ceremonies on the ground that they are superstitious as masses for the soul of the dead are held superstitious and void in England (Lewin on Trusts, page 105 (Edition 1885) though not, I believe in Ireland) but only the settlement of property *in perpetuity* for the performance of *Baj rojgar* ceremonies. Within the period allowed by law such trusts are valid enough. The law as to superstitious uses has not been applied to Parsees in India. I doubt whether this distinction was apprehended by the mass of the signatories to the petition. It is easy to obtain signatures by a suggestion that religion is endangered. Parsees can legally provide for their memory being kept alive by all persons living at their death. I do not think that the memorialists have any substantial grievance to complain of, nor do I think that any appreciable number of bequests for the performance *Baj-rojgar* ceremonies, in perpetuity have been set aside by the Courts. It is only when the beneficiaries quarrel amongst themselves and object to such bequests that they are invalidated.

I cannot think that dying persons can desire that remote generations should observe their memories. Such observance must, of necessity, be an idle form.

Perpetual settlement of property for a purpose which benefits not the community but members of a family only, are, I think, much to be deprecated. When the real object of the trust has ceased to exist, it must *ex-necessitate rei* follow that the trust becomes at first an idle ceremony kept up for the benefit of the priest and then ceases to exist. The trustees enjoy the trust property for their own benefit. There is no check upon them. This is not the least evil which follows the creation of such perpetuities. The opponents have, I think, the best of the argument.

In my opinion special legislation upon the subject is not called for.

(Sd.) C. F. Farran

ઉપલી અરજી વીરૂદ્ધ એક બીજી અરજી આશરે પચીસેક શહી સાથની વડી સરકારપર મોકલવામાં આવી હતી.

આ પછી ઘણે વર્ષે મુંબઇની હાઇ કોર્ટ મધે મરહુમ બાઇ દીનબાઇ જાંહગીરજી તારાચંદે કરેલાં બાજરોજગાર તથા મુકતાદ માટેનાં ટ્રસ્ટના વાંધાનો મુકદમો નીકલ્યો હતો, જે મધે જસ્તીસ દીનશાહ ધનજીભાઇ દાવરે તા૦ ૨ જી ડીસેમ્બર ૧૯૦૭ ને દીને મુકાદો આપી એવાં ટ્રસ્ટો જાહેર લાભનાં ઠેડવી તેમને કાયમ કીધાં હતાં.

Indian Law Reports 33. Bom. Page, 122.

મકાન મધે ભોજાવી હતી. સરનશીનની ખુરસી સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે લીધા બાદ તેવણ તરફથી એ બાબદને લગતો કેટલોક ખોલાસો તેવણના બેટા શેઠ બહમનજી દીનશાહજી પીટીટે વાંચી સંભળાવ્યો હતો. જે બાદ મી૦ ખરશેદજી રૂસ્તમજી કામાએ દરખાસ્ત કરી કે, "આપણી હાય કોરટે આપણને ઇંગ્રેજી કાયદો લાગુ પાડી આપણા રોજામાં થતાં બાજરોજગારનાં ત્રસટો રદ કરેછે, માટે જરથોસતી અંજુમનની આ સભાનો એવો વીચાર છે કે, નામદાર સરકારને એક માનપુરવક અરજી કરવી કે, આપણા જરથોસતીઓને એ બાબદમાં ઇંગ્રેજી કાયદાથી મુકત કરી જુદો કાયદો આપે."

એ દરખાસ્તને શેઠ ફરામજી રૂસતમજી વાડીઆ સોલીસીટરે ટેકો આપ્યો, અને તે એકમતથી પસાર થઇ હતી.

એ બાદ તૈયાર કરેલી અરજી પંચાતના શેક્રેટરી શમસુલ ઓલમા એમ૦ જીવણજી જમશેદજી મોદીએ વાંચી સંભળાવી, જે પછી મી૦ ફરામરોઝ રૂસ્તમજી જોશીએ બીજી દરખાસ્ત એવી મતલબની મેલી કે, "નામદાર વડી સરકારને કરવા માટે અત્રે જે અરજી વાંચવામાં આવીછે તે અનજુમનની આ સભા બહાલ રાખેછે, અને પારસી પંચાયતનાં ધરમખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ત્રસટી સાહેબોને અરજ કરેછે કે, તે સાહેબોએ અત્રેના તેમજ દેશાવરના જરથોસ્તીઓની તે ઉપર સહી લેવાડવી અને તે ઘટતી રીતે વડી સરકારને પોહોંચતી કરવી."

એ દરખાસ્તને ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરકે ટેકો આપ્યો, અને તે એકમતથી પસાર થઇ હતી.

બાદ સરેસ્તાના ઉપકારના ઠરાવો પસાર કરી સભા વીસરજન થઇ હતી.

### તા૦ ૫ મી જુલાઇ.

ફરામજી નાનાભાઇ તાડીવાલા નામના ૩૦) વર્ષના એક જવાન પારસી તરવાડાએ ચોપાતીના રસ્તા ઉપરના એક બંગલામાં તાડી છેજતાં કાંઇ સેહજ બોલાચાલી ઉપરથી ગઇ તા૦ ૨ જી એપ્રીલ ૧૮૯૭ ને દીને હોરમજજી કાવશજી પાપરૂ અથવા કેનટીનવાલા નામના ૨૦) વર્ષના જવાન પારસીને તાડી છેજવાનું વીંધણું તેની ડાબી બાજુમાં ભોકી દઇ મારી નાખ્યો હતો, તથા તેવણના બીજા એક ભાઇ પેશતનજીને પણ ઉપલુંજ વીંધણું ભોકી સખ્ત જખમી કીધો હતો. તેની તપાસ બે દીવસ સુધી અપરાધીઓની છાંણણ કરનારી સેશનમાં નામદાર જસટીસ મી૦ ફુલટન તથા ખાસ જુરીની હજુરમાં ચાલ્યા બાદ આજ દીને તેના ઉપર વાંક સાબેત થવાથી, પણ જુરીએ દયા દેખાડવાની ભલામણ કરવાથી નામદાર જડજે તેને સાત વર્ષનાં સખ્ત કેદખાંનાંની સજા કીધી હતી.[૧]

૧ જામે જમશેદ, તા૦ ૬ ઠી જુલાઇ ૧૮૯૭.

### તા૦ ૬ ઠી જુલાઇ.

શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ યુરોપીયન જનરલ હાસ્પીટલમાં અચ્છી તાલીમવાલી નર્સો પુરી પાડવા માટે એ હાસ્પીટલવાલાઓએ ઉભાં કરેલાં ફંડમાં રૂ.૧૦૦૦) ની રકમ ભેટ મોકલી હતી.[૨]

### તા૦ ૮ મી જુલાઇ.

રોજ ૨૭ માહ ૧૦ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—શેરાબજી નવરોજજી કુપર[૩]—ઉમર વર્ષ ૪૮). એવણ મુંબઇની મ્યુનીસીપાલીટીમાં પ્રથમ એક કલાર્ક તરીકે રહી વધતાં ઇ. સ. ૧૮૭૫ માં મ્યુનીસીપાલીટીના ચીફ અકાઉંટંટના ઓહદા ઉપર આવ્યા હતા. એવણનું હીસાબી જ્ઞાન ઘણા ઉંચા પ્રકારનું હતું, અને તેની વખાંણ એવણના વખતના દરેક મ્યુનીસીપાલ કમીશનરે કરી હતી, અને મરણની ત્રણજ માસ અગાઉ રૂ.૧૨૦૦) ના દરમાયા ઉપરાંત રૂ.૨૫૦) નું અંગત ખાશ લવાજમ કોરપોરેશને એમને આપતું કર્યું હતું.

### તા૦ ૧૦ મી જુલાઇ.

મી૦ રૂસતમ ડોશાભાઇ નશરવાંનજી વાડીઆએ ઇંગ્લાંડમાં બાઇસીકલ ઉપર એક માઇલની મુસાફરી સૌથી ઓછા વખતમાં કરવાનું "ચેમપીયન" નું માન મેલવ્યું. લંડનની "વીલીલ કલબ" ની એ સરતમાં એ છેટું બે મીનીટ અને પચીસ સેકંડમાં તેવણે પસાર કર્યું હતું.[૪]

### તા૦ ૧૬ મી જુલાઇ.

મુંબઇનાં મ્યુનીસીપાલ કારપોરેશનના સુબેહના અમલદારો તરફના એક મેમબર મરહુમ શેઠ બહમનજી પેશતનજી માસ્ટરની જગોએ તેમના દીકરા ડાકટર દીનશાહ બહમનજી માસ્ટરને આજ દીને ચુંટી કાઢયા હતા.[૫]

મુંબઇની પારસી પંચાતનાં ફંડના[૬] તા૦ ૧ લી નવેમબર ૧૮૯૫ થી તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૬ સુધીનાં હીસાબની ચોપડી ટ્રસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેપરથી જોવામાં આવેછે કે, વરસની સેવટે પંચાતનાં

૨ જામે જમશેદ, તા૦ ૭ મી જુલાઇ ૧૮૯૭.

૩ શેઠ બરજોર શેરાબજી કુપરના બાવા.

૪ જામે જમશેદ, તા૦ ૧૨ મી જુલાઇ ૧૮૯૭.

૫ ટાઇમ્સ ઑફ ઇં૦, તા૦ ૧૫ મી જુલાઇ ૧૮૯૭.

૬ અનામત રકમનો વધારો નીચે પ્રમાણે છે:—

શ્રી સતારાની જરતોશતી અનજુમનનું ખાતું પડાણું તેના .................... [illegible]

શ્રી નવસારીની વડી દરેમેહેરને નામની શ્રી સુરતની બગર સાથની અનજુમનનું ખાતું પડાણું તેના .................... [illegible]

| ફંડના ટ્રસ્ટીઓ હસ્તકનાં ધરમનાં ફંડખાતાંઓની પુંજી | |
|---|---|
| જુદાં જુદાં ખાતાંઓનાં આ સાલ તથા આગલાં સાલના વધારામાંથી પોરટ ટ્રસટ અને મયુ. નીસીપાલ બાંડો ખરીદ કીધાં તેના .... | ૧૮૦૦૦ |
| જુદા જુદા ધણીઓએ ધરમખાતે અનામત રાખવા રકમો આપી .............. | ૧૯૫૭૦૦ |
| કુલે | રૂ૨૧૩૪૦૦ |

જુદા જુદા ધણીઓએ આપેલી રકમનાં આએ સાલ નવ નવાં ખાતાં નીચે પ્રમાણેનાં પાડયાંછે:—

૧. શેઠો કાવશજી તથા દોરાબજી દીનશાહજી એડનવાલાએ પોતાના મરહુમ બેશીઓનાં પુંનને સારૂં આપેલા રૂપીયાનું ધરમખાતું, રૂ૫૦૦૦) નું.

૨. બાઈ આવાંબાઈ તે ગા૦ શેઠ કાવશજી બેજનજી કરાંણીનાં વીધવા તથા શેઠ એદલજી ફરામજી આલબલેસની બેટીએ પોતાની પુંજીમાંથી આપેલી રકમનું ધરમખાતું, રૂ૮૦૦૦) નું.

૩. શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં પુંનને સારૂં તેવણના પીતાજી સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ તથા છોકરાંઓએ કરેલું ધરમખાતું, રૂ૬૨૦૦૦) નું.

૪. મરહુમ શેઠ શોરાબજી નશરવાનજી વાડીઆનાં પુંનને માટે એવણનાં વીધવા બાઈ મેહેરબાઈ શોરાબજી વાડીઆએ તથા બાઈ ઓનરેબલ શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ સી. આઈ. ઈ. એ કીધેલું ધરમખાતું, રૂ૫૦૦૦) નું.

એકંદર રૂ.૩૮૪૮૫૮૮ાર૧ાા ની હતી. આગલાં વરસની

૫. બાઈ જરબાઈ વીધવા આ૦ મનચેરજી દોરાબજી વકીલ તથા ઈજનેરનું ધરમખાતું, રૂ૫૦૦૦) નું.

૬. મરહુમ શેઠ બેહેરામજી દાદાભાઈ પોહોંચખાનાવાલાએ કરેલું ધરમખાતું, તેના આવેલા રોકડા રૂ૫૦૦૦) માંથી રૂ૪૫૦૦) નાં પોરટ ટ્રસટ બાંડ ખરીદયાં તે.

૭. બાઈઓ જાઈજી તથા પીરોજબાઈ તે શેઠ જાહાંગીર બેહેરામજી ગામડીયાની બેટીઓએ પોતાના બેહેસતનશીન બાવાજી શેઠ જાહાંગીરજી બેહેરામજી ગામડીયા તથા માતાજી બાઈ ગુલબાઈનાં પુંનને સારૂં કરેલું ધરમખાતું, રૂ૫૦૦૦) નું.

૮. બાઇ મોટલાંબાઇ તે મરહુમ શેઠ જાંહગીરજી નશરવાનજી વાડીઆજીનાં બેટીએ પોતાના મરહુમ બાવા શેઠ જાંહગીરજી નશરવાનજી વાડીઆજીની તથા પોતાના ખાવંદ મરહુમ શેઠ માણેકજી નવરોજજી વાડીઆજીની અને પોતાના સસરા મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆજીની નઈયતે કરેલું ધરમખાતું, તેના આવેલા રોકડા રૂ૧૬૫૦૦) માંથી રૂ૧૫૦૦૦) ની નોટો ખરીદી તે.

૯. બાઇ મોટલાંબાઇ તે મરહુમ શેઠ જાંહગીરજી નશરવાનજી વાડીઆજીનાં બેટીએ પોતાનાં મરહુમ માતાજી બાઈ માણેકબાઈ તે શેઠ જાંહગીરજી નશરવાનજી વાડીઆજીનાં વર્ણીયાંણીનાં પુંનને સારૂં કરેલું ધરમખાતું, તેના આવેલા રોકડા રૂ૧૧૧૦૦) માંથી નોટ રૂ૧૦૦૦૦) ની ખરીદી તે.

**૧૮૯૫-૯૬ માં જુદા જુદા ધણીઓએ રૂ.૪૫૨૦૦) ની રકમ અનામત જુદે જુદે ખાતે આપીછે તેની ટીપ.**

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ. રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| શેઠો રૂસતમજી તથા કાવશજી જમશેદજી બામબોટવાલા. | ૫૦૦ | પંચાએતના શેહેનશાહી ગહમબારનાં ફંડ ખાતે. |
| શેઠો મનચેરજી તથા બહમનજી અને જાંગીરજી એદલજી મારીસ. | ૫૦૦ | મુંબઈનાં આંધલાં પાંગલાં તથા લાચાર જરતોસતીઓની પરવરશી કરવા માટે પગાર આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ કાવશજી દાદી ભીખજી. | ૫૦૦ | " |
| શેઠ જમશેદજી જાંગીરજી લાલા. | ૭૦૦ | " |
| બાઈ નવાજબાઈ જમશેદજી લાલા. | ૫૦૦ | " |
| બાઈ જાઈજી ખરશેદજી બેહેરામજી ભાભા તથા છોકરાંઓ અને બેશીઓ. | ૧૦૦૦ | " |
| શેઠ ખરશેદજી નશરવાનજી ચીનાઈ. | ૫૦૦ | " |
| બાઈ આવાંબાઈ દીનશાહ ડાલાસ. | ૫૦૦ | " |
| શેઠ કાવશજી બેજનજી પારખ. | ૫૦૦ | " |
| બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં વીધવા. | ૧૦૦૦ | " |
| શેઠ કાવશજી પેસતનજી કામાના છોકરાઓ. | ૫૦૦ | " |
| શેઠ કુંવરજી જમશેદજી ડેબુ. | ૫૦૦ | મુંબઈ તથા દેશાવરો ખાતેની જરતોસતી જંદ અવસતાની નીશાલોનાં ફંડ ખાતે. |
| શેઠો મનચેરજી તથા બહમનજી અને જાંગીરજી એદલજી મારીસ. | ૫૦૦ | કુલ જરતોસતી સ્થાંનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |
| શેઠો મેહેરવાનજી અને હોરમજજી મનચેરજી કામા. | ૧૦૦૦ | " |
| શેઠ શાપુરજી ફરામજી માડનના દોસ્તો તરફથી શેઠ મેહેરવાનજી માણેકજી કુમસીપા તથા કાપડીયા. | ૫૦૦ | " |
| શેઠ ડોસાભાઈ દાદાભાઈ આલબલેસ. | ૫૦૦ | " |
| શેઠો રૂસતમજી તથા કાવશજી જમશેદજી બામબોટવાલા. | ૫૦૦ | " |

ઘટે એ પુંજી રૂ.૩૬૧૪૯૩૬।।૧૪ ની હતી. એટલે આ | સાલમાં કુલે વધારો રૂ.૨૩૭૬૫૧।।।૭ા નો થયો હતો.

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| ક બાપુજી પાલણજી રાનજીના વીધવા તથા વકીલાટણ બાઈ દીનબાઈ. | ૫૦૦ | કુલ જર૦ રવાંનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |
| ક ધનજીભાઈ જમશેદજી જસાવાલા તથા ધણીયાંણી બાઈ નવાજબાઈ અને છોકરા શેઠ દાદાભાઈ. | ૫૦૦ | " |
| ઈ આવાંબાઈ દીનશાહ ડાલાસ. | ૫૦૦ | " |
| ક નવરોજજી જંગીરજી ગામડીયા. | ૫૦૦ | " |
| ક કાવશજી પેસતનજી કામાના છોકરાઓ. | ૫૦૦ | " |
| ક ભીખાજી કાવશજી મામા. | ૫૦૦ | મુકતાદને ટાંકણે દેશાવરો ખાતેના ગરીબ લાચાર જરતોસતીઓને રૂપીયા વેહેંચવાનાં ફંડ ખાતે. |
| કો રૂસતમજી તથા કાવશજી જમશેદજી બામબોટવાલા. | ૫૦૦ | " |
| ઈ ધનબાઇજી તે શેઠ જીવાજી જસુભાઈનાં વીધવા તથા છોકરીઓ બાઈઓ માણેકબાઈ તથા ગુલબાઈ. | ૫૦૦ | દોખમાંઓવાલા ડુંગર ઊપર રાતની વેલાએ ભણતર ચાલુ રાખવાનાં ફંડ ખાતે. |
| કો રૂસતમજી તથા કાવશજી જમશેદજી બામબોટવાલા. | ૨૫૦૦ | ચોપાટીની ધરમશાલા મધે આંધલાં પાંગલાં તથા લાચાર જરતોસતીઓને રાખીને પરવરશી કરવાનાં ફંડ ખાતે. |
| કાવશજી બેજનજી પારખ. | ૨૦૦૦ | " |
| ઈ બાઈજી તે શેઠ ખરશેદજી બેહેરામજી ભાભાનાં વીધવા તથા છોકરાઓ અને બેશીઓ. | ૧૦૦૦ | મુંબઈના તંગદસત હાલતમાં આવેલા જરતોસતીઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| ડોસાભાઈ દારાશાહ શેઠના. | ૫૦૦ | ગરીબ લાચાર જરતોસતી વીધવાઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| ઈ માણેકબાઈ તે હૈદરાબાદવાલા શેઠ નશરવાનજી શોરાબજી ચીનાઈનાં વીધવા તથા છોકરાઓ શેઠો ડોસાભાઈ તથા ખરશેદજી તથા રૂસતમજી તથા ભીખાજી તથા બહમનજી અને પીરોજશાહ નશરવાનજી શોરાબજી ચીનાઈ. | ૨૦૦૦ | " |
| કો રૂસતમજી તથા કાવશજી જમશેદજી બામબોટવાલા. | ૫૦૦ | " |
| ઈ પીરોજબાઈ તે શેઠ નશરવાનજી અરદેશરજી વાડીઆનાં ધણીયાંણી. | ૫૦૦ | " |
| કાવશજી બેજનજી પારખ. | ૧૦૦૦ | " |
| ફરામજી મનચેરજી. | ૫૦૦ | નવશારીનાં જરતોસતી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |
| પેસતનજી સોરાબજી લાલકાકા. | ૫૦૦ | સોલાપોરની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| ઈ દીનબાઈ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં વીધવા. | ૧૦૦૦ | મહુવાની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| ઈ દીનબાઈ તે મરહુમ શેઠ નસરવાનજી માણેકજી પીટીટનાં વીધવા. | ૫૦૦ | બદનેરા તથા ઊમરાવતીની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| કો રૂસતમજી નાનાભાઈ બેહેરામજી જીજીભાઈ તથા મેહેરવાનજી શોરાબજી જમશેદજી જીજીભાઈ. | ૫૦૦ | નાગપોર તથા કામટીની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| બહમનજી દીનશાજી પીટીટ. | ૫૦૦૦ | શેઠ બહમનજી દીનશાજી પીટીટે પોતાનાં છોકરાંઓની જુદી જુદી વખતે કરેલી નવજોતની ખુશાલીમાં આપેલા રૂપીયાના ધરમ ખાતે. |
| ઈ આવાંબાઈ ફરામજી દીનશાજી પીટીટ. | ૨૦૦૦ | શેઠ ફરામજી દીનશાજી પીટીટનાં પુંનને સારૂં તેવણના પીતાજી સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ તથા છોકરાંઓએ કરેલાં ધરમ ખાતે. |
| નરેબલ શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ સી. આઈ. ઈ. | ૧૦૦૦૦ | ઓનરેબલ શેઠ નવરોજજી નશરવાનજી વાડીયા સી. આઈ. ઈ. એ કરેલાં ધરમ ખાતે. |
| બેહેરામજી ખરશેદજી દારૂવાલા તથા ઈનડીયન આરટગેલેરીના માલેક તથા હોટેલવાલા. | ૧૦૦૦ | મરહુમ શેઠ બેહેરામજી દાદાભાઈ પોહોંચવાવાલાએ કરેલાં ધરમ ખાતે. |
| | રૂ.૪૫૨૦૦ | |

તા૦ ૧૯ મી જુલાઇ.

રોજ ૮ માહ ૧૧ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ મેહરવાંનજી જીજીભાઇ[1]—ઉમર વર્ષ ૫૨). મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇના નબીરા. પ્રથમમાં એઓ પોતાના ભાઇઓની સાથે "મેર-વાનજી જીજીભાઇના છોકરાઓની કંપની" નાં નામે વેપાર ચલાવતા હતા, જે પછી સર જાંગીર કાવશજી સાથ પોતાના ભાઇઓની સામેલગીરીથી જુબીલી મીલની એજનસીમાં જોડાયા હતા. અત્રેની કેટલીક જોઇંટ સ્ટોક કંપનીઓના એવણ ડાયરેક્ટર તથા એક જુના અને ઉમદ-મંદ ફ્રીમેસન હતા. એઓ એક સુલેહના અમલદાર તથા મુંબઇની પારસી ચીફ મેત્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ હતા.

---

**મરણ**—નવરોજજી રૂસતમજી કલીઆંણીવાલા[2]—ઉમર વર્ષ ૪૮). કલીઆંણી કસબાના બહુ સાદા આગેવાંન મેહનતુ વેપારી હતા, અને ત્યાંની જરથોસ્તી અંજુમનના કરતાકારવતા હતા. ઇલીચપુર, ઉમરાવતી, ઔરંગાબાદ, નાશક જીલ્લા વગેરેનાં આબકારી કંટ્રાકટોમાં સામેલ હતા. અજમેરનો દારૂનો ઇજારો લીધેલો હોવાથી ત્યાં વારંવાર આવજાવ કરવી પડતી. ત્યાં પારસી મુસાફરો માટે એક ધરમશાળા બાંધવા સારી રકમ આપી હતી.

---

તા૦ ૨૨ મી જુલાઇ.

મુંબઇની પારસી ચીફ મેટ્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ શેઠ બહમનજી પેશતનજી માસટરની જગોએ શેઠ મેહરવાંનજી મનચેરજી કામા બી. એ. ને નેમ્યા.[3]

---

તા૦ ૨૯ મી જુલાઇ.

નીચલા ગ્રહસ્થોને આ સાલ નામદાર સરકારે નવા સુલેહના અમલદારો નેમ્યા હતા:—

શેઠો બેજનજી નાનાભાઇ કાપડીઆ, ડા૦ ભીખાજી એદલજી ધાસવાલા, ફરદુનજી શોરાબજી તાલેયારખાંન, કાવશજી બેજનજી શેઠના, નાનાભાઇ રતનજી ચીચગર, નશરવાંનજી મેહરવાંનજી પટેલ, નવરોજજી શોરાબજી તલાટી, પેશતનજી કાવશજી સોલીશીટર, ડાકટર રૂસ્તમ નાનાભાઇ રાંણીના, શેઠ શોરાબજી ફરાંમજી બીલીમોરીઆ.[4]

---

તા૦ ૪ થી આગશટ.

રોજ ૨૪ માહ ૧૧ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ જરબાઇ તે શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેવણની પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦૦), બાવદે રૂ.૨૦૦૦૦), ફરજંદોએ રૂ.૮૧૫૦), દેર શેઠ દોરાબજી દીનશાહ એડનવાલા તથા છોકરાંઓએ રૂ.૧૮૦૦), અને બીજાં ઓશીઓએ રૂ.૬૪૬) મલી રૂ.૪૦૫૯૬) ધર્મખાતે આપ્યા હતા.

એ ઉપરાંત પાછલી રાતનાં ઉઠમણાંમાં શેઠ કાવશજીએ બીજા રૂ. ૧૦૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.

એડન મધે પણ એ બાઇનાં થયલાં ઉઠમણાંમાં ઓશીઓ તથા લાગતાંવલગતાંઓ તરફથી રૂ.૩૭૮૯) ધર્મ ખાતે આપ્યા હતા.[5]

---

તા૦ ૭ મી આગશટ.

અતરેની "પારસી નાટક કંપની" એ આએ સાલ મધરાજ મધે કેટલાક માસ સુધી રહી પોતાના ખેલો કીધા હતા, તેમને તેમના સરશ ખેલો તથા એકટીંગ માટે આજ દીને ત્યાંના લોકો તરફથી એક માનપત્ર તેમની નાટકશાળામાં આપવામાં આવ્યું હતું, તથા પ્રમુખ હાનરેબલ રાએબાહદુર બી. આનંદા ચારલુએ એ કંપનીના નીચલા મુખ્ય એકટરોને પોતાને હાથે ઘટતા લેખ સાથના સોનાં, ચાંદો ઇનામમાં આપ્યા હતા:—

નવરોજજી દોરાબજી દીતીઆ, દીનશાહજી દાદાભાઇ અપુ, દાદાભાઇ અસપંદીઆરજી મીસ્ત્રી, દોરાબજી કાવશજી બજાં, નશરવાંનજી વીરજી ગોઇપોરીઆ, દાદાભાઇ માણેકજી મામા, બાપુજી હોરમજજી પુણેગર, રતનજી ભીખાજી કોચમેન, અસપંદીઆરજી જમશેદજી વાડીઆ.[6]

---

તા૦ ૭ મી આગશટ.

લંડનની યુનીવરસીટી કાલેજ તરફથી ત્યાંની ઇમપીરીઅલ ઇનસ્ટીટયુટ મારફતે એશીઆટીક જુદી જુદી ભાષાઓનાં ચહડતાં જ્ઞાનની પરીક્ષા લઇ અપાતી સ્કાલરશીપોમાં આએ સાલ ૫૦) પૌંડની બે વર્ષ સુધીની "આઉસલી સ્કાલરશીપ" ગુજરાતી ભાષામાં ચહડતા આવવા માટે શેઠ રૂસતમ ડોશાભાઇ વાડીઆ, એમ. એ. ને તથા ફારસી ભાષામાં ચહડતા આવવા માટે શેઠ પેશતનજી શોરાબજી પાટક, એમ. એ. ને મલી હતી.[7]

---

શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ પોતાનાં માતાજી મરહુમ બાઇ મોટલાંબાઇએ એકઠા કરેલા કેટલાક આગલા વખતના સોનાં રૂપાં તથા ત્રાંબાના

---

૧ શેઠ મેહરવાંનજી ધનજીભાઇ મેહરવાંનજીના બાવા.

૨ અજમેરવાળા શેઠ કુવરજી નવરોજજી કલીઆંણીવાળાના બાવા.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૯૭.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૯૭.

૫ જામે જમશેદ, તા૦ ૫–૭–૨૫ મી આગસટ ૧૮૯૭.

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૨૯ મી આગસટ ૧૮૯૭.

૭ જામે જમશેદ, તા૦ ૯–૧૦ મી આગશટ ૧૮૯૭.

જુના શિક્કા એક સોનાના સુંદર બાકસમાં મુકી તે મરનારની ખાએશ મુજબ નામદાર માહરાંણી વિક્ટોરીયાપર તેમની ડાએમંડ જુબીલીની ખુશાલીમાં ભેટ મોકલ્યા હતા.[1]

---

તા૦ ૯ મી આગશટ.

રોજ ૨૯ માહ ૧૧ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

**મરણ**—ડાકટર ફીરોજશાહ રૂસતમજી મોદી—ઉમર વર્ષ ૨૬). એવણે મુંબઇની યુનીવરસીટીની એલ. એમ. એંડ એસ. ની પરીક્ષા ૧૮૯૩ માં પસાર કરી તબીબી સનદ મેળવી હતી. એ પછી ગ્રાંટ મેડીકલ કોલેજમાં ફીઝીઓલોજીના એક શીક્ષક તરીકે નેમાયા હતા. ૧૮૯૬ માં એવણ સરકારી નોકરીમાં દાખલ થઇ પંચમહાલ ખાતે દાહોદના સરકારી તબીબ નેમાયા હતા, તથા તયાંની મયુનીસીપલ બોરડના પણ સભાસદ નેમાયા હતા. એવણનું મરણ દાહોદ ખાતેજ કોલેરાથી થોડાજ કલાકના અરસામાં નીપજ્યું હતું.

---

તા૦ ૧૦ મીં આગશટ.

શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાએ અતરેની સર જમશેદજી જીજીભાઇ હાસ્પીટલના પારસી વારડોના લાભ માટે રૂ.૧૦૦૦) ની રકમ એ હાસ્પીટલના વડા તબીબ ઉપર ભેટ મોકલી હતી.[2]

---

તા૦ ૧૧ મી આગશટ.

પારસી કોમમાં રવાનોને અવલમંજલ પોંહચાડવાના વખતના થોડાક રેવાજોમાં એ અવસરની ગંભીરતા જાલવવા ખાતર થોડાક ફેરફાર કરવાની જરૂર જણાયાથી તે બાબેની સુચનાં કોમને કરવાને અતરેના ઘણાક આગેવાન જરથોસ્તી ગ્રહસ્થોએ એક રેકવીજીશન મુંબઇની પારસી પંચાતનાં ધર્મખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ટ્રસ્ટી સાહેબોને કરવાથી તે સાહેબોએ આજ દીને વર્તમાનપત્રો તથા હેંડબીલોની મારફતે પારસી કોમને નીચે મુજબ સુચના કીધી હતી:—

૧ લું—પાયદસ્ત વખતે મીજલસમાં સામેલ થનારે રવાનને શેજદો કરવાની મરજી હોય તો આવતીજ વખતે શરૂઆતમાં ગેહેસારવાની અગાઉ રવાનને તેના ઘેરમાં જઇ શેજદો કરી પછી મીજલસમાં આવી બેસવું ને જેઓ ગેહેસારતી વખતે અથવા પછી મીજલસમાં આવે તેઓએ શેજદો કરવાની મરજી હોય તો ગેહેસારી રહયા પછી શેજદો કરવા જતા બનતાં સુધી એક હારમાં જવું ને બીજી હારમાં પાછા ફરવું. જે સાહેબો પાયદસ્તે જનાર હોય તે સાહેબોને દોખમાં આગળ રવાનને શેજદો કરવાની તક મળે છે માટે તે સાહેબો દોખમાં આગળ રવાનને શેજદો કરે તો સારૂં કે ઘર આગળ ઘણી ગીરદી થાય નહીં.

૨ જું—ગુજરનારના રવાનને તેના ઘેરમાંથી અવલમંજલ પોહોંચાડવા લઇ જવા બહાર કાહાડતી વખતે હાલ થોડાઓ ગુજરનારનાં માન ખાતર તેનાં રવાનની પછવાડે ૧૦૦ યા ૧૫૦ કદમ ચાલી પાછા ફરી મીજલસમાં આવી બેસેછે ને બાકીનાઓ ઘેર આગળજ બેસી રહેછે તેને બદલે જો આખી મીજલસ ગુજરનારનાં માન ખાતર તેનાં રવાનની પછવાડે જાય તો વધારે માન મળે. ને થોડા કદમ ચાલવા પછી પાછું ફરી તેને ઘેર આવી બેસવાને બદલે દરેક જણ પોતપોતાને ઘેર પરબારા જાય તો તેથી ગુજરનારને જેમ શોભા મળે તેમ એટલે આવનારાઓને રવાન કાઢવા પછી પાછું આવી બેસવાથી ખોટી રહેવું પડે છે ને વખત રોકાય છે તેનો બચાવ થાય.

૩ જું—હાલ રવાનની ગેહેસારવાનો વખત મુકરર નથી ને મોડવેહેલે વખતે ગેહેસારવામાં આવે છે તેથી જો મોડથી ગેહેસારવામાં આવે છે, તો ઘણા સાહેબોને લાંબો વખત સુધી ખોટી રહેવું પડે છે ને વખત ઘણો રોકાય છે, તેથી સવારનાં વખતે જ્યારે ગેહેસારવામાં આવે તે ૭ વાગે શરૂ કરવી ને સાંજને વખતે ૩ વાગતે શરૂ કરવી, કે જેથી એટલે આવનારને ઘણો વખત રોકાવું પડે નહી. બીજું જે ધણીને તયાં રવાન થાયછે તેવણ તરફથી નયુસપેપરમાં તથા ઘેરમેળે જણાવવામાં આવે છે જે પાયદસ્ત આટલે કલાકે કાઢવામાં આવશે, તેને બદલે જો

---

[1] ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૧૧ મી આગશટ ૧૮૯૭.

આ સંગ્રહમાં સઘળા મલી ૫૭) શિક્કાઓ હતા, જેમાં કેટલાક અસલી ઇરાંની પાદશાહોના અને કેટલાક પ્રાચીન હિંદના હતા. છેલ્લા મધેનાં કેટલાક તો તવારીખી જમાનાની પણ આગલના હતા. બાઇ મોટલાંબાઇ એ શિક્કાઓની એટલી સંભાલ લેતાં હતાં કે તે વિષે પોતાના કુટુંબના કોઇને—પોતાના બેટાઓને વટીક—જણાવ્યું ન હતું. તેવણ જુના શિક્કાઓ ખરીદવા માટે છુપી રીતે મોટી રકમો ખરચતાં, અને તે શા કારણે અને કોણ માટે ખરીદતાં તે કોઇને કદી જણાવ્યું ન હતું. પણ એમનાં મરણ પછી એ બાકસ સાથની યાદીપરથી તે જણાયું હતું. કેહછે કે, એ સોનેરી ઇનેમલ કરેલો બાકસ વાડીઆ કુટુંબને ૪૦) વર્ષની વાતપર કોઇ ફ્રેંચ વેપારીએ ભેટ આપ્યો હતો. એ કાસકેટનાં ઢાંકણપર નીચે મુજબ લેખ હતો:—

VICTORIAE REGINAE
et
Imperatricis Majestati
Veterum Persarum Suboles
MOTLIBAI.
1897.

એ માટે નામદાર માહરાંણીજી તરફથી મુંબઇની સરકાર મારફતે બી૦ વાડીઆનો જુન ૧૮૯૮ માં ઉપકાર માનવામાં આવ્યો હતો.

[2] મુંબઇ સમાચાર, તા૦ ૧૧ મી આગશટ ૧૮૯૭.

ગેહેસારવાના વખત મુકરર કરી જાહેર કરવામાં આવે તો મીજલસમાં સામેલ થનારને વખતસર આવવાને બની શકે ને સવલ પડે.

તા૦ ૨૦ મી આગશ્ટ.

લંડનની નામીચી આક્ષફરડ યુનીવરસીટીમાં આએ સાલથી અવસ્તા તથા પેહલવી ભાષાનો અભીઆસ ચાલુ કીધો હતો, અને તેના પ્રોફેસર તરીકે ગથાનો ઇંગ્રેજીમાં તરજુમો કરનાર જાણીતા અમેરીકન વિદ્વાન રેવરંડ ડાકટર એલ. એમ. મીલસની ૩૦૦) પોંડને વરસાંણે નેમણુક કીધી હતી. તે વરસાંણુમાં મજકુર યુનીવરસીટીએ મુંબઇના પારસીઓની મદદ માગવાથી બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટે પાંચ વર્ષ સુધી દર સાલ ૧૦૦) પોંડની મદદ મોકલવાને કબુલ કીધું હતું.[1]

તા૦ ૨૩ મી આગશ્ટ.

રોજ ૧૩ માહ ૧૨ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

સુરતની પાસેનાં શીગનપોર ગામમાં ડાશાભાઇ જીવાજી બીશની નામના ૪૫) વર્ષની વયના એક તરવાડાને જેરામ દાજી નામના ૨૨) વર્ષની વયના એક બીજા કોલી તરવાડા સાથે આજ દીને સાંજનાં પાંચ વાગાને સુમારે કાંઇ કામની બાબદમાં સેહજ ટપાટપી થવાથી તે કોલીએ પોતાના ઝાડ છેડવાના ખરવાથી મજકૂર પારસીને જખમો કરી મારી નાખયો હતો.[2]

તા૦ ૪ થી સપટેમબર.

શેઠ દીનશાહ એદલજી વાછા અને પ્રોફેસર જી. કે. ગોખલે જેઓ ઇંગલાંડમાં હિંદી ખરચોને લગતાં બાદશાહી કમીશન સનમુખ મુંબઈ ઇલાકા તરફથી ઉપયોગી જબાંની આપી મુંબઇ પાછા ફર્યા હતા તેમને જાહેર આવકાર દેવા માટે મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા અતરેની પ્રેસીડનસી એસોસીએશન તરફથી નોવેલટી થાએટરમાં આજ દીને બોલાવવામાં આવી હતી. સરનશીનની ખુરશી હાનરેબલ ડાકટર ભાલચંદર ક્રિષ્ણાને આપવા બાદ તેવણે એક ભાષાણ કરી ઉપલા બંને ગ્રહસ્થોની સેવાઓની સ્તુતી કીધી, જે બાદ શેઠ દીનશાહ એદલજી વાછાએ પોતાને આપવામાં આવેલાં માન માટે સભાનો ઉપકાર માની પોતાની એ સેવાઓ કહી સંભલાવી, જે પછી શેઠ માણેકશાહ જાંગીરશાહ તાલેયારખાંએ દરખાસ્ત કીધી અને તેને મી૦ ડબલ્યુ. ચેમબરસે ટેકો આપ્યો કે "લૉરડ વેલબીવાળાં કમીશન સનમુખ જબાની આપી પાછા ફરેલા સવતંત્ર હીંદી સાહેદો મી૦ દીનશાહ એદલજી વાછા અને પ્રોફેસર ગોખલેને આ સભા દીલોજાનીથી આવકાર દેછે અને એ ગ્રહસથોએ પોતાની ફરજ જે સંતોશકારક રીતે બજાવીછે તેની કદર બુજનારી નોંધ દફતર ઉપર લેછે."[3]

---

૧ મુંબઇ સમાચાર, તા૦ ૨૦ મી આગશ્ટ ૧૮૯૭.

મરહુમ સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટે પારસી પંચાયત ઊપર તા૦ ૨૬ મી જુલાઇ ૧૮૯૭ ને દીને પત્ર લખી જણાવ્યું હતું કે ઓક્ષફર્ડ યુનીવરસીટીમાં જંદ પેહેલવી ભાષાઓ શીખાડવાની પ્રોફેસરશીપ ઊભી કરવા ધારીછે અને તે માટે ડા૦ મીલ્સને મુકરર કરવા હીલચાલ ચાલેછે. પણ તે માટે એક ફંડ થવું જોઇએ કે તેમાંથી ઓછામાં ઓછા દર વરસે ૧૫૦) પૌન્ડ ડા૦ મીલ્સને લવાજમનાં આપવામાં આવે. એ રકમનાં બે ભાગ ડા૦ મીલ્સનાં યુરોપ અને અમેરીકાના મીત્રો ઊભા કરી આપશે, અને કાંઇ નહીં તો ત્રીજો ભાગ એટલે ૫૦) પૌન્ડ આપણા પારસીઓએ ઊભા કરી આપવા દરસ્ત છે. જે ઊપરથી પારસી પંચાએતના ત્રસ્ટીઓએ એક મદેહનજર ફરતી કીધી હતી, તે મદેહનજરની ટીપમાં નાણાં ભરનારાંઓનાં નામ નીચે મુજબ છે:—

રૂ.૬૫૦) સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ, રૂ.૧૫૦) શેઠ કાવશજી દીનશાહ એડનવાલા, રૂ.૧૦૦) શેઠો કાવશજી દીનશાહજી મા. પીટીટના છોકરાઓ, હોરમજજી એદલજી કામાનાં ધરમ ફંડમાંથી, મેરવાંનજી તથા હોરમજજી મનચેરજી કામા, નશરવાંનજી મનચેરજી કામાંનાં ફંડમાંથી, હોરમજજી મનચેરજી કામાંનાં ફંડમાંથી, રૂ.૭૫) શેઠ અરદેશર શોરાબજી દસ્તુર કામદીન, રૂ.૫૦) શેઠ હોરમજજી એદલજી આલબલેસ વગેરે.

એ હીલચાલ ચાલતી હતી તેટલાં ટ્રસ્ટીઓને માલમ પડયું કે મરહુમ બાઇ દીનબાઇ નશરવાંનજી માણેકજી પીટીટે સ્કોલરશીપ માટે પોતા તરફથી ૫) વરસ માટે દર સાલ ૧૦૦) પૌન્ડ મોકલવાની ખુશી દેખાડી હતી તે ઊપરથી ટ્રસ્ટીઓએ ઠેડાવ કર્યો હતો કે ૫) વરસ સુધી બાઇ દીનબાઇ એ મદદ મોકલે તેટલાં ફરતી કરેલી મદેહનજરમાં જે રકમ ભરાય તે જામીનગીરીમાં રોકી રાખી વ્યાજે વધવા દેવી, અને જ્યારે બાઇ દીનબાઇ પીટીટ તરફની મદદ બંધ થાય ત્યારે દર વરસ ૫૦) પૌન્ડને હીસાબે જેટલો વખત ચાલે તેટલો વખત ભરાયલી રકમમાંથી રકમ મોકલતા રહેવું.

એ ૫) વરસનાં અરસામાં બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટ ઈ. સ. ૧૮૯૮ માં હક થવાથી તેવણનાં બેટી મરહુમ બાઇ આવાંબાઇ ફરામજી પીટીટે બાકીની મુદત માટે તેવણનાં મરહુમ માતાજીએ કરેલી ગોઠવણ પ્રમાણે દર સાલ ૧૦૦) પૌન્ડ મોકલ્યા હતા. એ મુદત ખલાસ થતાં પંચાએતના ત્રસ્ટી સાહેબોએ પોતા હસ્તકની એકઠી થયલી ઊપર જણાવેલી રકમમાંથી ૧૯૦૩-૪ નાં એક સાલના ૫૦) પૌન્ડ મોકલ્યા હતા, અને બાકીના પૌન્ડ ૬૯-૦-૨ બીજે સાલ મોકલ્યા હતા.

૨ જામે જમશેદ, તા૦ ૨૬ મી આગશ્ટ ૧૮૯૭.

આ ખુન કરનાર જેરામ દાજીને સુરતની સેશન કોરટે ફાંસીની સજા કીધી હતી, જે મુંબઇના હાઇ કોરટે પણ બાહલ રાખી હતી, પણ ખુનીએ નામદાર ગવરનરને અરજી કરવાથી તે ઊપર વિચાર ચલાવી નામદાર સરકારે ફાંસીની સજા ફેરવી જન્મદેશનિકાલની સજા કીધી હતી.

૩ જામે જમશેદ, તા૦ ૬ થી સપટેમબર ૧૮૯૭.

તા૦ ૧૧ મી સપટેમબર.

ભરૂચના એક પારસી રહીશ મી૦ દીનશાહ ધનજી-ભાઇ હાથીની વહુએ થોડા દીવસ ઉપર એકી વખતે ત્રણ બાળકોનો સાથે જનમ આપયો હતો, જે સઘળાં થોડાક કલાકની હયાતી ભોગવી મરણ પામયાં હતાં.[1]

તા૦ ૧૨ મી સપટેમબર.

ગાથા ૩ (શે૦) ૧૨૬૬ યજદેજરદી.

રજપુતાના રેલવે ઉપરનાં ઉંજા સ્ટેશનથી ચાર પાંચ માઇલે આવેલાં ઉનાવા ગામમાં એક પીરની દરગાહની નજદીકના તલાવમાં એક જવાંન પારસી બાઇ અકસમાત પડી જવાથી તેણીનો જાન બંચાવવા માટે ત્યાં હાજર હોયલા શેઠો શોરાબજી બેહરામજી કરંજીઆ નામના ૨૪) વર્ષના તથા રતનશાહ દાદાભાઇ ડાકટર હાંસોતીઆ નામના ૧૮) વર્ષના બે પારસી જવાંનોએ તે તલાવમાં મજકુર બાઇનો જાન બંચાવવાને અર્થે નખાવી દઇ કોશેશ કરી, પણ બાઇ મજકુર તો છાલકાં પાણીમાં પડવાથી આસાં-નીથી બાહેર નીકલી આવી, અને પેલા બીચારા બંધે જવાનો જેઓ એકમેક સાથે મામાંફુઇના હતા તેઓ તલા-વને તળ્યે ડુબી ગયા હતા. આ બંધે બાહદુર પણ કમ-નશીબ પારસી જવાંનોની લાશને છેક તેમનાં ઉઠમણાંને દાહડે અમદાવાદ લાવી ત્યાં અવલમંજલ પોંહચાડવામાં આવી હતી.[2]

તા૦ ૧૬ મી સપટેમબર.

મુંબઇની પારસી ચીફ મેટરીમોનીયલ કોરટના એક ડેલીગેટ મરહુમ શેઠ ધનજીભાઇ મેહરવાંનજી જીજીભાઇની જગોએ શેઠ કાવશજી દાદાભાઇ દુબાશને નેમ્યા હતા.[3]

તા૦ ૧૭ મી સપટેમબર.

રોજ ૩ માહ ૧ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

સુરત મધેનાં નવસારીની વડી દરેમેહરને તાબેનાં ભગરસાથની અંજુમનનાં મજુરા ગામ આગલ આવેલાં દોખમામાં ભણી જવાનો પાકો રસ્તો ન હોવાથી ત્યાં એક પાકી સડક બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ રૂ. ૭૦૦૦)ને ખરચે સરકાર હસ્તક બંધાવી આપી હતી, તે તૈયાર થવાથી આજ દીને એક જશન કરી ખોલ્લી મુકવામાં આવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ અંજુમન તરફથી એક માનપત્ર બાઇસાહેબ દીનબાઇપર મોકલવાને વાંચી સંભળાવવામાં આવ્યું હતું, તથા એ સડકનાં કામમાં શેઠ એદલજી દોરા-બજી તલાટી, બી. એ. એ આગેવાંની લઇ મેહનત કીધી તે માટે તેમને અંજુમન તરફથી એક શેઆલ હોરાડવામાં આવી હતી. એ બાદ બાઇ દીનબાઇ હાલમાં બીમાર હોવાથી તેમની તબીયતની દોઆ ચાહનારો એક તાર અંજુમન તરફથી મોકલી મીજલસ બરખાસ્ત થઇ હતી.[4]

તા૦ ૨૦ મી સપટેમબર.

પારીસ મધે મલેલી ઓરીએનટલ કાંનગ્રેસની બેઠકમાં મુંબઇવાલા શેઠ રૂસતમજી પેશતનજી કરકરીઆના લખેલા "શાહનશાહ અકબર અને પારસી ધરમ" તથા "જર-થોસ્ત અને કોટ" એ બાબેના બે રેસાલા રજુ કરવામાં આવ્યા હતા.[5]

તા૦ ૨૦ મી સપટેમબર.

રોજ ૬ માહ ૨ (ક૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—ડાકટર હોરમજજી ડોશાભાઇ પેશીકાકા[6]—ઉમર વર્ષ ૪૩). એવણ અત્રેની ગ્રાંટ મેડીકલ કોલેજમાં વઇદાંનો અભયાસ કરવાને દાખલ થયા હતા, જયાં ૪ વરસના અભયાસ પછી ઇંગલંડ જઇ એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ. વગેરે તબીબી ડીપલોમા મેળવી મુંબઇ પાછા ફરી એ ધંધો ચલાવવા લાગા હતા. ૧૮૮૨ ના મે માસમાં ગોકળદાસ તેજપાળ આસપીટલના એક આનરરી આસીસટંટ સરજયન તરીકે નેમાયા હતા, પણ થોડા વખતમાં એ ગોઠવણ પડી ભાંગી હતી. ૧૮૮૯ માં એવણે 'મધુપાન' નામનું કેફી પીણાથી પહરેજ રહેવાના ફાયદાને લગતું એક પુસ્તક કહાડયું હતું અને તે પછી 'આંખ અને ચશમા' એવે નામનું એક ચોપા-નીઉં બાહેર પાડયું હતું. બાંબે ટેમપરંસ એસોસીએશનના એવણ કેટલુંક સુધી પ્રમુખ હતા. એવણનું મરણ પંચગની મધે હવા ફેરફાર કરવા ગયા તયાં નીપજયું હતું.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૮ મી સપટેમબર ૧૮૯૭.

૨ જામે જમશેદ, તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૯૭.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૬ મી સપટેમબર ૧૮૯૭.

૪ જામે જમશેદ, તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૯૭.

એ સડક ઉપર નીચે મુજબ તખ્તી ચારવામાં આવીછે :—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો. શ્રી સુરતના ભગરસાથના જરથોસતી રવાનોને અવલમંજલ લઇ જવાનો આ રસતો મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટના પુનને માટે એવણનાં માતાજી બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટ તે મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઇ પુગાનાં બેટીએ બંધાવી આપયોછે. રોજ ૩ જો બરદીબેહેસત અમસાસ-પંદ માહ ૧ લો ફરોખ ફરવરદીન શેહેનશાહી સને ૧૨૬૭ યઝદેજરદી, તા૦ ૧૭ મી સપટેમબર સને ૧૮૯૭."

૫ જામે જમશેદ, તા૦ ૮ મી નવેમબર ૧૮૯૭.

૬ ડા૦ બેહરાંમજી હોરમજજી પેશીકાકાના બાવા.

તા૦ ૨૫ મી સપ્ટેમબર.

શેઠ પેશતનજી શેરાબજી પાટક, એમ. એ. એ લંડન મધે લેવાયલી ઇંડીઅન સીવીલ સરવીસની પરીક્ષા ફતેહ-મંદીથી પસાર કીધી હતી.[1]

---

તા૦ ૬ ઠી અકટોબર.

રોજ ૨૨ માહ ૧ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—મનચેરજી મેહરવાંનજી નાલીએરવાલા—ઉમર વર્ષ ૮૪). મલબાર કોસ્ટવાળા મરહુમ શેઠ નવરોજજી કાવસજી નાળીયેરવાળાના નબીરા. એવણ ૧૮૪૮ માં આલપાઇ મધે એવણના બપાવાએ ધરમખાતે કાઢેલી જાગીરોની તપાસ કરવા ગયા હતા અને તયાં કેટલુંક સુધી રહયા હતા. ત્રાવનકોરના તે વખતના મહારાજા રામરાજા બહાદુરનું ધયાન એવણપર ખેંચાયું હતું, જેવણે તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૪૯ ને દીને એવણને પોતાના મેહેલમાં ખાસ મુલાકાતનું માન આપી, પાંચે પોશાક, શયાલ જોડા તથા જરીના કમરબંધનો સરપાવ આપી, હાથી તથા રૂપાના બે બીલાં એનાયત કરી 'કોપ આંઠ' કરયો હતો યાને દરરોજ એવણને રાજયના મોદીખાનામાંથી ૮ માણસનો સીધો મળયો જાય એવી ગોઠવણ કરી હતી. એ બાદ એવણ મુંબઇ પાછા ફરયા હતા. એવણને દેશી ગાયનનો ઘણો શોખ તથા ઉંચું જ્ઞાન હતું અને અત્રે ગાયન ઉતેજક મંડળી સથાપવામાં તથા ચાલુ રાખવામાં એવણની પણ આગેવાની હતી.[2]

---

તા૦ ૬ ઠી અકટોબર.

આજ દીને ગરીબ જરથોસ્તીઓનાં રેહઠાણ ફંડ[3] હસ્તક સર દીનશાહજી માણેકજી પીટીટે આપેલી ૧૨૨૨) વાર જમીન માંહેલી ૪૮૨) વાર જમીન ઉપર પોતાની બેહસ્તનશીન દીકરી બાઇ રતનબાઇ તે શેઠ ફરાંમજી દોરાબજી પાંડેનાં ધણીઆણીનાં પુન માટે એક નિશાળનું મકાંન બાંધી તેને મરહુમનું નામ આપવાની બાહેશથી રૂ.૧૮૦૦૦) આપ્યા હતા.

---

1 જામે જમશેદ, તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૯૭.

રાબેતા મુજબ એક વર્ષની વધુ તાલીમ પછી લેવાયલી સેવટની પરીક્ષામાં, ૬૬) ફતેહમંદ સીવીલીયનોમાં, એ જવાંને, ૧૮૪૧ મારક સાથ, પેહલી પદ્ગી મેળવી હતી.

[જામે જમશેદ, તા૦ ૫ મી નવેમબર ૧૮૯૮.]

2 એવણની એક તસવીર ગાયન ઉતેજક મંડલીના મેમબરોએ પડાવી તેનાં દીવાંનખાંનાંમાં તા૦ ૬ ઠી અકટોબર ૧૯૦૦ ને દીને ખોલી મુકી હતી.

3 એ નિશાળ ઉપલાં ફંડની કમીટી હસ્તક "બાઇ રતનબાઇ ફરાંમજી પાંડે સ્કુળ" ને નામે તા૦ ૧ લી ઓગસ્ટ ૧૮૯૮ ને દીનથી ઉઘાડવામાં આવીછે. એ મકાંનમાં નિશાળની સાથે તે ઠેકાંણે વસનારાં ગરીબ જરથોસ્તીઓને સરઅવસરે વાપડવા માટે હેઠ એક દીવાંનખાનું રાખેલુછે. એ નિશાળના નીભાવ માટે નીચલાં નાણાં અનામત મલેલાંછે. રૂ.૨૪૦૦૦) સર દીનશાહજી માણેકજી પીટીટ અને છોકરાઓએ, રૂ.૨૫૦૦) શેઠ ફરાંમજી દોરાબજી પાંડેએ નિશાળનો વિસ્તાર વધારવા, રૂ.૩૬૦૦) સર દીનશાહજી પીટીટ તરફથી ફરનીચર માટે, રૂ.૫૦૦) શેઠ જમશેદજી નશરવાનજી ટાટાએ, રૂ.૫૦૦) બાઇ નવાજબાઇ દીનશાહ પીટીટની યાદમાં, રૂ.૨૦૦૦) મરહુમ શેઠ નશરવાંનજી જાંગીરજી વાડીઆની યાદમાં, રૂ.૧૦૦૦) બાઇ હીરાંબાઇ જમશેદજી પીટીટે મકાંનના વધારા માટે, રૂ.૫૦૦) શેઠ ફરામજી હોરમજજી બહમનજી શેઠનાએ. વળી ૧૯૧૪ સુધીમાં નીચલી રકમો ઇનામો અને સ્કાલરશીપો માટે અનામત મલીછે :—રૂ.૧૦૦૦) શેઠ નશરવાંનજી જાંગીરજી વાડીઆ ચેરીટી ફંડના ટ્રસ્ટીઓએ, રૂ.૫૦૦) બાઇઓ ધનબાઇજી ખોદાદાદ રતનજી વાછા અને રતનબાઇ અરદેશર પેશતનજી ઘડીઆલીએ, રૂ.૫૦૦) શેઠ ફરાંમજી દોરાબજી પાંડે અને દીકરીઓએ અને બીજા રૂ.૧૯૦૦) નાં જુદાં જુદાં ખાતાં છે.

વળી મરહુમ શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ., ના ટ્રસ્ટી સાહેબોએ ઇ. સ. ૧૯૧૧ થી માસીક રૂ.૧૦૦) ની મદદ આપતી કરીછે.

એ મકાનપર નીચે મુજબ તખ્તી છે :—

"—નીશાલ—

ગરીબ જરથોસ્તીઓનાં રહેઠાંણાનું ફંડ.

"સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટે પોતાની બહેસ્તનશીન દીકરી રતનબાઇ, ધણી ફરાંમજી દોરાબજી પાંડે રોજ ફરવરદીન માહ અરદીબેહેસ્ત શહેનશાહી સને ૧૨૫૫ યજદેજરદી તા૦ ૫ મી નવેંબર સને ૧૮૮૫ અને વાર સરેઊનાં દીને બહેસ્તનશીન થયાં તેવણનાં પુંનને સારૂ આ મકાંન મુંબાઇનાં ફૉકલેંડ રોડનાં ગીલડર સ્ટ્રીટ ઊપર જરથોસ્તીઓનાં બચ્ચાંવોની કેલવણી લેવાની નીશાલ તરીકે વાપડવા તથા ઘટતી વખતે જરથોસ્તીઓને સરઅવસરે વાપડવા સારૂ પોતાની જમીન સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટની પોલનાં નાંમે ઓલખાએછે તે મધેની ઇસકવેર વાર ૪૮૨, કીમત રૂપીઆ ૭૩૪૫) ની ભેટ આપીછે તે ઊપર ઇમારત બાંધવા રૂ.૨૦૧૫૪) તથા જોઇતો સામાંન પુરો પાડવાને રૂપીઆ ૩૬૦૦) મલી કુલે રૂપીઆ ૨૩૭૫૪) ગરીબ જરથોસ્તીઓનાં રહેઠાંણ ફંડની કારોબાર મંડલીને આપી તેઓ હસ્તક બંધાવી તેઓને સવાધીન આપ્યું છે. રોજ દીન ઇજદ માહ આદર ઇજદ શહેનશાહી માહ દેહ કદમી સને ૧૨૬૭ યજદેજરદી તા૦ ૫ મી જુન સને ૧૮૯૮ ઇશવી ને વાર રવેઊ."

પેહલાં એ નિશાળની શરૂઆત ૫) વર્ગોથી અને ૨) શીક્ષકોથી કરી હતી. જયારે હમણાં ઇ. સ. ૧૯૧૪ માં પ્રાઇમરી, મીડલ, અને હાઇ સ્કુલના ત્રણ વિભાગમાં ગુજરાતી ક. ખ. થી મેટ્રીકયુલેશન સુધીની અને તે ઊપરાંત ભરવું, શીવવું, મ્યુઝીક, ડ્રોઇંગ, રાંધવું, અને કપડાં ધોવાની—અને જરથોસ્તી ધર્મનીતીની તાલીમ પણ આપેછે. તેમાં ૩૫૨) છોકરાં—માં ૨૮૪) છોકરીઓ અને ૬૮) બાર વર્ષની અંદરના છોકરાઓ—ની સંખ્યા છે. હાલનાં વડાં શીક્ષક બાઇ પીરોજા ફરદુનજી બનાજી એમ. એ. છે.

### તા૦ ૧૧ મી અક્ટોબર.

સરજયન મેજર કેખશરૂ શોરાબજી નરીમાન તથા સરજયન મેજર માણેકજી એદલજી રીપોરટરે લશ્કરી તબીબીખાતાંમાં સરેશના પ્રમાણેની મુદત પુરી કર્યાથી તેમને "સરજયન લફટનંટ કરનલ" ની પદવીએ ચઢાવ્યામાં આવ્યા હતા.[1]

વળી સરજયન મેજર માણેકજી રીપોરટરને બરમાની છેલ્લી લડાઇમાં નોકરી બજાવી આવવા માટે રૂપાંનો ચાંદ મલ્યો હતો.[2]

### તા૦ ૧૨ મી અક્ટોબર.

સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ઇંગલાંડની મુસાફરીથી પાછા ફરતાં આજ દીને એડન જઇ પુગા હતા. એડનનાં બારાંમાં સ્ટીમર રાતનાં ૯॥ વાગે લંગરી હતી, તોપણ ત્યાંના પારસીઓ તથા બીજા દેશીઓએ એમને કીનારે ઉતારી લાવી શેઠ હોરમજજી કાવશજી દીનશાહની આગેવાંની હેઠલ પારસીઓના એરવાંન બાગમાં એક મોટી જીયાફત આપી હતી, તથા તે બાદ એમનાં માનમાં ઇવનીંગ પારટીનો સર્વે વર્ણના લોકોનો એક મોટો મેલાવડો કરવામાં આવ્યો હતો. બામદાદમાં પણ સર્વે લોકોએ સર જમશેદજીને સ્ટીમર ઉપર વદાય થતી વખતે હાજર થઇ માન આપયું હતું.[3]

### તા૦ ૧૪ મી અક્ટોબર.

શેઠો રૂસતમજી ખોરોજશાહ ધનજીમેહતાના, બી. એ; એલ. એલ. બી; તથા કેખશરૂ બેહરાંમજી મેહતા, બી. એ; એલ. એલ. બી. એ હાઇ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[4]

અજમેર મર્વેના ગવરનર-જનરલના રજપુતાના એજંનસીના હેડ-કલાર્ક શેઠ દારાશાહ ન. મોદીએ માંઉટ આબુપર આજ રાત્રે એક મોટી વાઘણનો શીકાર કર્યો હતો અને એજ મુજબ ત્રીજે દીને એટલે (તા૦ ૧૮ મી અક્ટોબરે) એક ચીતાનો શેકાર કર્યો હતો.[5]

### તા૦ ૧૭ મી અક્ટોબર.

રોજ ૩ માહ ૨ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

મુંબઇ મર્વે જરથોસ્તી અંજુમનના ઉધરાતથી નવસારીના ભગર સાથના મોબેદોની આગેવાની હેઠલ બંધાયલાં આતશબેહરામ સાહેબના કુબલાને તખ્તનશીન કરવાની ક્રિઆ આજ દીને દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાના, એમ. એ; પી. એચ. ડી. નાં ઉપરીપણાં હેઠલ થઇ હતી. આ વેળાએ જરથોસ્તીઓની એક મોટી ઠઠ એ ક્રિઆમાં શામેલ થઇ હતી. બામદાદમાં સર્વે ભેગા કરેલા આતશો ઉપર છેલ્લી યજશની કર્યા તે સાધારણ કદના એક અફરગાંનયાંમાં મેલી સવારનાં ૯ કલાકને અમલે નાયબે દસ્તુર કેખશરૂ જામાસ્પજી જામાસ્પઆશાના તથા એ૦ ફરદુનજી એદલજી વજીફદારે આફરગાનીઆનું અકેકું કડું પકડી દરેહમેહેરમાંથી આતશને તેના યોગ્ય તખ્ત આગળ લઇ જવાને ઉંચક્યું હતું. તેઓ સાથ આતશના તખ્ત આગળ બીજા ૧૨ વધુ મોબેદો પણ સરઘસના આકારમાં પોતાના હાથમાં સમશેરો, ગરૂજ, બરછી, ભાલા વગેરે લઇ સજ થઇ ઉભા રહયા. સમશેરવાળા બે મોબેદો પેહેલી હરોલમાં હતા, જેઓ પાછળ નાયબ દસ્તુર કેખશરૂ તથા મોબેદ વજીફદાર હતા, અને બાકીનાઓ સરઘસની પાછલી હરોલમાં હતા. નવનો ટકોરો થતાં ઉપલા મોબેદોએ આતશને તેની લાયક બેઠક આગળ લઇ જવા ચાલુ મુકયું. દરેહમેહેરમાં બનાવેલી જે ઓરડીમાં આતશ રાખવામાં આવયા હતા તે ઓરડીનો દરવાજો પસાર કરી, ખુદ દરેહમેહેરના આથમણા દીશા તરફના પહેલા દરવાજામાંથી આતશ સાથનું સરઘસ બહાર ઓટલા ઉપર આવી લાગતાં હાજર રહેલા ગ્રહસથોએ જોસભરી તાલીઓથી આતશને વધાવી લઇ પોતાનો હરખ જાહેર કરયો હતો. તે પછી દરેહમેહેરના બીજા દરવાજામાંથી સરઘસ પાછું દરેહમેહરમાં દાખલ થયું અને ત્રીજા બારણામાંથી પાછું બહાર નીકળતાં તેને આગળ માફક તાલીઓથી વધાવી લેવામાં આવયું હતું. સરઘસ હવે દરેહમેહેરના ઓટલા ઉપરથી નીચે ઉતરયું અને દરેહમેહેરના કમપાઉંડમાંની નાકેનો પુરવ તરફનો દરવાજો પસાર કરી, દરેહમેહેરની હદ છોડી, આતશબેહેરામની પાછલી બાજુના કમપાઉંડ-વાળા ભાગમાં દાખલ થયું. તે પછી ફરસબંદીની પગથીઓ ઉપરથી ચહડી આતશબેહેરામના પાછલી બાજુના દરવાજામાંથી પસાર થયું, અને દરેહમેહેરમાં હાજર રહેલા ગ્રહસથોએ પણ હવે સરઘસ પાછળ જવાનું ચાલુ મુકયું. હવે સરઘસને છેલ્લો એકજ, યાને ૭ મો દરવાજો, જે પાદશાહના તખ્તમાં દાખલ થવાનો દરવાજો હતો, તેમાંથી પસાર થવાનું બાકી રહયું હતું. એ દરવાજો પણ પસાર કરી સરઘસ હીંઢોળા આગળ આવી લાગયું, અને પોતાના હાથમાંનું નાનું આફરગાનીઉં મોટાં આફરગાનીઆં નજદીક મેલી તેનું ઢાંકણું ઉઘાડી નાખ્યું. નાયબ દસ્તુર કેખશરૂએ "યથા અહુ વરીયો" ના પાક કલામ પઢી "શયોથેનનામ" આગળ આવી લાગતાં એક ચમચ વડે, નાનાં આફરગાનીઆમાંથી આતશો લઇ હીંઢોળા ઉપર મેલાં મોટાં આફરગાનીઆંમાં તે મેલયા. બીજી બે વાર એમ ફરી કરી, નાનાં આફરગાનીઆમાંના સઘળા આતશો

1 જામે જમશેદ, તા૦ ૧૧-૧૨ મી અક્ટોબર ૧૮૯૭.
2 રાસ્ત ગોફતાર, તા૦ ૧૭ મી અક્ટોબર ૧૮૯૭.
3 જામે જમશેદ, તા૦ ૨૩ મી અક્ટોબર ૧૮૯૭.
4 ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૧૫ મી અક્ટોબર ૧૮૯૭.
5 જામે જમશેદ, તા૦ ૬ ઠી નવેમબર ૧૮૯૭.

મોટાં આફ્રગાનીઆંમાં મેલી દેવામાં આવયા હતા, અને ત્યારપછી મોટાં આફ્રગાનીઆંમાં સુખડ વગેરે મેલી તેમાંના આતશને એક મોટાં બળતાંમાં રોશન કરવામાં આવયો હતો. એ વેળા ઓજારો સાથના મોબેદો ચોકી પાહરો રાખવા આતશના તખતની ચોગમ ઉભા રહયા હતા, અને આતશ મોટાં આફ્રગાનીઆંમાં મેલાઇ રહયા પછી, તથા તેમાંના આતશ ઉપર સુખડ મેલાઈ રહયા પછી તેઓએ પોતાનાં હાથમાંનાં હથીઆરો આતશ-બેહેરામનાં તખત નજદીકની ભીંત ઉપર ઓલવી દીધાં, અને સરઘસમાંના થોડાક મોબેદો સીવાય બાકીનાઓ તખત આગળથી બહાર નીકળી પડયા. તે પછી સેજદો કરવા આવેલા ગ્રહસથોનું સુખડ એ આતશ ઉપર મેલવાનું ચાલુ થયું. આતશબેહરામ સાહેબની પહેલી બોયે નાયબે દસ્તુર કેખશરૂ જામાસપજીએ દીધી હતી.

એ પછી જશનની ક્રિઆ ઉપલા મજલાનાં દીવાનખાનામાં દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાં પ્રમુખપણાં હેઠલ થઇ હતી. દસ્તુરની સાંમે આતરોક્ષી તરીકે પુણાંવાલા નાયબે દસ્તુર કેકોબાદ આદરબાદ નોશરવાંનજી જામાસપઆશાના બેઠા હતા. જશનની ક્રિઆ પુરી થવા બાદ દસ્તુર જામાસપજીએ કેટલાક નેક દોઆના સખુનો કહી સંભલાવી આએ આતશબેહરામ સાહેબ નામદાર માહરાંણી વિકટોરીયાનાં રાજ્યનાં ૬૦ માં વર્ષની ડાયમંડ જુબ્લીલીનાં પેહલાં વર્ષમાં તખ્તનશીન થયા તે માટે ખુશાલી બતાવી તેનો સાહયો પાદશાહી વંશ, બુલંદ બ્રીતિષ ધજા, અને તેની સર્વે પ્રજા ઉપર સદા કાયમ રહે, અને એ રાજ્યમાં સર્વે પ્રકારની આબાદી, સુખશાંતી અને સુલેહસંપજ પંઠરાએ એવી પ્રાર્થના કરી; અને સેવટે જે ગ્રહગ્રહસ્થો અને બાનુઓએ આ નેક કામમાં પોતાનો હીસ્સો આપ્યો તેઓ સર્વેનો ઉપકાર માનયો હતો.

એ બાદ આતશબેહરામ ઉભા કરવા થકી નેમાયલી કમીટીના સરનશીન શેઠ જાલભાઇ અરદેશર શેઠનાએ ઉભા થઇ જણાવ્યું કે—

"આએ જરથોસતી અંજુમનનાં આતશબેહેરામનાં મકાનને લગતી સઘળી ફરજયાત ક્રિયાઓ બરાબર ધરમની રાહે માનવંત દસ્તુર ડાકટર જામાસપજી મીનોચેહેરજીની તથા બુજરગ અને કાબેલ આથોરનાન સાહેબોની ખુદ દેખરેખ તળે થઇછે, અને હવે એ ક્રિયાઓ પુરી થવાથી હું મોટી ખુશી સાથે આએ પાક મકાન દીનદાર જરથોસતીઓના વપરાસ માટે આજ દીનથી ખુલ્લું થયલું જાહેર કરૂંછું. (ખુશાલીના પોકારો.) એ ખુશાલીમાં તમો સાહેબો પણ ભાગ લેવોછો એવી મારી પુર ખાતરી છે; કારણકે આજ દીને જશનની મીજલસમાં હજરો સાહેબોની સામિલગીરી પુરવી રીતે દેખાડી આપેછે કે આ શુભ કામમાં કુલ જરથોસતી અંજુમનની કેટલીબધી દીલસોજી છે."

એ પછી તેઓની ફરમાશથી કમીટીના સેક્રેટરી શેઠ સોરાબજી રૂસતમજી બનશાએ એક અંજુમન પત્ર વાંચી સંભલાવ્યું, જેમાં જણાવ્યું હતું કે "આ બોદાનું ઘર અંજુમનને પઇસે તઇયાર કરયુંછે એ બીના પારસીઓના ઇતીહાસનો એક અગતનો સફો થઇ પડશે. જેમ બેહેદીન તેમ મોબેદ સાહેબોએ, જેમ શેહેનશાહી તેમ કદમી સાહેબોએ જે ગ્રહસથોએ તથા બાઇ સાહેબોએ એકસરખી રીતે આએ બેહેસતનાં મકાનને માટે પોતાનાં ખરાં દીલથી બનતી મદદ કરીછે, માતર મુંબઇનાજ જરથોસતીઓએ નહી પણ નવસારી, પુના, આકોલા, નાગપોર, બદનેરા, ઇગતપુરા, મઉ, ઇંડોર, કલકતા, ઇરાન તથા ચીન અને બીજી ઘણીએક જગાઓ કે જયાં આપણા નેક ટોળાની થોડીઘણીબી વસતી છે તયાંના લોકોએ પણ વગર પુછયે આએ અશો કામને માટે નાણાંની રકમો મોકલીછે. આએ મકાંન પછવાડે સવાબે લાખ રૂપીઆથી વધુ ખરચ થયેછે. આપણી અનજુમન શેઠ શાપુરજી સોરાબજી નાળીએરવાળા, શેઠ કાવસજી દીનશાહ એડનવાળા, શેઠ દાદાભાઇ નશરવાનજી કંત્રાકટર તથા શેઠ દસતુરજી સાહેબ જમશેદજી સોરાબજી કુકાદારૂની ગંજાવર બક્ષેશોને માટે તેઓની સદા આભારી રહેશે કારણકે પાછળથી એ દીનદાર જરથોસતીઓની મદદથી આ મહાભારત કામ વહેલું પુરૂં થયુંછે. શરૂઆતમાં એ કામમાં મોટી મદદ કરનારા ગ્રહસથો શેઠો નશરવાનજી રતનજી તાતા, મનચેરજી બમનજી પંથકી, માણેકજી હોરમસજી પરવેઝ, સર દીનશાહજી માણેકજી પીટીટ, શેઠો રૂસતમજી ડોસાભાઇ શેઠના, હોરમસજી નવરોજજી કુપર વગેરે હતા. આપણને એ સઘળી બક્ષેશોનો મોટો ભાગ દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજીની અથાગ મેહેનત અને સબુરાઇથી મળીછે, તેવણની ઉપર એક ખરા ધરમગુરૂ દાખલ એ ગ્રહસથોનો પુરતો વીશવાસ હોવાથી તેઓએ આએ પાક મકાનના જુદા જુદા ભાગો બંધાવી આપવાને માથે લઇને હમેશ સુધીના ભાગ્યશાળી થયા અને સવાબમાં હમેશનો વધારો કરયો. તેટલામાટે આએ માનવંત દસતુરજીનો ઉપકાર આપણી ઉપર કાયમ રહેશે. આએ રોનકદાર મકાનની કારીગીરીને માટે તથા તેની પછવાડે બાર વરસવેર ખંતથી વગર હાંસલે જે તારીફલાયક મેહેનત કરી તેને પુરૂં કરયુંછે તે માટે શેઠ દીનશાહજી દોરાબજી મીસ્રીની યાદગારી એની જોડે કાયમ રહેશે. એ બાંધકામમાં અમારા બુજરોગ કાબેલ અને સખી દીલના નાયબ સરનશીન શેઠ પેસતનજી રૂસતમજી કાંગાએ પણ અમુલ્ય સેવા પહેલેથી તે છેલ્લે સુધી બજાવીછે, તે માટે આપણો આખો ટોળો તેવણને આભારી છે. આજ નજદીક તેર વરસ થયાં અમારી કમીટીના એક આનરરી સેક્રેટરી દાખલ શેઠ સોરાબજી રૂસતમજી બનશાએ પોતાનો ઓધો ઘણી બાહોશીથી બજાવ્યોછે. આ

ક્રમીટીનો લાભ એઓએ પોતાની કીમતી સુચનાઓથી તથા ધીરજ અને ખંતથી જાળવ્યોછે. એ કીમતી સેવાઓને માટે આપણે એઓનો મોટો ઉપકાર માનીએ છીએ. આ મકાનના વડા દસ્તુરજી દાખ્તર દસ્તુર ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશાનાને ઠેરવ્યાછે, તથા એઓના લાયકીવાલા અને કાબેલ બેટા એ. કેખશરૂ દસ્તુર જામાસ્પજીને નાયબ દસ્તુર નેમ્યાછે. આમીન!"

એ બાદ મુંબઈની પારસી પંચાતનાં ફંડના ટ્રસ્ટી સાહેબોની તરફથી તેમના સેક્રેટરી શમશુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદીએ નીચલો અંજુમન પત્ર વાંચી સંભળાવ્યો હતો—"પારસી પંચાયતનું ખાતું સ્થાપવાને આજે નજદીક ૭૪ વરસ થયાંછે. તે ખાતું સ્થાપવા પછી આજે શહેનશાહીઓનું ત્રીજું આતશબેહેરામ તખ્તનશીન કરવામાં આવયુંછે. એક શેઠ દાદાભાઈ નશરવાનજી મોદી-વાળું સુરતનું આતશબેહેરામ, બીજું શેઠ હોરમસજી બમનજી વહાડયાજીનું મુંબઈનું આતશબેહેરામ, અને ત્રીજું આજ રોજે સ્થાપવામાં આવેલું આતશબેહેરામ. એ દાતાઓની યાદ માટેના એવાં ધરમનાં મકાનો ઉભાં કરનારા સાહેબોનાં ભલાં કામ તરફ કદરશનાસી દેખાડવા માટે પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોએ ઉપલાં આતશબેહેરામો અને કેટલાંક આતશઆદરાનો પરથલી વખતે તેઓના જશનની ક્રીયા વખતે તે મકાનો ઉભાં કરનારા સાહેબોને અને મુંબઈના શેઠ વહાડયાજીના આતશબેહેરામ સાહેબ પરથલી વખતે આતશબેહેરામના દસ્તુરજી, દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી સંજાનાને, શયાલો ઓઢાડી હતી. તે મુજબ આજ રોજે તખ્તનશીન કરવામાં આવેલા આતશબેહેરામ સાહેબની સ્થાપના કરવામાં ભાગ લેનાર કારોબાર મંડળીના પ્રમુખશીન શેઠ જાલભાઈ અરદેશર શેઠને એક શયાલ ઓઢાડવામાં આવે છેજી, અને ઉપલી કારોબાર મંડળીએ દસ્તુરજી સાહેબ ડા૦ જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાનાને આ મકાનના દસ્તુરજી નેમયાછે, માટે આ મકાનના દસ્તુરજી તરીકે એવણ સાહેબને એક શયાલ ઓઢાડવામાં આવે છેજી." ઉપલા પત્રમાં જણાવેલી બે શેઆલો પંચાતનાં ફંડના એક ટ્રસ્ટી શેઠ હોરમજજી એદલજી આલપાઈવાલા શેઠ જાલભાઈ તથા દસ્તુર જામાસ્પજીને હોરાડી હતી.

એ પછી દસ્તુર જામાસ્પજીને આતશબેહરાંમની કમીટી તરફથી એ મકાંનના દસ્તુર તરીકેની તથા બીજા શેઠીયાઓ, અથોરનાંનો, બેહદીનો વગેરેએ મલી ૪૩)[1] શેઆલો તથા તેમના બેટા નાયબ દસ્તુર કેખશરૂ જામાસ્પજી જામાસ્પઆશાને ૭ શેઆલો હોરાડવામાં આવી હતી.

અતરે અતીઘણી ગીરદીને લીધે મીજલસ બરખાસ્ત કરી સાંજનાં ૫ કલાકે આતશબેહરાંમના હાલમાં કમીટીના

---

૧ એ ૪૩) શેઆલો નીચે મુજબ હતી :—

આતશબેહરાંમની કમીટી તરફથી, શેઠ જાલભાઈ અરદેશર શેઠ, શેઠ રૂસતમજી ડોરાબાઈ શેઠના, સર દીનશાહ માણેકજી પીટીટ, બાઈ દીનબાઈ નશરવાનજી પીટીટ, પુનાવાળા સરદાર દસ્તુર હોશંગ જામાસપ, આપાબજીના સભાસદો, આતશબેહેરામ કમીટીના સભાસદો, શેઠ માણેકજી શેઠની અગીયારીના મુતવલીઓ, એજ દરેમેહેરના મોબેદો, શેઠો કાવસજી દીનશાહ એડનવાળા, અરદેશર શાપુરજી સોરાબજી નાળીએરવાળા, દોરાબજી દીનશાહ એડનવાળા, કામાબાગના ત્રસટીઓ, બનાજી લીમજીની દરેહમેહેરના ત્રસટીઓ, બનાજી લીમજીની દરેહમેહેરના અથોરનાનો, મી૦ હીરજી અરદેશર દાદીશેઠ, કફ્મી ચોબેદો, મીનોચેહેર હોમજીવાળા મોબેદ સાહેબો, ચંદનવાડીનાં નવાં આતશબેહેરામના મોબેદો, કોટની લંગડાની દરેહમેહેરના ત્રસટીઓ, એજ દરેહમેહેરના મોબેદો, નવસારીના પોળીઆ દેશાઈ એદલજી બમનજી, નવસારીના દસ્તુર સાહેબ દારાબજી માહીયારજી, નવસારીની ભગરસાથની અંજુમન, નવસારીના નાયબ દસ્તુર એદલજી નવરોજજી મેહેરજીરાણા, દાદાભાઈ નશરવાનજી કંત્રાકટર, બેતવાડીના જરથોસતી રહીશો, નવસારીની બઝમે-રોજે હોરમજદ, ઊદવાડાવાળા એરવદ બેહેરામજી પેસતનજી ભરડા, મી૦ નશરવાનજી પેસતનજી તાડીવાળા, મી૦ પેસતનજી નશરવાનજી ગોદીવાળા, અને દસ્તુર હોરમસજી માણેકજી સંજાના તરફની.

બજારગેટ વગેરેના જરથોસતીઓ તરફથી ૧ શયાલ, રૂ૧૧૦૦ ઊપરની રકમ સાથની એક પર્સ તથા એક માનપત્ર ચાંદીના એક સુંદર કાસકેટમાં મી૦ પેસતનજી નશરવાનજી પાવરીની આગેવાની હેઠળ દસ્તુર જામાસપજીને એ દીને એનાયત કરયાં હતાં. તેઓએ નાયબ દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપઆસાનાને પણ નાયબ દસ્તુર થવાની મુબારકબાદીમાં એક શયાલ ઓઢાડી હતી.

નવસારી મધે પણ એ બનાવની ખુશાલીમાં આતશબહેરામમાં એક મોટું જશન તથા સર્વે ઠેકાંણે રોશની અને ધામધુમો કરવામાં આવી હતી, તથા દસ્તુર દારાબજી માહીયારજીને શેઆલ હોરાડવામાં આવી હતી. એ જશનની મેનીજ એ૦ કેકોબાદ ખુરશેદજી મોદી, દાદાભાઈ કાવસજી મસાંની અને રૂસતમજી પાલણજી માહલે કીધી હતી.

નવસારીના વડા દસ્તુરજી દારાબજીને આપવા માટે મુંબઈની ભગર અંજુમન તરફથી એક શયાલ તથા એક પર્સ દસ્તુર ડાકટર જામાસપજી મારફતે ભેટ મોકલવામાં આવી હતી.

કમીટીના બુજરગ ખંતીલા સભાસદ એરવદ પેસતનજી રૂસતમજી કાંગાને કોટની શેઠ માણેકજી શેઠની દરેહમેહેરના મોબેદો તરફથી એક શયાલ શેઠ જાલભાઈ અરદેશર શેઠ મારફતે ઓઢાડવામાં આવીછે.

એ આતશબેહરાંમનાં ફંડમાં રૂ.૫૦૦) ની ઊપર ભરનારાંઓનાં નામની ટીપ નીચે આપીછે :—

રૂ.૨૭૦૦૦) શેઠ કાવસજી દીનશાહજી એડનવાલા સી. આઈ. ઈ., રૂ.૨૦૭૦૧) શેઠ દાદાભાઈ નશરવાનજી કંટ્રાકટર, રૂ.૧૫૦૦૦) શેઠ શાપુરજી સોરાબજી નારીયલવાલા, રૂ.૧૨૦૦૦) શેઠ નશરવાનજી રતનજી તાતા તથા દીકરીઓ અને વહુ, રૂ.૧૦૦૦૦) શેઠ માણેકજી હોરમજજી પટેલ,

મેમબરો તથા બીજા ઘણાક જરથોસ્તીઓ ભેગા મલ્યા હતા; જે વેળાએ પ્રમુખ શેઠ જાલભાઇ અરદેશર શેઠે આતશબેહરાંમની કમીટી તરફનું એક માનપત્ર રૂપાંના કાસ્કેટમાં મેલી તથા રૂ.૧૦૦૧) ની "પર્સ" દસ્તુર જામાસપજીને એનાયત કીધાં હતાં. તેજ મુજબ દસ્તુરજીને જરથોસ્તી ધર્મ ઉપર એતેકાદ વધરાવનારી મંડલી, નવસારીની બઝમે રોજે અહુરમજદ, નવસારીની વડી દરે-મેહરના મોબેદો, અને બનાજી લીમજીની દરેમેહરના મોબેદો

---

રૂ.૧૦૦૦૦) શેઠ મનચેરજી બહમનજી પંથકી, રૂ.૯૦૦૦) દસ્તુરજી જમશેદજી શેરાબજી કુકાદારૂ, રૂ.૮૫૦૦) શેઠ શાપુરજી શેરાબજી નારીયળવાલાના વારસો, રૂ.૭૫૦૦) સર દીનશાહજી માણેકજી પીટીટ, બેરોનેટ; રૂ.૫૨૦૦) શેઠ રૂસ-તમજી ડોસાભાઇ શેઠના, રૂ.૫૦૦૦) શેઠ હોરમજજી નવરો-જજી કેપર, રૂ.૩૩૦૨) શેઠ પેશતનજી રૂસતમજી કાંગા, રૂ.૩૧૦૦) શેઠ કાવશજી શેરાબજી ભેદવાર, રૂ.૩૦૦૦) શેઠો નશરવાંનજી માણેકજી પીટીટ, બેહરાંમજી નશરવાંનજી સીર-વાઇ, માણેકજી લીમજીભાઇ હાંતરીયા, અને શેરાબજી બેહરાંમજી બાબા, રૂ.૨૬૦૧) બાઇ ખરશેદબાંઇ તે આદરજી હોમજીની દીકરી, રૂ.૨૦૦૦) શેઠ શેરાબજી કાવશજી તાતા, અને બાઇ કુવરબાઇ તે એદલજી ફરાંમજી ઘોંડીનાં વીધવા, રૂ.૧૫૦૦) શેઠો હોરમજજી ખરશેદજી દુબાશ, જાંગીરજી નશરવાંનજી મોદી, ઊકરજી કાવશજી ઊમરીગર, રૂ.૧૧૧૧) શેઠ નવરોજજી માણેકજી પરવેજ, રૂ.૧૧૦૧) બાઇ રતનબાઇ તે હોરમજજી બરજોરજી કપતાંનનાં વીધવા, રૂ.૧૦૦૦) બાઇ વીરબાઇજી તે શાપુરજી શેરાબજી નારીયળવાલાનાં ધણી-આંની, શેઠો દીનશાહજી મંચેરજી પંથકી, ખરશેદજી નશર-વાંનજી સીરવઇ, જાલભાઇ અરદશર શેઠ, માણેકજી ખરશેદજી કેરાંવાલા, પેશતનજી જાંગીરજી તારાચંદ, અરદેશર પેશતનજી શેઠનાં તથા ફરાંમજી પેશતનજી મેહત., બાઇ બચુબાઇ તે પેશતનજી રતનજી રાગીનાં ધણીઆંની, બાઇ ડોસીબાઇ તે ખરશેદજી ફરાંમજી બોરીનાં વીધવા, બાઇ હીરાંબાઇ પેશત-નજી શેઠનાં અને બાઇ હીરાંબાઇ તથા ધનબાઇજી માણેકજી શેઠનાં, બાઇ પીરોજબાઇ તે માણેકજી હોરમજજી કુમેસરી-વાલાનાં વીધવા, બાઇ જરબાઇ તે મનચેરજી દોરાબજી ઇજ-નેરનાં વીધવા, એક જરથોશ્તી બાઇ પેશતનજી રૂસતમજી કાંગા હસ્તક, રૂ ૭૫૧) શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા સી. આઇ. ઇ. તથા ભાઇઓ, શેઠ પેશતનજી કાવશજી વકીલ, રૂ.૬૫૯) શેઠ શેરાબજી રૂસતમજી બનશા, રૂ.૬૨૬) શેઠ શાપુ-રજી શેરાબજી નારીયળવાલા અને છોકરાંઓ, બાઇ બેહમન-બાઇ તે શેઠ પેશતનજી રૂસતમજી કાંગાનાં ધણીઆંની, રૂ.૬૧૦) શેઠ મેહરવાંનજી એદલજી માદન, રૂ ૫૫૪) શેઠ ધનજીભાઇ બેહરાંમજી મેહતાનું કુટુંબ, રૂ.૫૦૪) શેઠ જીવ-નજી એદલજી ભોમીશાનું કુટુંબ, રૂ.૫૦૧) શેઠો દીનશાહ પેશતનજી કાંગા, એદલજી આદરજી હોમજી, ડા૦ ડોશાભાઇ બેજનજી, ડા૦ રૂસતમજી નશરવાંનજી બોરી, બેજનજી રત-નજી નરીમાન, બેજનજી નવરોજજી બામજી, નશરવાંનજી માણેકજી મુલ્લાં, દાદાભાઇ કાવશજી મસાંની, ફરાંમજી બર-જોરજી કપતાંન, બહમનજી ખરશેદજી પાવરી અથવા જહેલ, રૂસતમજી ફરાંમજી વાડીઆ, દીનશાહ દોરાબજી કોલાબેવાલા-એડનવાલા, રૂ.૫૦૦) બાઇ વીરબાઇજી તે શેરાબજી કાવ-શજી તાતાનાં ધણીઆંની, શેઠો કાવશજી ખરશેદજી દુબાશ, કુકાબાદ કાવશજી પંથકી, કાવશજી પેશતનજી વકીલ, ખર-શેદજી માણેકજી શેઠના, પાલનજી નવરોજજી પાવરી, એક ગરીબ મોબેદ માની દીકરાં, બાઇ જીવનબાઇ તે પેશતનજી ફરાંમજી પાવરીનાં વીધવા અને નશરવાંનજી પેશતનજી પાવરી, રૂસતમજી શેરાબજી ઊનવાલા, એદલજી ફરાંમજી આલબલેસ-ના છોકરાઓ, રૂસતમજી શેરાબજી ખરાસનાં ધણીઆંની અને છોકરાઓ, શાપુરજી શેરીઆરજી માદન અને કુટુંબ; કલકત્તાથી રૂ.૮૦૨) શેઠ ફરાંગજી મનચેરજી તથા માતાજી બાઇ રતનબાઇ, અને રૂ.૫૦૧) એક જરથોસ્તી; નીમચથી રૂ.૮૨૫) શેઠ કાવશજી જીવનજી મેવાવાલાનું કુટુંબ; ચીનથી ડા૦ ૧૦૦૦) શેઠ એદલજી નવરોજજી મેહતા, ડા૦ ૫૦૧) શેઠ દોરાબજી નવરોજજી મીઠાઇવાલા, ડા૦ ૩૦૦) શેઠ હોરમજજી નવરોજજી મોદી, ડા૦ ૨૫૧) શેઠ દાદાભાઇ કાવશજી તાતા.

એ આતશબેહેરામનું મકાન લાંબુ ફીટ ૧૦૪) ઊગ-મણથી તે પશ્ચીમ સુધી અને પોહળું ફીટ ૬૧) દખણથી તે ઊતર સુધી છે અને એ મકાન પરસીપોલીસ સ્તાઇલનું (ઇઆને અસલી ઇરાની તખતે જમશેદના મેહેલની ઢપનુ) બાંધેલું છે. એ મકાનની ફરતી દેવાલો જાડી ફીટ ૨॥ ની છે. તેને બહારની બાજુએ કુરલાના પથરની ખાનકી સાફ ઘડેલી જડેલીછે. એ આખા મકાનમાં બારી અને દર-વાજાની ઊંચાઇ ફીટ ૧૪) ને પોહળાઇ ફીટ ૬) ની છે. દરવાજાના ઊમબરો સંગેમરમરના છે અને તેની જમીન વેલાતી નળયાં, કાળા પથરની લાદીઓ અને કોબાની કીધેલી છે. એ મકાનમાં કુરલાના, પોરબંદરના તથા સંગેમરમરના પથ્થર, સાગલી લાકડું વીગેરે વાપરેલું છે. એ મકાનને ૯) ભાગમાં વહેંચેલું છે તે નીચે મુજબ છેઃ—

૧ લું—બંદગી કરવાનો મોટો હૉલ, શેઠ શાપુરજી સોરાબજી નારીએલવાળાએ બંધાવયોછે તેની તખતી મારેલી છે.

૨ જું—એ હૉલની અંદર (સેનકતમ સેકતોરમ) (પાક ગુંબજ) સંગેમરમરના પથરનો બાંધેલોછે જેની લંબાઇ ફીટ ૨૫ અને પોહળાઇ ફીટ ૨૫ ની છે. ગુમબજ અંદરથી ફીટ ૨૦×૨૦ નો છે. તેની દેવાલ જાડી ફીટ ૨॥ છે. બહાર-ની બાજુએ સંગેમરમર જાડો ઇંચ ૯) છે અને અંદરથી ઇંટ સુનાનું બાંધકામ કીધેલુંછે અને જે જે નકશીઓ કારનીસો કોતરેલીછે તે સરવે અસલી ઇરાની ઢપની છે. શેઠ કાવસજી દીનશાહ એદનવાળાએ પોતાનાં મરહુમ ધણીઆણી બાઇ જરબાઇનાં પુનને સારૂ એ પાક ગુંબજ બંધાવી આપયો તેની તખતી કાળા મારબલ ઊપર સોનેરી હરફે કોતરેલી મુકેલીછે.

૩ જું—બંદગીના હાલની ઊગમણે ૧) પાસીજ પોહળી ફીટ ૯॥ અને લાંબી ફીટ ૫૫) ની બનાવેલીછે. તેની જમીન કાળા પથરની લાદીની કીધેલીછે. એ પાસીજ બંદગી કરવા આવનારા સાહેબોના જોડા રાખવા તથા બીજો પરચુરણ સામન મુકવાને સારૂ છે.

૪ થો—એ પાસીજની ઊગમણે ૧ નાનો હૉલ બનાવયોછે. તે લાંબો ફીટ ૫૧) ને પોહળો ફીટ ૨૦॥ છે. એ હૉલમાં સદરો પેહરાવવા, નાનાં જશનો કરવા અને બીજી નાની મીજલસો ભરવાના કામસર વપરાસ સારૂ રાખયોછે.

તરફનાં માનપત્રો રૂપાંના કારકેટોમાં મેલી અનાયત કરવામાં આવ્યાં હતાં. એ બાદ કમીટીના નાયબે સરનશીન એ૦ પેશતનજી રૂસતમજી કાંગાને, સેક્રેટરી શેઠ શેરાબજી રૂસતમજી બનશાને, તથા મકાંન બાંધી આપનાર શીરી શેઠ દીનશાહ દોરાબજી મીસ્ત્રીને માનપત્રો તથા એકેક રૂપાંનો ટી-સટ ભેટ આપવામાં આવ્યાં હતાં; તેમજ નવસારીના વડા દસ્તુર દારાબજી તથા નાયબ દસ્તુર એદલજી નવરોજજી મેહેરજીરાણાના, પોળીયા દેશાઇ

---

એ હાલ દસ્તુર જમશેદજી સોરાબજી કુકાદારૂએ બંધાવયોછે, તેની તખતી મારેલીછે.

૫ મું—આગલો ઓટલો. એ ઓટલા ઊપરના ૪) અસલી ઇરાની તખતે જમશેદના મેહેલની ઢપના થાંભલા તેમાં નંગ ૨) શેઠ જાંગીરજી નશરવાનજી મોદીએ પોતાના મરહુમ પીતા તથા માતાજીના પુનને સારૂ મુકાવેલાછે; અને બીજા ૨) થાંભલા આ૦ આદરજી હોમજીનાં બેટીએ પોતાના મરહુમ ભાઇ એદલજી તથા પોતાનાં પુનને સારૂ મુકાવેલા છે; અને ઓટલા ઊપરના મોટાં બારણાં ૨) મરહુમ આ૦ મનચેરજી દોરાબજી વકીલ તથા ઇજનેરનાં પુનને સારૂ તથા તેવણનાં મરહુમ ધણીઆણી બાઇ જરબાઇનાં પુનને સારૂ મુકાવેલાં છે; તથા બારી ૨) આગલી મરહુમ માણેકજી હોરમજી કમીસરીએટવાળા તથા તેવણનાં ધણીઆણી મરહુમ પીરોજબાઇનાં પુનને સારૂ મુકાવીછે; તથા બારી ૧) ઓટલા ઊપરની મોબેદ બમનજી ખરશેદજી પાવરી અથવા જનડેલે પોતાના મુરબી ખરશેદજી તથા માતાજી બાઇ જીવીઆઇજીનાં પુનને સારૂ મુકાવીછે; તથા બીજી બારી ૧) ઓટલા ઊપરની વચમાંની મરહુમ શેઠ દીનશાજી ફરામજી વાડયાની પવીત્ર યાદમાં શેઠ રૂસ્તમજી ફરામજી વાડયાએ મુકાવીછે; તથા બારી ૧) ઓટલાપરની શેઠ દીનશા દોરાબજી કોલાબેવાળા એદન-વાળાએ પોતાના મરહુમ બપાવા એદલજી માણેકજી કોલાબે-વાળા એદનવાળાનાં પુનને સારૂ મુકાવીછે; અને એની જમીન વેલાતી તાઇલની કીધોછે અને બીજો ખરચ શેઠ પેસ્તનજી રૂસ્તમજી કાંગાએ પોતાનાં ધણીઆણી બાઇ બેહે-મનબાઇનાં પુનને સારૂ મરનારની પુંજીમાંથી બંધાવી આપી-છે. એ સરવેની તખતીઓ તે જગા ઊપર મારેલીછે.

૬ ઠું—ઓટલાની ઊગમણે બીજા ૪) થાંભલા ઓટલા ઊપરના જેવા અસલી ઇરાની તખતે જમશેદના મેહેલની ઢપના બનાવયાછે. તેના ઊપર ૧) અગાસી બનાવીછે અને તે અગાસીની ઊંચાઇ રસ્તા ઊપરથી તે તેની જમીન સુધી ફીટ ૨૭'૬ છે, તેને ફરતો કઠેરો પણ અસલી ઇરાની ઢબનો બનાવયોછે. એ પોરતીકો મરહુમ કુવરજી હોરમજી ભાભાનાં પુનને માટે તેવણના નબીરા શેઠ સોરાબજી બેહરામજી ભાભાએ બંધાવયોછે, અને તેની પણ તખતી તે ઊપર મારેલીછે.

૭ મું—એ મકાન ઊપર માળ ૧) બનાવેલોછે, તે માળ ઊપર જવાને સારૂ ઊતર બાજુએ ખોલી જમીન ઊપર સાગલી લાકડાંના દાદર ૨ પોહળો ફીટ પાાા નો બનાવયાછે.

૮ મું—માળ ઊપરનો હૉલ. એ હાલની પશ્ચીમે ગુમ-બજની બેઊ બાજુએ ૨) ઓરડા બાંધેલાછે. એ ઓરડાઓ-નો દખણ બાજુનો ઓરડો લાઇબ્રેરી સારૂ વપરાસમાં લેવાનો છે. હૉલની ઊગમણ તરફ અને નીચલા ઓટલાને માથે એક લોબી યાને મોટો વરનડો કીધેલોછે. હૉલ શેઠ દાદાભાઇ નસરવાનજી કનટરાકટરે પોતાનાં પુનને સારૂ બંધાવી આપયોછે, તે મોટાં જશનો તથા મીજલસો ભરવાને સારૂ કામમાં લેવામાં આવશે. એ હૉલમાં કેટલાક જરતો-સ્તી સાહેબો જેઓએ એ કામ ઊપર લક્ષ આપીને પાર ઊતાર્યું છે તેઓની તથા બીજા મદદગારોની તસ્વીર મુકેલીછે.

૯ મું—આગલી બાજુએ જે કાતરો કીધેલોછે અને કાતરાની બાજુએ ઇયારખી કરીને છાપરૂં ઢાંકી નાખ્યું છે તે પણ સરવે અસલી ઇરાની ઢપની બનાવેલીછે. કાતરાની વચોવચમાં પોરબંદરના પથરાનું આખું ફરોહર બનાવીને બેસાડયું છે. તે ફરોહરનાં ડાબા હાથમાં ૧ કડું ધરેલું છે અને જમણો હાથ તે પાક પરવરદેગારની બંદગી તથા શુકરા-ના કરવામાં ધરેલો છે. આખા મકાનનો આગલો ભાગ સરવે અસલી ઇરાની તખતે જમશેદના ચેહની ઢપનો બનાવેલોછે.

એ આતશબેહરાંમનાં મકાંનના ઓટલાપરની મુખ્ય તખ્તીની નકલ નીચે આપીછે, અને બીજી તખ્તીઓ માટે જુઓ "પારસી ધર્મસ્થળો" પાનું ૪૯૪–૯૫.

"જરથોસ્તી અનજુમનના આતશબેહેરામ.

"શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા ભગરસાથની
"અનજુમનનાં મુંબઇમાં વસતા મોબેદ સાહેબોના હકની
"જાલવણીને માટે કુલે જરથોસ્તી અનજુમને બંધાવી
"આપેલા આતશબેહેરામ."

"પાક દાદાર અહુરમજદની મદદ હોજો."

"આએ જરથોસ્તી અનજુમનના આતશબેહેરામ
"સાહેબનું મકાન મુંબઇ તથા દેશાવર ખાતેના જરથોસ્તી
"સાહેબોની મદદથી બાંધવામાં આવ્યું છે. એ મકાનનો
"પાયો રોજ ૮ મો માહ ૯ મો શેહેનશાહી, માહ ૧૦ મો
"કદમી સને ૧૨૫૫ યજદેજરદી, તા૦ ૨૭ મી મે સને
"૧૮૮૬ ઇસવીને દીને નાખવામાં આવ્યો હતો. એ મકાન
"ઊપર કુલે ખરચ રૂ.૨,૨૫,૦૦૦ ને આશરેનો થયોછે. એ
"મકાન ઊભું કરવા માટે પહેલેથી તે છેલ્લે સુધી થોડાક
"ભગરસાથ અથોરનાન ટોળાના આગેવાન ગ્રહસ્થોની કમી-
"ટીએ માથે લીધું હતું. એ મકાનના વડા દસ્તુરજી તરીકે
"દસ્તુરજી સાહેબ ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામા-
"શપઆશાના, એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ.
"(ઑક્ષન) ને ઠેડવવામાં આવ્યાછે.

"કારોબાર મંડળી."

"શેઠ જાલભાઇ અરદેશર શેઠ, સરનશીન તથા તરસટી.
" " પેશતનજી રૂશતમજી કાંગા, નાયબે સરનશીન તથા તરસટી.
" " રૂશતમજી ડોશાભાઇ શેઠના, તરસટી તથા અધીકારી.
" " દીનશાહ મનચેરજી પંથકી, ખજાનચી તથા તરસટી.
" " બેહરામજી નશરવાનજી સીરવઇ, ખજાનચી તથા તરસટી.
" " શેરાબજી રૂશતમજી બનશાહ, સેક્રેટરી.
"દસ્તુરજી જમશેદજી શોરાબજી કુકાદારૂ, અધીકારી.
"દસ્તુરજી કેખશરૂ જામાશપજી, અધીકારી.
"શેઠ જાહાંગીર હોરમજજી પનથકી, અધીકારી.
" " ફરદુનજી માણેકજી કાંગા, અધીકારી.
" " પાલનજી નવરોજી પાવરી, અધીકારી.
"ડાકટર રૂસતમજી નશરવાનજી ભોરી; અધીકારી.

એદલજી બમનજી, સરદાર દસ્તુર હોશંગ જામાસપ, દસ્તુર જમશેદજી સોરાબજી કુકાદારૂ અને મોબેદ રૂસતમજી બમનજી પાવરીને પણ શિઆપો હોરાડવામાં આવી હતી.

એ દીને બપોરનાં મરહુમ સર જમશેદજી જીજીભાઈ-વાલા એશાહીબાગમાં કેટલાક જરથોસ્તીઓએ ઉપરાંત કરી અંજુમનનું નેઆતનું જમન કરાવ્યું હતું, તથા રાતનાં ચંદનવાડીના આખા લત્તાપર રોશની કરાવવામાં આવી હતી.[1]

---

તા૦ ૨૪ મી અકટોબર.

રોજ ૧૦ માહ ૩ (ક૦) ૧૨૬૭ યજદેજરદી.

મરણ—શેરાબજી કેખશરૂ પાટક[2]—ઉમર વર્ષ ૪૮). એવણ એક જાણીતા હીસાબી હતા તથા અત્રેની ઘણીક જોઇંટ સ્ટોક કંપનીઓમાં ઓડીટર હતા.

---

તા૦ ૨૬ મી અકટોબર.

શેઠ શેરાબજી હોરમજજી હારવરે કાશમીર મધે પારસીઓનાં રવાનને જુમીડા કરવાની જગોની આસ-પાસ એક ફરતી દેવાલ પોતાના મરહુમ પીતા શેઠ હોર-મજજી શેરાબજી હારવર તથા માતાજી મરહુમ બાઈ રતનબાઈનાં પુનને માટે બંધાવી આપી હતી.[3]

---

તા૦ ૨૮ મી અકટોબર.

પુણાંની પારસી ડીસ્ત્રીકટ મેટરીમોનીઅલ કોરટના ડલીગેટો ખાંનબાહદુર દાદાભાઈ પાલણજી ભેદવાર, શેઠ ધનજીશાહ જમશેદજી અકલેસરીઆ, તથા શેઠ નશર-વાંનજી ખરશેદજી નગરવાલાએ પોતાના ઓહદા છોડવાથી તથા ખાંનસાહેબ માણેકજી કાવશજી ડાટીવાલા અને શેઠ ખરશેદજી નશરવાંનજી શેઠના મરણ પામવાથી નામદાર સર-કારે તેમની જગોએ ખાંનબાહદુર દીનશાહ ડાશાભાઈ ખંબાતા, શેઠો હીરજીભાઈ ધનજીશાહ અકલેસરીઆ, એદલજી રૂસતમજી નગરવાલા, દાદાભાઈ શેરાબજી ચીનાઈ, બેહરાંમજી શેરાબજી કારડ માસટર, એમ. એ; બરજોરજી પીરોજશાહ ભરૂચા, નવરોજજી ફરાંમજી અરદેશર, અને ડાસાભાઈ માણેકજીને ડલીગેટો નેમ્યા હતા.

સુરતની પારસી ડીસ્ત્રીકટ મેટરીમોનીઅલ કોર્ટના એક ડલીગેટ મરહુમ શેઠ ફરાંમજી પેશતનજી વકીલની જગોએ નામદાર સરકારે શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ. ને નેમ્યા હતા.[4]

---

તા૦ ૩૧ મી અકટોબર.

મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમની સાલગરેહનો આજ દીને શુભ અવસર હોવાથી એ દીને સાંજનાં ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટમાં થીઓસોફીકલ સોસાઇટીના એક મેમબર ડાકટર આર્થર રીચર્ડસને "આતશની બુલંદી અને પાકીઝગી, અને

---

"ડાકટર ડોસાભાઈ બેજનજી કાતરક, અધીકારી.
" શેઠ શાપુરજી બેરામજી કાતરક, અધીકારી.
" ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરક, અધીકારી.
" શેઠ કાવસજી એદલજી કાંગા, અધીકારી.
" " બેજનજી રતનજી કોતવાલ, અધીકારી.
" " કેકોબાદ કાવશજી પંથકી, અધીકારી.
" " જમશેદજી દાદાભાઇ નાદીરશાહ, અધીકારી.
" " અશપનીઆરજી બરજોરજી પનથકી, અધીકારી.
" " ખરશેદજી ફરામજી મરચંત, અધીકારી.
" " દીનશાહ દોરાબજી મીશાતરી, એચ. એસ. એ. આનરરી શીલ્પશાસ્ત્રી.

"રોજ ૭ જો અરદીબેહેશત અમશાશપંદ, માહ ૨
"જો અરદીબેહેશત અમશાશપંદ શેહેનશાહી, માહ ૭ જો
"ખોરદાદ અમશાશપંદ કદમી, સને ૧૨૬૭ યજદેજરદી,
"મુંબઇ તા૦ ૧૭ મી અકટોબર સને ૧૮૯૭ ઇસવી,
"સંવત ૧૯૫૭ ના આશો વદ ૬ વાર રવેઊને દીને આતશ-
"બેહેરામ સાહેબનાં પુરી કબલાને તખતનશીન કીધાછે."

૧ જામે જમશેદ, તા૦ ૧૮ મી અકટોબર ૧૮૯૭.

એ આતશબેહરાંમ સાહેબને તખ્તનશીન કરવાનાં જશન-માં શામેલ થવાને તેની કારોબાર મંડલીના સરનશીન શેઠ જાલભાઈ અરદેશર શેઠ, નાયબે સરનશીનો એ૦ પેશતનજી રૂસતમજી કાંગા તથા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામા-સ્પઆશાના તથા શેક્રેટરી શેઠ શેરાબજી રૂસતમજી બનશાએ તા૦ ૧૧ મી અકટોબર ૧૮૯૭ નાં ગુજરાતી વર્તમાન-પત્રોમાં જાહેરખબર છપાવી સર્વે જરથોસ્તી સાહેબોને અરજ કરી નોતરયા હતા; તથા પોતાને હસ્તકની મીલો, પ્રેસો, આફીસો, વગેરેમાં જે જરથોસ્તીઓ ચાકરી રહેલા હોય તેઓને એ દીને રજા આપવાને અરજ કીધી હતી.

એ આતશબેહરાંમ સાહેબના નીભાવ ખરચ માટે એજ દીને એક ફંડ ઊભું કરવામાં આવ્યું હતું. જેમાં સર દીન-શાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ ૨૫૦૦) તથા શેઠ કાવ-શજી દીનશાહજી એડનવાલાએ રૂ.૧૦૦૦) ભરયા હતા.

૨ શેઠો કેખશરૂ, પેશતનજી (સીવીલીઅન), અને રૂસતમજી શેરાબજી પાટકના બાવા તથા શેઠ જહાંગીર બમનજી પીટીટના સસરા.

૩ જામે જમશેદ, તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૯૭.

આ દીવાલ ઊપર નીચે મુજબ તખ્તી મારવામાં આવીછે :—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ.
"આએ દીવાલ મુંબઇવાલા સોહરાબ એચ.
"હારવરે સન ૧૮૯૫ માં કાશમીરની મુસાફરીમાં પારસી
"બેહરાંમજી રતનજી સકલાતની ફરમાસથી પોતાના મરહુમ
"પીતાજી હોરમસજી શેરાબજી હારવર તથા માતાજી રતન-
"બાઈ હો. હારવરનાં પુણ માટે બંધાવી કાશમીરની પારસી
"અંજુમનને રોજ ૧૨ મો માહ ૨ જો ૧૨૬૭ ય૦
"તા૦ ૨૬-૧૦-૧૮૯૭ ના દીને અરપણ કરીછે."

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૮ મી અકટોબર ૧૮૯૭.

આતશના પાક નુરી કેબલાની સેતાયશમાં સમાયલી બંદગી, ઉમદા અને મોતેબર ફીલસુફી" એ બાબદ ઉપર પારસીઓને માટે એક જાહેર ભાષણ કીધું હતું. સરનશીનની ખુરસીએ શેઠ ખરશેદજી રૂસતમજી કામા બીરાજયા હતા.[1]

તા૦ ૧ લી નવેમ્બર.

રોજ ૧૮ માહ ૨ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

મરણ—દસ્તુર મીનોચેહરજી તેહમુલજી, અમદાવાદના—ઉમર વર્ષ ૮૩). એવણ ૧૮૪૧ માં ખંભાતથી અમદાવાદ ગયા હતા અને ત્યાં મોબેદી કરતા હતા. મોબેદ તરીકે એઓ ઘણા અશો, પહરેજગાર તથા ક્રીયાકામો ઉપર ઘણી બારીક ચોકસાઇ રાખનારા હોવાથી ત્યાંની જરથોસતી અંજુમને ૧૮૯૨ માં એમની અમદાવાદ આવયાની ૫૦ મા વરસની જુબીલી પાળી એઓને દસતુરનો એલકાબ આપયો હતો.

મરણ—દાદાભાઇ પેશતનજી દેસાઇ—ઉમર વર્ષ ૬૮). નવસારીના એક બુજરગ દેસાઇજી જેઓ નવસારીમાં ગુજર્યા તેવણ ત્યાં દાદીબા દેસાઇને નામે જાણીતા હતા. દેસાઇ ખાનદાનની "જાતખાનાં" નામની જાગીરોનો વહીવટ ત્રીસ વર્ષ સુધી પોતાનાં કુટુંબીઓના સંતોષ વચે ચલાવ્યો હતો.

તા૦ ૧ લી નવેમ્બર.

૧૮૯૭ નાં સાલમાં જુદે જુદે ઠેકાણેની મ્યુનીસીપાલ બોરડમાં નીચલા પારસીઓ ચુંટાયા યા નેમાયા હતા :—

**મ્યુનીસીપાલ બોરડ.**

ડાકોર—ચુંટી કાઢેલા—એદલજી અરદેશર મારશલ, ધનજીશાહ મેરવાંનજી ડાકટર; ભરૂચ—સરકારી—નશરવાંનજી બહમનશાહ મેહતાજી, ખાં૦ બા૦ રતનજી એદલજી કાંગા; જંબુસર—સરકારી—ડોશાભાઇ મેહરાંમશાહ બાસલા; વીરમગામ—સરકારી—ખાં૦ બા૦ દાદાભાઇ નશરવાંનજી નાણાંવતી; રાંદેર—સરકારી—હોરમજજી એદલજી અકલેસરીઆ; થાણા—સરકારી—ડાકટર ફરામરોજ અરદેશર મુસ; અમદાવાદ—સરકારી—ખાં૦ બા૦ જાંહગીર માણેકજી ખરશેદજી; નાશક—સરકારી—ખાં૦ બા૦ પીરોજશાહ પેસતનજી તાલિયારખાં; યવલા—સરકારી—જાંહગીર કે. ન. કાબરાજી; દોહદ—સરકારી—ખા૦ સા૦ એદલજી મેહરાંમશાહ હોડીવાલા, ફરદુનજી કાવશજી; પુણાં (સુબરબન)—ચુંટી કાઢેલા—નવરોજી ફરાંમજી, દાદાભાઇ શેરાબજી, મેજનજી નશરવાંનજી, સરકારી—પેશતનજી બહમનજી; ભરૂચ—ચુંટી કાઢેલા—અરદેશર દીનશાહ આંધી, ફરદુનશાહ પેશતનજી, દીનશાહ ફરાંમજી, બહમનશાહ શેરાબજી, ખાં૦ બા૦ નશરવાંનજી શેહરીયારજી જીનવાલા; ગોદરા—સરકારી—ડાકટર મનચેરજી જામાસપજી મીસ્ત્રી; કવેટા—ખાં૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલ, શેઠ અરદેશર ડોશાભાઇ મારકર; દોહડ—સરકારી—ખાં૦ બા૦ શેરાબ માણેકશાહ ભરૂચા.

**તાલુકા લોકલ બોરડ.**

પંચમાહલ—ચુંટી કાઢેલા—બહમનજી અરદેશર દલાલ; અમદાવાદ—સરકારી—ખાં૦ બા૦ દાદાભાઇ નશરવાંનજી નાણાંવતી; ભરૂચ—સરકારી—શેઠ શેરાબશાહ હોરમજજી, ખાં૦ બા૦ રતનજી એદલજી કાંગા, મ્યુનીસીપાલ તરફના—ફરદુનશાહ પેશતનજી, લોકલ બોર્ડ તરફના—એદલજી મનચેરજી કંત્રાકટર, ડોશાભાઇ મેહરાંમશાહ બાસલા; બોરસડ—સરકારી—ખાં૦ સા૦ એદલજી મેહરાંમશાહ હોડીવાલા; અમદાવાદ—સરકારી—ખાં૦ બા૦ જાંહગીર માણેકજી ખરશેદજી; નાશક—સરકારી—ખાં૦ બા૦ પીરોજશાહ પેશતનજી તાલિયારખાં; જલાલપુર—ચુંટી કાઢેલા—રૂસતમજી જામાસપજી ગારડા; યવલા—સરકારી—જાંહગીર કે. ન. કાબરાજી; અમદાવાદ—ચુંટી કાઢેલા—લવજી મેહરવાંનજી વાડીઆ; મોડાસા—ડોશાભાઇ ધનજીભાઇ બીલીમોરીયા; દસકરોઇ—હોરમજજી જમશેદજી આંતીઆ; પુણાં—ખાં૦ બા૦ જાંગીર માણેકજી ખરશેદજી; ચોરાસી—ચુંટી કાઢેલા—મેરાંમજી નવરોજી, બરજોરજી નશરવાંનજી, માનેકજી નશરવાંનજી, સરકારી—જીવનજી જમશેદજી, રૂસતમજી પેશતનજી, હોરમજશા શાપુરજી; જલાલપોર—ચુંટી કાઢેલા—રૂસતમજી જામાસપજી ગારડા, સરકારી—કુંવરજી જમશેદજી; બારડોલી—સરકારી—ખાં૦ બા૦ શેરાબજી રતનજી, ખાં૦ સા૦ દીનશાહ જમશેદજી; ઓલપાડ—ચુંટેલા—હોરમજી રતનજી, રતનજી નવરોજી; વલસાડ—સરકારી—શાપુરજી ફરાંમજી, ચુંટેલા—શાપુરજી દાદાભાઇ; ચીકલી—સરકારી—ભીખાજી મેરવાંનજી; પારડી—સરકારી—હોરમજી જમશેદજી.

તા૦ ૩ જી નવેમ્બર.

બેલજીઅમ દેશની રાજધાણી બ્રસલસમાં આ સાલ ભરાયલાં દેશ પ્રદેશનાં મોટાં પ્રદર્શનમાં સરસ કારીગરીની જીનસો બતલાવવા માટે મેશરસ ફરાંમજી પેશતનજી ભમગરાની પેહડીના બે ભાગયા ભાઇઓને બે સોનાના તથા બે રૂપાંના ચાંદો ઇનામમાં મલ્યા હતા, તથા એજ પેહડીવાલા મી૦ ફરાંમજીને પ્રદર્શનમાં મુકેલો માલ તપાસી તે ઉપર ઇનામો આપનારી જુરીના મેમ્બર—એક "જુરર" પણ ઠેરવ્યા હતા.[2]

૧ જામે જમશેદ, તા૦ ૧ લી નવેમ્બર ૧૮૯૭.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૨૬ મી ડીસેમ્બર ૧૮૯૭.

તા૦ ૩ જી નવેમબર.

આજ દીને અમદાવાદ મધે મરહુમ દસ્તુર મીનોચેહરજી તેહમુલજીનાં ઉઠમણાંમાં ત્યાંની અંજુમન તરફથી શેક્રેટરી খાંનબાહદુર જાંગીરજી પેશતનજી વકીલે એક અંજુમન પત્ર વાંચી મરહુમ દસ્તુરજીની નેક જીંદગી અને ભલાં કામો વિષે ઇશારો કરી તેમનાં કુટુંબને દીલાસો આપ્યો હતો, તથા તેમના બેટા એ૦ જમશેદજી મીનોચેહરજીને અંજુમન તરફથી એક શેઆલ હોરાડી હતી.[1]

તા૦ ૪ થી નવેમબર.

ખંબાતના ગરીબ જરથોસ્તીઓને મદદ કરવા થકી મુંબઇ મધે શેઠ રૂસતમ પેશતનજી જાંહગીરે એક ફંડ ઉભું કીધું હતું તેમાં રૂ૧૯૫૮।। ભરાયા હતા.

તા૦ ૫ મી નવેમબર.

શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી આઇ. ઇ. એ તીરાહની ચહડાઇપર ગયલાં લશ્કરના ઘાએલ થયલા અને માંદા સીપાહોની હાસપીટલમાં સાધારણ વાંચણની ૨૦૦) ચોપડીઓ મેસરસ થાકરની કંપની મારફતે મોકલી હતી.[2]

વળી એજ શેઠે ચીતાગોંગના કલેકટરપર રૂ.૫૦૦) ત્યાંનાં સખ્ત તોફાંનથી લાચાર થયલાં લોકો માટે મોકલ્યા હતા. અને સુરતના મરકીથી લાચાર થયલાં લોકોને ઢાબલી આપવા માટે રૂ.૨૦૦) મોકલ્યા હતા.[3]

તા૦ ૯ મી નવેમબર.

રોજ ૨૬ માહ ૨ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—ડાકટર પીરોજશાહ જમશેદજી નાણાંવતી—ઉમર વર્ષ ૪૮). એવણ પ્રથમ પુનામાં લશકરમાં આસીસટંટ એપોથીકરી નેમાયા હતા, તે બાદ વડોદરે લશકર খাতાંમાં એવણની બદલી કરવામાં આવી હતી, જયાંથી ૧૮૭૬ માં રાજીનામું આપી સુરત જઇ તબીબી ધંધો ફતેહમંદી સાથે ચલાવવા માંડયો હતો. ૧૮૮૪ થી તે સેવટ સુધી એવણ સુરતના પ્રજા ચુંટણીના મયુનીસીપલ કમીશનર નેમાયા હતા.

તા૦ ૯ મી નવેમબર.

રોજ ૨૬ માહ ૨ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

ભરૂચ મધે કોટમાં મરહુમ શેઠ હોમાજી દારાબજીએ ઇ. સ. ૧૭૬૦ માં બંધાવેલી દરેમેહર પાછી બીસમાર હાલતમાં આવવાથી તેના મુતવલીઓ શેઠો દીનશાહ ફરદુનજી અને ભાઇઓએ તે નવેસરથી કુશાદે બંધાવી આજ દીને પોતાના પીતા મરહુમ શેઠ ફરદુનજી જીવણજી હમાંવાલાની વરસીને દીવસે પાછી પરઠાવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ શેઠ રતનજી જીવણજી હમાંવાલાએ એ દરેમેહર খুલ્લી મેલાયલી જાહેર કરી, તથા તે નવેસરથી બંધાવવા માટે શેઠ દીનશાહ ફરદુનજીનો તેમજ એ બંધાવવા માટે હમાવાલાનાં કુટુંબમાં કરેલાં ઉઘરાંણાંમાં નાણાં ભરનારાઓનો ઉપકાર માનયો હતો.[4] એ બાદ ભરૂચની પારસી પંચાતના મેનેજીંગ તરસ્ટી શેઠ અરદેજી મનચેરજી દલાલ, બી. એ. એ એ દરેમેહર ફરી બંધાયા વિષે કેટલુંક કહી સંભલાવ્યા બાદ તેમની ફરમાએશથી હમાંવાલાનાં કુટુંબના વડીલો શેઠો રતનજી જીવણજી, દીનશાહ ફરાંમજી અને દીનશાહ ફરદુનજીને પંચાતનાં ફંડ મધેથી એક બુજર્ગ ટ્રસ્ટી શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટરે એકકી શેઆલ હોગાડી હતી, તથા એ દરેમેહરના પંથકી મોબેદ મનચેરજી શેરાબજી બારકાજીને હમાવાલાનાં કુટુંબીઓ તરફથી એક શેઆલ હોરાડવામાં આવી હતી. એજ દીને વડોદરા રેલવેના માજી પેમાસતર મરહુમ શેઠ હીરાજી હોરમસજીની નઇયતે તેવણનાં વીધવા બાઇ હમાબાઇએ રૂ.૫૦૦) ની કીમતના બાજઠો એ દરેહમેહરને ભેટ આપયા હતા, તથા મી૦ પેસતનશાહ ફરદુનજી હમાવાલાનાં મરહુમ ધણીયાણી બાઇ જરબાઇની નઇયતે રૂ.૫૦૦ ની કીમતનું એક ચાંદીનું આફરગાનીઉં દરેહમેહરમાં મેલવામાં આવયું હતું. હાંડી, ઝુમરો વગેરે બીજો પરચુટણ સામાન મેસરસ દીનશાહ ફરદુનજી અને ભાઇઓએ મેલાવયો હતો. મેસરસ દીનશાહ ફરદુનજી અને ભાઇઓએ એ દરેહમેહેર પાછળ પોતાની ગીરેથી એકંદર રૂ.૧૦૦૦૮) ની રકમ খরચી હતી.[5]

૧ મુંબઇ સમાચાર, તા૦ ૬ ઠી નવેમબર ૧૮૯૭.
૨ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૬ ઠી નવેમબર ૧૮૯૭.
૩ ટા૦ ઑફ ઇંડીઆ, તા૦ ૧૬ મી નવેમબર ૧૮૯૭.

૪ એ નાણાં નીચે મુજબ ભરાયાં હતાં:—રૂ.૨૦૦૦ મેસરસ દીનશાહ ફરદુનજી તથા ભાઇઓએ પોતાનાં મરહુમ માતાજી બાઇ દીનબાઇનાં પુન માટે અલાહેદા કહાડેલા તથા બીજા જુદા જુદા પ્રસંગોએ આપેલા રૂ.૧૨૫૭ મળી રૂ.૩૨૫૭, ભરૂચની પારસી પંચાયતના ત્રસટી મી૦ દીનશાહ ફરામજી હમાવાળા રૂ.૧૪૦૦ તથા મી૦ રતનજી જીવણજી હમાવાળા રૂ.૪૦૦, મી૦ ફરદુનજી હોરમસજી ઓલીયાજી રૂ.૫૫૫, મેસરસ નવરોજજી અરદેશર વકીલ તથા અરદેશર ડોસાભાઇ ગાંધી દરેક રૂ.૧૫૦, મી૦ શાપુરજી જીવણજી રૂ.૭૬, મી૦ ધનજીશાહ હોરમસજી રૂ ૭૫, તથા મી૦ ફરામજી રૂસતમજી હમાવાળા રૂ.૫૦. જુમલે રૂ.૬૧૧૩. એ પ્રમાણે સઘળા મળી રૂ.૬૧૧૩ એ ફંડમાં ભરાયા હતા. પણ દરેહમેહેરને નવેસરથી બંધાવવા માટે એથી બમણો યાને રૂ ૧૨૪૭૮ નો খরચ થયોછે, જેથી બાકીના રૂ.૬૩૩૫ મેસરસ દીનશાહ ફરદુનજી અને ભાઇઓને આપવા પડયાછે, અને તે તેઓએ કાંઇપણ આનાકાની વગર ખુશીથી આપયાછે.

૫ જામે જમશેદ, તા૦ ૧૧ મી નવેમબર ૧૮૯૭.

તા૦ ૧૪ મી નવેમબર.

મુંબઈના કદમી જરથોસ્તીઓએ ઠેડાવેલા દસ્તુર ખુરશેદજી ફીરોજજી મુલ્લાં ફીરોજ માથેરાંનમાં હોરમજજી નશરવાંનજી અરદેશર વાડીઆનાં પોતાની એક સાવકી ફુઈ બાઈ પીરોજબાઈ સાથનાં લગન, કે જે પારસી કાયદામાં નારવા ઠરાવેલાંછે, તેના આશીરવાદ સારી આપ્યા તે બાબે કેટલુંક થયું ગામમાં જે ચરચા ચાલતી હતી તે સંબંધ તલાસ કરી કદમી જરથોસ્તીઓએ ઠરાવેલા દસ્તુરને સુસારો આપવાનાં ફંડની કારોબાર મંડલીએ તૈયાર કરેલા અહેવાલ ઉપર વિચાર કરી ઘટતો ઠેડાવ કરવા કદમી જરથોસ્તી અંજુમનની એક સભા તા૦ ૧૩ મી જુન ૧૮૯૭ ને દીને બાહેરકોટ મરહુમ શેઠ દાદીભાઈ નોશરવાંનજીનાં આતશબેહરાંમના કંપાઉંડમાં આવેલા કદમી ધાહંબારના ઓટલાના માલ ઉપર શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. પ્રથમમાં એ ફંડના હાનરરી સેક્રેટરી શેઠ મેહરવાંનજી મનચેરજી કામાજીએ દસ્તુરજીની અણઘટતી ચાલ વિષે કારોબાર મંડલી તરફનો રીપોરટ વાંચી સંભલાવ્યો, તેમજ દસ્તુર તરફથી એજ દીને આવેલો એક પત્ર જેમાં તેવણે ઉપલાં કાયદાથી નારવા થયલાં લગનના આશીરવાદ સારી આયા તે અંજાણપણામાં સારી આપ્યા એમ કબુલ રાખી અંજુમન પાસે બે હાથ જોડી સર નમાવી માફી માગી હતી, તે તથા કદમી હંમકાર સાથના ૬૦) મોબેદો તરફથી આવેલો એક પત્ર જેમાં તેઓએ દસ્તુરે જે ન છાજતું કામ કર્યું છે તે માટે કાંઈબી કમી સજા કરી થોડી દરગુજર કરવી કે જેથી કદમી અંજુમનને પણ હીણું લાગે નહિ એવી અરજ કીધી હતી તે પત્રો વાંચી સંભલાવ્યા. એ પછી શેઠ જીજીભાઈ જાંહગીરજી લાંબે દરખાસ્ત કરી અને તેને શેઠ ફરાંમરોજ રૂસતમજી જોશીએ ટેકો આપ્યો કે—"દસતુર ખરશેદજી પીરોજજી મુલ્લાં ફીરોજના બાબમાં આ અંજુમનમાં જે બોલાયુંછે, વંચાયુંછે, જણાયુંછે, ઇત્યાદી, તે સઘળું પુખ્ત ધયાનમાં લેતાં અને એક તરફથી આપણા પસંદ કરેલા દસતુર ઉપર બનતી દરગુજરની નજર રાખતાં, અને બીજી તરફથી આપણા ટોળાનાં ભલાંનો વીચાર કરી તેમના સંબંધમાં ખરી આઈન ફરજ બજાવવા ઉપર નજર રાખીને, આજે મળેલી અંજુમન ઘણી દલગીરી સાથે એ વીચાર ઉપર આવેછે કે, હવે પછીથી દસતુર ખરશેદજી પીરોજજી મુલ્લાંફીરોજને અંજુમનના દસતુર તરીકે ગણવાને વાજબી લાગતું નથી, તેથી એવો ઠરાવ કરેછે કે, એવણની દસતુર તરીકે આગળ તા૦ ૨૭ મી નવેમબર ૧૮૮૩ ને દીને કરેલી નેમણુક, આજ દીને રદ બાતલ કરેછે અને એવણને અંજુમનના દસતુર ગણવાનું આજ દીનથી માકુફ કરેછે."

એ દરખાસ્ત ઉપર તકરાર થતાં આગળ ઘણીક ગરબડ થઈ, એમેંડમેંટો મેલાયાં, પણ કસાંબી સેવટ વગર સભા બરખાસ્ત થઈ હતી. તે સભા આજ દીને પાછી મજકુર જગાએજ કારોબાર મંડલીએ બોલાવી હતી. એ બીજી સભા નહિ ભરવા તથા તે બાબે હાઈ કોરટનું "ઇંજકશન" મેલવવાને દસ્તુરજીએ શેક્રેટરીપર વકીલની નોટીસ મોકલી ધમકી વટીક આપી હતી, તોપણ કારોબાર મંડલીએ તે જાહેર રીતે ભરી હતી. કારોબાર મંડલીના સરનશીન શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ સરનશીનની ખુરસી લેવાને ના પાડવાથી તે શેઠ નવરોજજી જાંહગીરજી ગામડીઆને આપવા બાદ શેક્રેટરી શેઠ મેહરવાંનજી મનચેરજી કામાજીએ દસ્તુરજીની ચાલ વિષે એક બીજો વધારાનો રીપોરટ વાંચી સંભલાવ્યો. જે પછી કદમી ટોળાના આગેવાંન અને આબરૂદાર ૧૫૬) ગ્રહસ્થોએ મોકલેલું એક રેકવીજીશન સરનશીને વાંચી સંભલાવ્યું, જેમાં લખ્યું હતું કે: "છેલા રોજ ૨ જા માહા ૧૧ મો સને ૧૨૬૬ યઝદેજરદી તા૦ ૧૩ મી જુન ને રવેઉને દીને મળેલી કદમી જરથોસતીઓની અંજુમનમાં અમો માહેલા જેઓ હાજર હતા તેઓએ તયાં જે સાંભળયું તથા વરતમાનપત્રોમાં વાંચયું, તે ઉપરથી અમો હવેથી દસતુર ખરશેદજી પીરોજજી મુલ્લાંફીરોઝને અંજુમનના દસતુર ગણવાને ના પાડયે છીયે અને એવું અમારૂં મત નોધવાને વાસતે અરજ કરિયે છીયે કે, સગવડ પડતી જોગવાઈએ તમોએ મેહરબાની કરી અંજુમન બોલાવવી."

એ બાદ કદમી હંમકાર સાથના મોબેદો કે જેઓએ છેલી સભા વેળાએ મોકલેલા પત્રમાં દસ્તુરજીએ કરેલાં ઉપલાં કામને નછાજતું ગણી કાંઇ કમી સજા કરી થોડી દરગુજર કરવાને લખ્યું હતું, તેજ મોબેદોએ તા૦ ૧૧ મી નવેમબર ૧૮૯૭ ને દીને મજગાંમની મરહુમ શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલવાલી દરેમેહરમાં સભા ભરી કરેલો એક ઠેડાવ આ સભાના સરનશીન ઉપર મોકલ્યો હતો તે વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે:—"અથોરનાન ભાઈઓની આજે મળેલી સભા ઘણો પુખ્ત વીચાર કરવા બાદ એવા ઠરાવ ઉપર આવેછે કે, રોજ ૨ જો માહા ૧૧ મો સને ૧૨૬૬ યઝદેજરદી તા૦ ૧૩ મી જુન સને ૧૮૯૭ ને દીને મળેલી કદમી અંજુમનની સભામાં જેઓ હાજર હતા અને જેઓએ સભામાં ચાલેલું કામકાજ જોયું તથા સાંભળયું હતું અથવા તેનો હેવાલ વરતમાનપત્રોમાં વાંચયો હતો, તેઓ એવા ઠરાવ ઉપર આવેછે કે દસતુર ખુરશેદજી ફીરોજજી મુલ્લાંફીરોજ તકરારી નારવા આશીરવાદ સારવાની કીયા જાણીબુજીને કરવાની તકસીરમાં આવી શકતા નથી અને તેવણ એ કામ માટે તદન બેગુનાહ હોવાથી, આજની સભા હવે પછી તેવણને હમેશ મુજબ પોતાના વડા દસતુર તરીકેનું માન આપવાનું ચાલુ રાખશે."

એ પછી વળી દસ્તુરજી તરફથી આવેલો એક બીજો લંબાણ પત્ર વાંચી સંભળાવવામાં આવ્યો હતો, જેમાં તેવણે પોતાથી ઉપલો ગુનાહ અજાણપણે થયોછે એવું બતાવવાની કોશિશ કીધી હતી, પણ સભાના મોટા ભાગનાં મનમાં એ વાત ઉતરીજ નહિ, અને લગભગ બે ત્રણ કલાક સુધી ઘણી લંબાણ તકરારો ચાલી ઘણાંક અમેંડમેંટો મેલાયા બાદ સભા વધુ મતે નીચલો ઠેડાવ પસાર કરી બરખાસ્ત થઇ હતી :—

“કદીમ જરથોસ્તી અંજુમને નેમેલા દસ્તુરજી ખુરશેદજી ફીરોઝજી મુલ્લાંફીરોઝના બાબમાં કદીમ અંજુમનના દસ્તુરને મુસારો આપવાનાં ફંડની કારોબાર મંડળીએ હમણા રજુ કરેલો તેમજ તેની સાથે ગઇ તા૦ ૧૩ મી જુન અને ૧૮૯૭ ને દીને મળેલી અંજુમન આગળ રજુ થયલો રીપોર્ટ પુખ્ત રીતે ધ્યાનમાં લેતાં અને દસ્તુરજી તરફથી આવેલા ખુલાસા તથા બચાવ સારી રીતે સમજી લઇને આ અંજુમન પોતાનું મત બાંધેછે કે દસ્તુરજીએ કીધેલો બચાવ તદન નાપાયદાર છે, અને તેથી સભા ભારે દલગીરી સાથે એવા ઠરાવ ઉપર આવેછે કે દસ્તુરજીને તેમના ઓધા ઉપર વધુવાર તે રાખી શકતી નથી, અને તે કારણથી તેમને પોતાની સારી સમજશકતીનો સદઉપયોગ કરવાને એક વખત વધુ તક આપવાની નેમથી તેમને ફરમાસ કરેછે કે તેઓએ કદીમ ટોળામાં નાહકની ફાટ નહી પાડતાં—પોતાના ઓધાનું રાજીનામું આજથી એક અઠવાડયાંની અંદર મોકલી આપવું અને જો તેઓ તેમ કરે તો તેમનાં કેવળ નીરદોશ બચાંના લાભ ખાતર કારોબાર મંડળીએ ઉઘરાણાની એક ટીપ કદીમ અંજુમનમાં ફરતી કરી તેની રકમ ફક્ત તેમનાં બચાંઓના લાભ અરથે વાપરવી, અને જો તેઓ તેમ એક અઠવાડયાંની અંદર રાજીનામું નહી આપે તો તેમને દસ્તુરના ઓધા ઉપરથી આજ દીનથી બરતરફ થયલા ગણવા. આ ઠરાવની એક નકલ એવણ ઉપર મોકલી આપવી.”[1]

તા૦ ૧૯ મી નવેમબર.

લંડનમાં પ્રગટ થતાં “વેનીટી ફેર” પત્રના આજના અંકમાં પાર્લામેંટના પારસી મેમબર સર મનચેરજી મેહરવાનજી ભાવનગરી, સી. આઈ. ઈ. ની એક રંગીન તસવીર તથા થોડાક અહેવાલ પ્રગટ થયો હતો.

તા૦ ૨૮ મી નવેમબર.

આજ દીને ભરૂચ મધે ડાકટર મનચેરજી શોરાબજી પોસ્ટવાલાએ પોતાની બેટી બાઇ ધનબાઇ તથા દીકરા મેહરવાનજીનાં લગનની ખુશાલીમાં રૂ.૬૦૦) ત્યાંની પંચાતનાં ધર્મખાતાંમાં આપ્યા હતા.[2]

પેહેલવી ભાશાના જાણીતા ઉસતાદ ડાકટર ઈ. ડબલ્યુ. વેસ્ટે પ્રોફેસર મેક્ષ મુલરવાળી “ધરમપુસતકોની સીરીઝ” મધે “દીનકરદ” કેતાબની પાંચમી તથા સાતમી ચોપડીઓનો તરજુમો કરીને, એ “સીરીઝ” ના ૪૭મા વાલમ તરીકે, હાલ બાહેર પાડયોછે, જેમાં પારસીઓના પેગમબર સાહેબ વીશે કેટલીક હકીકત તથા તેમના સંબંધના કેટલાક મોઅજેજાનું વરણન કરવામાં આવ્યુંછે.[3]

તા૦ ૨૯ મી નવેમબર.

અફગાન સરહદની હાલની ચઢાઇ ઉપર ગયલી ફોજના ઘાયલ થયલા અમલદારો તથા સીપાહીને, શીનવારી અને ખુશાલગઢ વચેના ૮૯ માઇલના છેટા ઉપર લાવજા કરવાનાં કામમાં સગવડ કરી આપવા માટે, રાવલપીંડીવાળા મી૦ સી. ધનજીભાઇએ કાંઇબી લવાજમ લેવા વગર પોતાના ચાર ટાંગાઓ મુફત પુરા પાડયાછે તથા દર પાંચ માઇલે ટટુઓ બદલી આપવાની ગોઠવણ મુફત કરી આપી હતી. તેવણે કરેલી આ ગોઠવણ ઘાયલ થયલા લશકરીઓને લાવજાનાં કામમાં ઘણી સગવડ આપનારી થઇ પડી હતી, જે વીશે લાહોરનું “સીવીલ એંડ મીલીટરી ગેઝટ” પત્રે તારીફ કીધી હતી.[4]

તા૦ ૪ થી ડીસેમબર.

રોજ ૨૧ માહ ૩ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—દસ્તુર નોશરવાનજી કેખશરૂ, સુરતના[5]—ઉમર વર્ષ ૭૫). એવણ ૧૮૬૮ માં પોતાના બાવા મરહુમ દસ્તુર કેખશરૂ દાદાભાઇનાં મરણથી અંજુમનના દસ્તુર નેમાયા હતા અને તે ઓધો ૩૦ વરસ સુધી ભોગવયો હતો. સુરતની જુની ફારસી મદરેસાના એઓ ઘણા વરસો સુધી શીક્ષક હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૫, ૧૬ મી જુન તથા ૧૫, ૧૬, ૧૭ મી નવેમબર ૧૮૯૭.

ઉપલા ઠેડાવની નકલ દસ્તુરજીપર મોકલવામાં આવી હતી, પણ તેવણે રાજીનામું આપ્યું નહિ, જેથી કારોબાર મંડલીએ અંજુમનની ઉપલી સભાના સરનશીન તથા કારોબાર મંડલીના સેક્રેટરીની સહી સાથની જાહેરખબર તા૦ ૨૩ મી નવેમબર ૧૮૯૭ નાં ગુજરાતી વર્તમાનપત્રોમાં છપાવી જાહેર કર્યું હતું કે ઉપલા ઠેડાવની રૂહે દસ્તુર ખુરશેદજી ફીરોજજી મુલ્લાંફીરોજ તા૦ ૧૪ મી નવેમબર ૧૮૯૭ થી કદમી અંજુમનના દસ્તુરના ઓધા ઉપરથી બરતરફ થઇ ચુકાછે.

૨ જામે જમશેદ, તા૦ ૧ લી ડીસેમબર ૧૮૯૭.

3 Part V.—Marvels of Zoroastrianism. Vol. XLVII. of the Sacred Books of the East, Oxford 1897.

૪ જામે જમશેદ, તા૦ ૩૦ મી નવેમબર ૧૮૯૭.

૫ દસ્તુર કાવસજી નશરવાનજીના બાવા અને સરજ્યન લફટનંટ કરનલ કેખશરૂ શેરાબજી નરીમાનના સસરા.

તા૦ ૬ ઠી ડીસેમ્બર.

આજ દીને સુરત મધે મરહુમ દસ્તુર નોશરવાંનજી કુંપ્પશરૂનાં ઉઠમણાંમાં તેમના દીકરા એં૦ કાવશજી નોશરવાંનજીને દસ્તુર નેમી સરદાર એદલજી ખુરશેદજી મોદીએ અંજુમન તરફની, હંમકાર તરફની, શીગનપોર ગામની, મરહુમ શેઠ અરદેશર ધનજીશાહ બાહદુર તથા બહમનજી મનચેરજી ભાવનગરીનાં ખાંનદાંન તરફની તથા પરતાકીઆઓ તરફની મળી ૭ પેઘડીઓ હોરાડી હતી. મરહુમ દસ્તુરજીનું નામ ધર્મક્રિયામાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાને મોબેદોએ ઠેરાવ કીધો હતો.[1]

તા૦ ૮ મી ડીસેમ્બર.

મુંબઇના નામદાર ગવરનર લારડ સેંડહરસ્ટે આજ દીને અતરેની સેક્રેટરીએટ આફીસનાં દીવાંનખાનામાં એક "લેવી" ભરી હતી, જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો **ખાંનગી એનટ્રીમાં** ત્યાં હાજર થયા હતા:—

સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઈ; સર જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની, શમસુલ ઓલમા સરદાર ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપ આશાના, ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઈ. ઇ; ડાકટર કાવશજી હોરમજજી.[2]

તા૦ ૧૦ મી ડીસેમ્બર.

અહમદનગરની હાઇ સ્કુલના સંબંધની સર દીનશાહ માણેકજી પીટીટ હુનરશાળા જે બાંધવાને મટીનાં ફંડમાં સર દીનશાહજીએ રૂ.૮૦૦૦) આપ્યા હતા તેનો પાયો નાખવાની ક્રિયા આજ દીને ત્યાંના સેશન જડજ મી૦ જોપે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી.[3]

દુકાળ, મરકી વગેરેને લીધે રતનાગીરી ખાતેની "સર દીનશાહ માણેકજી પીટીટ લેપર અસાઇલમ" માં રક્તપીતીઆંઓની સંખ્યા વધી જવાથી, તેના ચાલુ વર્ષના ખરચમાં રૂ.૨૦૦૦) ની ખુટ પડી. જે ઉપર ત્યાંના કલેકટરે એ ખાતાંના સ્થાપકનું ધ્યાંન ખેંચવાથી તેવણે તરતજ તે મોકલી આપ્યા હતા.[4]

તા૦ ૧૨ મી ડીસેમ્બર.

અતરેની ગૌરક્ષક મંડલી તરફથી સરશ ગાયઢોરોનું એક પ્રદર્શણ આજ દીને માધવ બાગમાં ભરાયું હતું. પ્રમુખસ્થાને શેઠ બહમનજી દીનશાહજી પીટીટે બીરાજી ઇનામો વેંહચી આપ્યાં હતાં.[5]

તા૦ ૧૪ મી ડીસેમ્બર.

નવસારી મધે ગાયકવાડ સરકારની ગુજરાતી શાળા માટે એ સરકાર તરફથી બંધાયલું નવું મકાન ખોલ્લું મુકવાની ક્રિયા ગાયકવાડી રાજ્યના વિદ્યાધીકારી ખાનબાહદુર જમશેદજી અરદેશર દલાલે આજદીને એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી.[6]

તા૦ ૧૬ મી ડીસેમ્બર.

હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય લારડ એલગીને આજ દીને કલકતામાં ભરેલી લેવીમાં મુંબઇના ધરાનના કામચલાઉ કૌનસલ જનરલ શેઠ કાવશજી દાદાભાઇ રૂસતમજી બનાજીને તેમના ઓહદાની રૂહે ખાંનગી આનટ્રીમાં હાજર થવાનું માન આપ્યું હતું.[7] તથા શેઠ માણેકજી રૂસતમજી ધનજીભાઇ મેહતા આએ લેવીમાં પેહલવેહલા દાખલ થયા હતા.[8]

શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ સુમાલી, મોરા તથા દામકા ગામની જરથોસ્તી અંજુમનના વપડાસ માટે પોતાનાં માતાજીનાં નામે રૂ.૧૦૦૦) ની કીમતનાં ત્રાંબાંનાં વાસણો ભેટ મોકલ્યાં હતાં.[9]

તા૦ ૨૦ મી ડીસેમ્બર.

મુંબઇ મધે વરલી તરફ આજ દીને એક મોટી આગ લાગવાથી તેમાં ગરીબ વર્ગના લોકોનાં ૧૬૬) ઝુપડાં બળી જવાથી લગભગ ૫૦૦) માણસો ઘરબાર વગરનાં તથા નીરાધાર થઇ પડયાં હતાં, તેઓને તુરતવેળા આસરો આપવાને મ્યુનીસીપાલીટીના એકઝીકયુટીવ એનજીનીઅર ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઇ. ઇ. એ એક ફંડ ઉભું કીધું હતું, જે મધે રૂ.૭૦૦) ની રકમ પારસીઓએ આપી હતી.[10]

તા૦ ૨૩ મી ડીસેમ્બર.

સુરતની પારસી ડીસ્ત્રીકટ મેટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ મનચેરશાહ બહમનશાહ મારશલે પોતાનો ઓહદો છોડવાથી નામદાર સરકારે તેમની જગોએ શેઠ મનચેરશાહ શેરાબજી વખારીઆને નેમ્યા હતા.[11]

---

૧ જામે જમશેદ, તા૦ ૯ મી ડીસેમ્બર ૧૮૯૭.

૨ ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૯ મી ડીસેમ્બર ૧૮૯૭.

૩ ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૧૬ મી ડીસેમ્બર ૧૮૯૭.

એનું બાંધકામ પુરૂં કરવા અને જોઇતાં ઓજારો વીગેરે ખરીદવા એજ શેઠે બીજા રૂ.૨૦૦૦) મોકલી આપ્યા હતા.

[ રાસ્ત ગોફતાર, તા૦ ૯ મી જાનેવારી ૧૮૯૮. ]

૪ જામે જમશેદ, તા૦ ૧૦ મી ડીસેમ્બર ૧૮૯૭.

૫ જામે જમશેદ, તા૦ ૧૩ મી ડીસેમ્બર ૧૮૯૭.

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૧૯ મી ડીસેમ્બર ૧૮૯૭.

એજ મુજબ ગાયકવાડી સરકારની ઊરદુ શાળા માટે બંધાનારાં નવાં મકાનનો પાયો ખાનબાહદુર જમશેદજીએ તા૦ ૧૬ મી ડીસેમ્બર ૧૮૯૭ ને દીને એક મોટા મેળાવડાની હજુરમાં નાખ્યો હતો.

૭ જામે જમશેદ, તા૦ ૨૪ મી ડીસેમ્બર ૧૮૯૭.

૮ રાસ્ત ગોફતાર, તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૯૮.

૯ જામે જમશેદ, તા૦ ૨૨ મી ડીસેમ્બર ૧૮૯૭.

૧૦ એમાં મુખ્ય રકમ નીચે પ્રમાણે હતી:—

રૂ.૧૦૦) શેઠો નશરવાંનજી અરદેશર વાડીઆ, નવરોજજી માણેકજી વાડીઆ સી. આઇ. ઇ; જમશેદજી નશરવાનજી તાતા, ડાકટર હોરમજજી ભીખાજીભાઇ બાટલીવાળા, રૂ.૫૦) બોમન્જી ડોરાબજી ઓડીટર, વગેરે.

૧૧ મુંબઇ ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૩ મી ડીસેમ્બર ૧૮૯૭.

તા૦ ૩૧ મી ડીસેમ્બર.

આ વર્ષમાં યાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૮૯૭ સુધીમાં મુંબઇના પારસીઓમાં **૨૦૨૦** જન્મ થયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં **૧૩૮** જોડાંનાં લગન તથા **૫** જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| **લગન**—૧૧ થી ૧૫ વર્ષનાં.... | ૦ | ૧૪ | ૧૪ |
| ૧૬ થી ૨૦ વર્ષનાં.... | ૭ | ૫૨ | ૫૯ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં.... | ૪૨ | ૪૯ | ૯૧ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં.... | ૪૪ | ૧૮ | ૬૨ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં.... | ૩૧ | ૩ | ૩૪ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં.... | ૭ | ૨ | ૯ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં.... | ૩ | ૦ | ૩ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં.... | ૧ | ૦ | ૧ |
| ૫૧ થી ૫૫ વર્ષનાં.... | ૨ | ૦ | ૨ |
| ૫૬ થી ૬૦ વર્ષનાં.... | ૧* | ૦ | ૧ |
| | ૧૩૮ | ૧૩૮ | ૨૭૬ |

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| **ગગરનાં**—૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૦ | ૧ | ૧ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૦ | ૨ | ૨ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૧ | ૧ | ૨ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં.... | ૨ | ૧ | ૩ |
| ૫૧ થી ૫૫ વર્ષનાં.... | ૧ | ૦ | ૧ |
| ૫૬ થી ૬૦ વર્ષનાં.... | ૦ | ૦ | ૦ |
| ૬૧ થી ૬૫ વર્ષનાં.... | ૧† | ૦ | ૧ |
| | ૫ | ૫ | ૧૦ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે **૧૬૬૨** મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૫૨ | ૪૨ | ૯૪ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં.. | ૨૮ | ૧૬ | ૪૪ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં.. | ૬૮ | ૮૨ | ૧૫૦ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૮૭ | ૯૩ | ૧૮૦ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૩૧ | ૩૭ | ૬૮ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૮૧ | ૭૬ | ૧૫૭ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૭૭ | ૮૩ | ૧૬૦ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૬૭ | ૬૬ | ૧૩૩ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૮૮ | ૭૮ | ૧૬૬ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૯૮ | ૯૩ | ૧૯૧ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૭૫ | ૯૪ | ૧૬૯ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૪૧ | ૬૪ | ૧૦૫ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧૬ | ૨૪ | ૪૦ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં...... | ૧ | ૪ | ૫ |
| | ૮૧૦ | ૮૫૨ | ૧૬૬૨ |

* ૬૦ વર્ષનો બીજવર ૩૦ વર્ષની કુંવારી સાથે.

† ૬૫) વર્ષનો ૩૧) વર્ષની સાથે.

એ ૧૬૬૨) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૧૪ | દાદર ...... | ૭ |
| કોટ ...... | ૪૨૫ | નાયગાંમ ...... | ૯ |
| મેદાન ...... | ૩ | સીવરી ...... | ૪ |
| ધોબીતલાવ .. | ૩૦૦ | માહીમ ...... | ૭ |
| કરેલવાડી.... | ૩૪ | વરલી ...... | ૧ |
| ગીરગાંમ .... | ૨૯ | વાંદરા ...... | ૩૫ |
| ચોપાટી .... | ૨૧ | સાંતાક્રુઝ .... | ૧ |
| ગ્રાંટ રોડ.... | ૪૦ | કુરલા ...... | ૨ |
| તારદેવ...... | ૩૪ | વેસાવા ...... | ૧ |
| ગોવાલીઆ .. | ૧૧ | મલાડ ...... | ૨ |
| ખંબાલા .... | ૬ | સર જમશેદજી | |
| માહાલક્ષ્મી .. | ૩ | હાસ્પીટલ .... | ૧૯ |
| વાલકેશર .... | ૭ | બાઇ મોટલાંબાઇ | |
| બાહેરકોટ.... | ૧૨૨ | હાસ્પીટલ .... | ૧૭ |
| ખેતવાડી .... | ૧૩૮ | બહમનજી આલ- | |
| નલ બજાર.... | ૧૬ | બ્લેસ હાસ્પીટલ. | ૧૦ |
| કામાટીપુરા .. | ૫ | પેશતનજી હોરમજી | |
| ખેટાંકી...... | ૭ | કામા હાસ્પીટલ. | ૨ |
| ડુંગરી ...... | ૧ | ગોકલદાસ તેજપાલ | |
| ભીંડીબજાર .. | ૨૨ | હાસ્પીટલ.... | ૩ |
| ભાંએખલા .. | ૪ | આરથર રોડ મ્યુની- | |
| મજગાંમ .... | ૫૭ | સીપલ હાસ્પીટલ. | ૨ |
| પરેલ ...... | ૬૧ | પારસી હાસ્પીટલ. | ૧૬૬ |
| ચીચપોગલી .. | ૪ | પારસી સુવાવડખાનું. | ૧૦ |
| | | | ૧૬૬૨ |

એ ૧૬૬૨) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| તાવ .......... | ૧૫૨ | પેટ .......... | ૫૪ |
| **બ્યુબોનીક મરકી..** | ૩૨૮ | છુપા ભાગોને લગતાં દરદો ........ | ૨૬ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો. | ૧૯૪ | પીશાબને લગતાં દરદો. | ૧૫ |
| ફેફસાંને લગતાં દરદો. | ૧૭૪ | ચામડીને લગતાં દરદો. | ૩૧ |
| લોહી વિકાર .... | ૬૩ | હાલચાલ તથા તંતુને લગતાં દરદો .. | ૯ |
| ખહી .......... | ૬૫ | | |
| જલંદર ........ | ૮ | | |

| | | | |
|---|---|---|---|
| શીતલા ........ | ૧ | આંખ કાનનાં દરદો. | ૧ |
| ગોવરૂં .... ... | ૬ | તરતનાં જન્મેલાં .. | ૯૪ |
| કોલેરા ........ | ૧૯ | જ્વરી તથા નાકવતી. | ૧૩૯ |
| મરડો ........ | ૯૩ | | |
| આપઘાત ...... | ૧૧* | | |

(૪ જેહર ખાઈને. ૧ દરીયામાં પડીને.

* એ ૧૧) આપઘાતો ૭) પુરૂષ અને ૪) સ્ત્રીઓએ કીધા હતા. પુરૂષોમાં એક ૧૫) વર્ષના છોકરાએ બાપે ઠપકો આપવાથી, તથા બીજા ૨૩) વર્ષનાએ બાપ સાથે ટંટો થવાથી, તથા એક ૫૦) વર્ષનાએ છાકટપણાનાં લખમાં જેહર ખાઈને; એક ૩૭) વર્ષનાએ પોતાની બાહલી વગર છોકરી અદરાવવાના ગમમાં તથા એક ૧૯) વર્ષનાએ ચોરીનાં બોહતાનથી બીહને કુવામાં પડીને; એક ૪૨) વર્ષનાએ બાયડી મરી જવાના ગમમાં દરીયામાં ડુબીને; તથા એક ૨૬) વર્ષનાએ ચોરીનાં બોહતાંનથી બીહને ચાલતી આગગાડીએ વાંદરાની ખાડીમાં નખાવી દઈ આપઘાતો કીધા હતા. સ્ત્રીઓમાં એક ૨૩) વર્ષનીએ ઘરસંસારી ખટપટને લીધે જેહર ખાઈને, એક ૬૪) વર્ષનીએ માંદગીથી કંટાલી ગલે ફાંસો દઈ તથા બીજી ૩૫) વર્ષનીએ એજ કારણસર કુવામાં પડીને, તથા એક ૧૮) વર્ષનીએ માસીએ શિખામણ દીધાથી તલાવમાં પડીને આપઘાતો કીધા હતા.

૩ કુવામાં પડીને. ૧ ખાડીમાં પડીને.
૧ તલાવમાં પડીને. ૧ ગલે ફાંસો દઈને.)

હોનારત, અકસમાત વગેરે ........ ૬†

(૧ તરામના આંચકાથી. ૧ તલાવમાં નાહતાં ડુબી જવાથી.
૧ રેલવેની અડફટમાં આવવાથી. ૧ ગાડી તલે આવી જવાથી.
૧ દરીયામાં નાહતાં ડુબી જવાથી. ૧ એનજીનની રેલીગમાં આવી જવાથી.)

બીજાં દરદોથી .... ૧૭૩

૧૬૬૨

આએ વર્ષમાં નાદારીની અરજી ૬૮) પારસીઓ તરફથી અપાઈ હતી.

† હોનારતથી મરણ પામેલાં ૬) જણામાં સઘળા પુરૂષો હતા. તેઓમાં એક ૭૫) વર્ષનો બેહરો હોવાથી ત્રામના આંચકાથી પડી જઈ, એક ૨૫) વર્ષનો બે રેલવે એનજીનોની વચમાં આવી જવાથી, એક ૩૮) વર્ષનો દરીયામાં તથા એક ૩૫) વર્ષનો તલાવમાં નાહતાં ડુબી જવાથી, એક ૩૨) વર્ષનો મીલનાં એનજીનની રેલીંગમાં પગ લપસી જવાથી, અને એક ૭) વર્ષનો છોકરો અકસમાત ગાડી તલે આવી જવાથી મરણ પામ્યા હતા.

# ઉઠમણામાં સખાવત ઈ૦ સ૦ ૧૮૯૭.



| તારીખ. | | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|---|
| સને ૧૨૬૬ યજદેજરદી. | સને ૧૮૯૭ ઇસવી. | | | | ૧૮૯૭. તારીખ. |
| રોજ ૧૮ માહ ૪ (શે૦), | ૧ લી જાનેવારી. | શેઠ ડાશાભાઇ હોરમજજી ભીમડીવાળા (કલીઆંણી). | ૫૬૨૫ | ([1])પોતાની પુંજીમાંથી રૂ.૩૬૨૫) અને એશીઓએ. | જામે જમશેદ, ૪—૧ |
| " ૨૫ " ૪ (શે૦), | ૭ મી " | બાઇ આવાંબાઇ તે શેઠ હોરમજજી જમશેદજી કોટવાલનાં ધણીઆંની (નવસારી). | ૬૪૭ | ખાવીંદ રૂ.૫૦૦) અને એશીઓએ. | " " , ૧૨—૧ |
| " ૨ " ૬ (ક૦), | ૧૪ મી " | બાઇ બચુબાઇ તે શેઠ ભીખાજી કાવશજી મામાનાં ધણીઆંની. | ૭૫૫ | ખાવીંદ રૂ.૫૦૦) અને એશીઓએ. | " " , ૨૫—૧ |
| " ૫ " ૫ (શે૦), | ૧૭ મી " | બાઇ દીનબાઇ તે શેઠ ખરશેદજી નવરોજજી કમીશરીવાળાનાં ધણીઆંની (ધગતપુરા). | ૧૧૨૨ | છોકરાંઓ તથા એશીઓએ. | " " , ૨૨—૧ |
| " ૮ " ૫ (શે૦), | ૨૦ મી " | બાઇ દીનબાઇ તે શેઠ પીરોજશાહ રૂસતમજી ધનજીમેહતાનાં ધણીઆંની (સુરત). | ૬૯૦ | ખાવીંદ રૂ.૩૦૦) અને એશીઓએ. | મુંબઇ સમાચાર, ૨૬—૧ |
| " ૧૨ " ૫ (શે૦), | ૨૪ મી " | શેઠ ખરશેદજી નશરવાંનજી સીરવાઇ (નવસારી). | ૨૨૭૬ | ([2])પોતાની પુંજીમાંથી રૂ.૧૧૫૧) અને એશીઓએ. | જામે જમશેદ, ૨૭, ૨૮—૧ |
| " ૧૨ " ૫ (શે૦), | ૨૪ મી " | બાઇ મેહરબાઇ તે શેઠ અરદેશર શાપુરજી નાળીએરવાળાનાં ધણીઆંની. | ૨૪૬૨ | ખાવીંદ રૂ.૧૬૦૦) અને એશીઓએ. | " " , ૩૦—૧ |
| " ૨૮ " ૫ (શે૦), | ૯ મી ફેબરવારી. | શેઠ કેખશરૂ એદલજી બાંમજી (નવસારી). | ૫૧૫૦ | એશીઓએ. | " " , ૧૧—૨ |
| " ૩૦ " ૫ (શે૦), | ૧૧ મી " | શેઠ પીરોજશાહ રૂસતમજી સુરતી અથવા ધનજીમેહતા (વલસાડ). | ૫૫૦ | એશીઓએ. | " " , ૧૩—૨ |
| " ૧૧ " ૭ (ક૦), | ૨૨ મી " | બાઇ માણેકબાઇ તે શેઠ રૂસતમજી દાદાભાઇ કામાનાં વીધવા. | ૧૦૦૦ | વેહવાઇ તથા કુવા સર દીનશાહજી પીટીટ. | " " , ૨૫—૨ |
| " ૭ " ૭ (શે૦), | ૨૦ મી મારચ. | બાઇ બચુબાઇ તે શેઠ એદલજી શાપુરજી શરાફનાં ધણીઆંની (થાંણા). | ૭૭૭ | ખાવીંદ રૂ.૬૦૦) અને એશીઓએ. | " " , ૨૪—૩ |
| " ૧૨ " ૭ (શે૦), | ૨૫ મી " | શેઠ નશરવાંનજી જમશેદજી કોપર. | ૩૧૩૦ | પોતાની પુંજીમાંથી રૂ.૨૪૦૦) અને એશીઓએ. | " " , ૩૦—૩ |

(૧) એ મધેથી રૂ.૫૦૦) મુંબઇના જે જરથોસ્તીઓ મરકીના કોપથી તરાસી ઊરણ જાય તેમને રેહવા માટે કામચલાઉ ઘેરો ત્યાં ઊભા કરવા માટે ખરચવા આપ્યા હતા.

(૨) એવણનાં ઊઠમણાં નવસારી ઊપરાંત ઊદવાડા તથા દમણ મધે પણ થયાં હતાં.

| તારીખ. | ઉઘાડ્યું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. | |
|---|---|---|---|---|---|
| સને ૧૨૬૬ યજદેજરદી. સને ૧૮૯૭ ઇસવી. | | | | | ૧૮૯૭. તારીખ. |
| રોજ ૨૨ માહ ૭ (શે૦), ૪ થી એપ્રેલ. | બાઇ નાજીબાઇ તે શેઠ નવરોજજી બાલાબાઇનાં વીધવા (કલીઆંણી). | ૨૪૩૮ | નબીરાઓએ રૂ.૨૦૦૦) અને બેશીઓએ. | જામે જમશેદ, | ૮—૪ |
| " ૨૩ " ૭ (શે૦), ૫ મી " | શેઠ બરજોરજી રૂસ્તમજી ગારડા (નવસારી). | ૧૦૪૬ | પોતાની પુંજીમાંથી અને બેશીઓએ. | " ", | ૭—૪ |
| " ૨૮ " ૭ (શે૦), ૧૦ મી " | બાઇ મેહરબાઇ તે શેઠ જમશેદજી નશરવાંનજી વાડીઆનાં બેટી. | ૬૫૦ | માતાજીએ રૂ.૫૦૦) અને બેશીઓએ. | " ", | ૧૩—૪ |
| " ૭ " ૮ (શે૦), ૧૯ મી " | બાઇ દીનબાઈ તે શેઠ અરદેશર દીનશાહ બોદનાં ધણીઆંની. | ૫૮૫ | સસરાએ રૂ.૫૦૦) અને બેશીઓએ. | " ", | ૧—૫ |
| " ૨૪ " ૮ (શે૦), ૬ થી મેએ. | બાઇ ખરશેદબાઇ તે શેઠ પાલણજી પેશતનજી રાગીનાં ધણીઆંની. | ૬૮૦ | પોતાની પુંજીમાંથી અને બેશીઓએ. | રાસ્ત ગોફતાર, | ૯—૫ |
| " ૨૫ " ૮ (શે૦), ૭ મી " | શેઠ નશરવાંનજી જાંગીરજી વાડીઆ. | ૧૩૧૩૯૫ | (૧) | જામે જમશેદ, | ૮—૫ |
| " ૨૫ " ૮ (શે૦), ૭ મી " | બાઇ શીરીનબાઇ તે શેઠ અરદેશર મેહરજીભાઇ બાપુજી વીકાજીનાં ધણીઆંની. | ૭૭૫ | બેશીઓએ. | " ", | ૧૧—૫ |
| " ૨૯ " ૮ (શે૦), ૧૧ મી " | બાઇ માણેકબાઇ તે શેઠ શાપુરજી ધનજીભાઇ બાટલીવાળાનાં બેટી. | ૩૫૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૫૦૦) અને માતાજીએ રૂ.૨૦૦૦). | " ", | ૧૨—૫ |
| " ૭ " ૯ (શે૦), ૧૯ મી " | શેઠ આદરજી હોરમજજી દેસાઇ (નવસારી). | ૧૬૨૯ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦) અને બેશીઓએ. | " ", | ૨૧—૫ |
| " ૧૪ " ૯ (શે૦), ૨૬ મી " | બાઇ મોટલાંબાઇ તે શેઠ માણેકજી નવરોજજી વાડીઆનાં વીધવા. | ૨૧૪૧૯૦ | (૨) | " ", | ૨૭—૫ |
| " ૨૨ " ૯ (શે૦), ૨ જી જુન. | શેઠ હોરમજજી મેહરવાંનજી ઉમરીગર (સુરત). | ૫૭૫ | પોતાની પુંજીમાંથી અને બેશીઓએ. | " ", | ૪—૬ |
| " ૨૨ " ૯ (શે૦), ૩ જી " | બાઈ કુંવરબાઇ તે દસ્તુર પેશોતનજી જમશેદજી જામાસ્પઆશાનાં ધણીઆની (આકોલા). | ૧૧૪૫ | (૩)પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦) ને બેશીઓએ. | " ", | ૭—૬ |
| " ૨૫ " ૯ (શે૦), ૬ થી " | બાઇ કુંવરબાઇ તે શેઠ કાવશજી માણેકજી તાતાનાં બેટી (નવસારી). | ૨૧૨૫ | બેશીઓએ. | " ", | ૧૪—૬ |
| " ૧ " ૧૦ (શે૦), ૧૨ મી " | શેઠ બહમનજી પેશતનજી માસટર. | ૨૨૮૧ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦), દીકરાઓએ રૂ.૧૦૦૦), અને બેશીઓ. | " ", | ૨૧—૬ |

(૧) જુઓ પાનું ૬૩૨. (૨) જુઓ પાનું ૬૩૫.

(૩) એ રકમમાં ઉમેરો કરી આકોલામાં એક ધરમશાળા બંધાવીછે.

| તારીખ. | ઉઠમણું કોણ | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૬ યજદેજરદી. સને ૧૮૯૭ ઇસવી. | | | | ૧૮૯૭. તારીખ. |
| રોજ ૧ માહ ૧૦ (શેં૦), ૧૨ મી જુન. | બાઇ જાઇજી તે શેઠ શેરજી શાપુરજી હોડીવાળાનાં ! (સુરત). | ૧૨૫૭ | બાવા તથા બેહીઓએ. | જામે જમશેદ, ૧૬— ૬ |
| " ૪ " ૧૦ (શેં૦), ૧૫ મી " | શેઠ દીનશાહજી બેજન તુરકી (સીકંદરાબાદ). | ૮૪૨૬ | પોતાની પુંજીમાંથી અને બેહીઓએ. | " " , ૨૪— ૬ |
| " ૨૫ " ૧૦ (શેં૦), ૬ ઠી જુલાઇ. | બાઇ હીરાંબાઇ તે રૂ માણેકજી મનચેરજી શેઠનાં રવા. | ૫૭૮૦ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦૦) અને બેહીઓએ. | " " , ૧૯— ૭ |
| " ૧ " ૧૧ (શેં૦), ૧૨ મી " | બાઇ નવાજબાઇ તેડ શાપુરજી ધનજીભાઇ મીસતરી ધણીઆંની. | ૧૧૦૫ | બાવીદે રૂ.૧૦૦૦) અને બેહીઓએ. | " " , ૧૫— ૭ |
| " ૧૦ " ૧૧ (શેં૦), ૨૧ મી " | શેઠ ધનજીભાઇ મેહેરનજી જીજીભાઇ. | ૧૨૩૧૫ | બેહેન બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટ રૂ.૭૦૦૦) અને બેહીઓએ. | " " , ૨૩— ૭ |
| " ૧૦ " ૧૧ (શેં૦), ૨૧ મી " | બાઇ હીરાંબાઇ તેડ મેહેરાનજી હોરમજજી ભરૂચ અથવા કોકાનાં વીધવા (ભરૂચ | ૬૪૬ | બેહીઓએ. | " " , ૨૪— ૭ |
| " ૧૦ " ૧૧ (શેં૦), ૨૧ મી " | શેઠ નવરોજજી રુસતમજી કલીઆંણીવાળા (કલીઆંણી). | ૩૧૬૮ | બાવાએ રૂ.૧૫૦૦), દીકરાએ રૂ.૧૦૦૦), અને બેહીઓએ. | " " , ૨૪— ૭ |
| " ૧૦ " ૧૧ (શેં૦), ૨૧ મી " | શેઠ રતનજી બેહેરામશાહ ખંબાતા (ખંબાત). | ૫૨૨ | બેહીઓએ. | " " , ૨— ૮ |
| " ૧૮ " ૧૧ (શેં૦), ૨૯ મી " | બાઇ હમબાઇ તે એ૦ એદલજી તેહમુલજી દાદાચાનજીનાં વીધવા (નવસારી | ૪૪૪૫ | (૧)પોતાની પુંજીમાંથી રૂ.૩૦૦૦) અને બેહીઓએ. | " " , ૨— ૮ |
| " ૨૪ " ૧૧ (શેં૦), ૪ થી આગસ્ટ. | બાઇ જરબાઇ તે શેઠ કાવશજી દીનશાહજી લંડનવાળા સી. આઇ. ઇ. નાં ધણીઆણી). | ૪૦૫૯૬ | (૨) | " " , ૫— ૮ |
| " ૨૮ " ૧૧ (શેં૦), ૮ મી " | શેઠ નાનાભાઇ રતનજી બેજનજી દાવર (કલીઆંણી). | ૧૧૨૬ | પોતાની પુંજીમાંથી અને બેહીઓએ. | " " , ૧૦— ૮ |
| " ૨૨ " ૧૨ (શેં૦), ૧ લી સપટેમબર. | શેઠ હોરમજજી નવરોજજી કુપર. | ૩૪૪૦ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને બેહીઓએ. | " " , ૪— ૯ |
| સને ૧૨૬૭ યજદેજરદી. સને ૧૮૯૭ ઇસવી. | | | | |
| રોજ ૨૯ માહ ૧ (શેં૦), ૧૩ મી અકટોબર. | બાઇ ગુલબાઇ તે શેઠ ફરામજી મેહેરવાંનજી તલાટીનાં વીધવા. | ૬૭૪ | બેહીઓએ. | " " , ૧૯—૧૦ |

(૧) એ મધેથી રૂ.૭૧૦૦) નું એક નવું ફંડ ઝીનેથેહર હોમજીની દરેમેહરનું નવું મકાંન બાંધવાનું આજ દીને ઊભું કીધું હતું.
(૨) જુઓ પાનું ૬૪૫.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૧૭ યઝદેજરદી. સને ૧૮૯૭ ઇસવી. | | | | ૧૮૯૭. તારીખ. |
| રોજ ૩ માહ ૨ (શેં૦), ૧૭ મી અકટોબર. | બાઇ નવાબાઇ તે શેઠ કાવશજી દાદાભા ડુબાશનાં ધણીઆંની. | ૧૭૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૫૦૦) અને બેશીઓએ. | જામે જમશેદ, ૧૯,૨૨-૧૦ |
| " ૮ " ૨ (શેં૦), ૨૨ મી " | શેઠ માણેકજી ફરદુનજી મેહતા. | ૧૦૭૫ | પોતાની પુંજીમાંથી રૂ.૯૦૦) અને બેશીઓએ. | " " , ૪—૧૨ |
| " ૧૫ " ૨ (શેં૦), ૨૯ મી " | બાઇ નવાબાઇ તે શેઠ કાવશજી દીનશાહ અશેદજી દસ્તુર કામદીનનાં ધણીઆણી. | ૬૨૫ | બેશીઓએ. | " " , ૨—૧૧ |
| " ૨૦ " ૨ (શેં૦), ૩ જી નવેમબર. | શેઠ દાદાભાઇ પેશતનજી દેસાઇ (નવસારી). | ૮૪૭ | પોતાની પુંજીમાંથી રૂ.૭૦૦) અને બેશીઓએ. | રાસ્ત ગોફતાર, ૭—૧૧ |
| " ૨૭ " ૨ (શેં૦), ૧૦ મી " | બાઇ નવાબાઇ તે શેઠ હોરમજજી માણેકજીઅમગરાનાં વીધવા (સુરત). | ૬૭૦ | પુંજીમાંથી અને બેશીઓએ. | ગુજરાત મિત્ર, ૧૪—૧૧ |
| " ૬ " ૩ (શેં૦), ૧૯ મી " | બાઇ શીરીનબાઇ તે શેઠ મનચેરજી પેશતનજી ખ્યગરનાં વીધવા. | ૫૨૫ | તેમનાં ફરજ દોએ. | જામે જમશેદ, ૨—૧૨ |
| " ૧૨ " ૩ (શેં૦), ૨૫ મી " | બાઇ મેહરબાઇ તે શેઠ શેરાબજી પદમજીનાં ધણીઆંની (પુણાં). | ૭૨૫૬ | બાવીદે રૂ.૫૦૦૦) અને બેશીઓએ. | " " , ૨૭—૧૧ |
| " ૨૯ " ૩ (શેં૦), ૧૨ મી ડીસેમબર. | શેઠ શાપુરજી રૂસ્તમજી કરંજીઆ. | ૬૦૭ | પોતાના પુંજીમાંથી અને બેશીઓએ. | " " , ૧૪—૧૨ |
| " ૧૦ " ૪ (શેં૦), ૨૩ મી " | શેઠ એદલજી જીવનજી બનાતવાલા. | ૧૩૩૮ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦) અને બેશીઓએ. | " " , ૨૫—૧૨ |

# પુસ્તકો—ઈ૦ સ૦ ૧૮૯૭.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૨૮ મી જાનેવારી. | Gems of English Prose. | શેઠ ડોશાભાઇ નશરવાંનજી વાડીઆ. |
| ૧૪ મી મારચ. | સરદાર મીર અબદુલ અલીની જીંદગી, | 〃 નવરોજજી માણેકજી ફુમસીઆ. |
| 〃 〃 | શેઠ વરજીવનદાસ માધવદાસની જીંદગી (ઇંગ્રેજીમાં) | 〃 〃 〃 〃 |
| ૧ લી જુન. | Imported Labour for Bombay Mills. | 〃 જમશેદજી નશરવાંનજી તાતા. |
| 〃 〃 | નવાં આતશબેહરામનું અઘટીતપણું. | દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા. |
| ૨ જી 〃 | મરકીના અટકાવ વિષે અવસ્તાનાં ફરમાનો. | શેઠ પાલણજી બરજોરજી મીસ્ત્રી. |
| ૩ જી 〃 | શીખાઉ શખશોને વાસ્તે રની સમજની ચોપડી. | 〃 અરદેશર શોરાબજી દસ્તુર કામદીન. |
| ૧૫ મી 〃 | એલીસ શાહજાદીનું ચરીત્ર અને પત્રો. ગુજરાતી ભાષાંતર. | બાઇ સુનાંબાઇ દીનશાહ તાલેયારખાં. |
| 〃 〃 | Compendium of Persian Grammar & Literature. | શેઠ શોરાબશાહ બેહરાંમજી ડાકટર. |
| ૧૯ મી 〃 | પેહલવી ટેક્ષ્ટ.(૧) | દસ્તુર જામાસપજી માનોચેહરજી જામાસપઆશાના. |
| 〃 〃 | વધદક વચન. | ડા૦ રૂસતમ નાહનાભાઇ રાણીના. |
| ૨૨ મી 〃 | વિજયી વિકટોરીયા. | બાઇ પુતલીબાઇ જાંહગીર કેખશરૂ કાબરાજી. |
| ૬ ઠી જુલાઇ. | તરવાનો હુન્નર. | શેઠ બેહરાંમજી બરજોરજી દેશાઇ. |
| 〃 〃 | ભાજીપાઉની હીમાયતમાં કાકા કાહણ. | 〃 અરદેશર નશરવાનજી બીલીમોરીઆ. |
| 〃 〃 | Matriculation Astronomy. | 〃 ફરાંમજી દાદાભાઇ માસટર. |
| ૧૯ મી ...બર. | સીહા સંસાર (પારસી સંસારી નાટક). | 〃 શોરાબજી મનચેરજી દેસાઇ. |
| 〃 〃 | એ પરણેતર, ...જાહેત થયલો આશક. | 〃 જાંહગીર નશરવાંનજી પટેલ. |
| ૨૨ મી 〃 | જરથોસ્તી મજહબ. ... મોદી. | 〃 બેહરાંમજી પેશતનજી મેહતા. |
| ૨૬ મી 〃 | દસ્તાવેજ લખનાર. | 〃 અરદેશર નશરવાંનજી બીલીમોરીઆ. |
| 〃 〃 | ગ્રીસ અને તરકી વચ્ચેની લડાઇની તવારીખ (ભાગ ૧ લો). | 〃 દાદાભાઇ બરજોરજી દેશાઇ. ... ગોભાઇ. (ઇંગ્રેજીમાંથી ભાષાંતર). |
| ૨ જી સપટેમબર. | How our Mills are managed, under the Indian Companies' Act. | 〃 ધનજીભાઇ દી. દાદી. |
| ૮ મી 〃 | મજદયસ્ની ધર્મ અને બોદાશનાસી. | 〃 ધનજીભાઇ પેશતનજી કોટવાલ. |
| 〃 〃 | દુખનો તરતવેળાનો ઉપાય અથવા ઘેરનો છાળેપાળો. | 〃 નવરોજજી ડોશાભાઇ કાશીનાથ. |
| ૧૬ મી 〃 | A Manual of Mechanics for Matriculation. | 〃 કે. એફ. દારૂવાલા. |
| 〃 〃 | હુમત, હુખ્ત, હવર્સ્ત. | 〃 દાદાભાઇ ધનજીભાઇ જસાવાલા. |
| 〃 〃 | લાલકાકાનાં કુટુંબની વંશાવલી. | 〃 એદલજી પાલણજી લાલકાકા. |
| ૨૫ મી 〃 | શાહનામું અને ફીરદોસી. | એ૦ જીવણજી જમશેદજી મોદી. |
| 〃 〃 | સિતમે સાઇબીરીઆ. | શેઠ મેહરવાંનજી બેજનજી ઘડીઆલી. |
| ૨૩ મી અકટોબર. | એક પરણેતરનો પ્યાર, રૈસા. | 〃 બહમનજી નવરોજજી કાબરાજી. |

(૧) જુઓ પાનું ૬૩૮.

## ૧૮૯૭.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૨૫ મી અકટોબર. | ઇંગ્રેજી લખવામાં થતી ભુલો, અને સારી ભાષા રચના માટે સુચનાઓ. | શેઠ ફરદુનજી દાદાભાઇ મુલ્લાં. |
| " " | દાદસ્તાને દીનીની પેહલી પંદર પુરસેસ અને તેના જવાબો. | એ૦ દારાબ પેશોતન સંજાણા. |
| " " | અહુનવયતિ ગાથા. | " દારાબ પેશોતન સંજાણા. |
| ૩ જી નવેમબર. | સ્પેન્ત આર્મઇતિ. | " ફરામરોજ પેશતનજી કાવશજી માદન. |
| ૫ મી " | Guide to Indian Securities, Stocks & Currency Notes. | શેઠ નવરોજજી જામાસપજી વલસાડા. |
| ૨ જી ડીસેમબર. | કલીયોપેત્રા. | " ધનજીભાઈ નવરોજજી પટેલ. |
| ૮ મી " | Translation of Odes of Hafez. 301–350. | " શેરાબજી ફરદુનજી મુલ્લાં. |
| ૯ મી " | A Text Book in Physics. | " દીનશાહ દોરાબજી કાપડીઆ. |
| " " | The Institution of Trial by Jury in India. | " શેરાબ પેશતનજી ન. વાડીઆ. |
| " " | A Chronicle of the Cricket amongst the Parsees, & struggle, Polo versus Cricket. | " શાપુરજી શેરાબજી. |
| " | અરેબ્યન ટેલસ. | " પાલણજી બરજોરજી દેસાઇ. |
| " " | પારસીઓ અને હિંદુઓનું મૂળ. | એ૦ કાદાબજી મનચેરજી દેસાઇ. |
| ૧૨ મી " | તવારીખે નવસારી. | " બહમનજી બેહરામજી પટેલ. |
| ૧૪ મી " | ધુપ નીરંગ અને આફરીગાંહ્નોની નોંધ. ના નામીઆં નામો અને ને... | |

## ઈ૦ સ૦ ૧૮૯૭ માં નીચલા પારસીઓએ જુદી જુદી પરીક્ષાઓ પસાર કરી પદવીઓ મેળવી હતી.

| તારીખ. | નામ. | પદ્વી. | આધાર. |
|---|---|---|---|
| ૧૬ મી જાનેવારી. | શેઠ રૂસ્તમજી પેશતનજી કરકરીઆ. | અમેરીકાની ઓરીએંટલ સોસાઇટીના મેમબર ચુંટાયા. | જામે જમશેદ, તા૦ ૧૮- ૧ ૧૮૯૭. |
| ૩ જી ફેબરવારી. | " જામાસ્પજી બેજનજી મેહતા (નાગપોરવાળા). | કલકત્તા યુનીવરસીટીની બી. એલ. | " ", તા૦ ૩- ૨ |
| ૧૮ મી મારચ. | " શીરાબ માણેકશાહ ભરૂચા. | મુંબઇ સરકારની પ્રોવીનશીયલ સરવીસમાં પસાર થયા. | " ", તા૦ ૧૯- ૩ |
| ૨ જી એપરેલ. | " નશરવાંનજી રૂસ્તમજી કંટ્રાકટર. | દેહરાડુનની જંગલખાતાંની પરીક્ષા ચહડતાં ધોરણમાં. | " ", તા૦ ૫- ૪ |
| " " | સરજ્યન મેજર હોરમજજી દાદાભાઇ મસાંની. | સરજ્યન લફટનંટ કરનલની પદ્વી (૨૦ વર્ષની નોકરી). | " ", તા૦ ૫- ૪ |
| ૧૫ મી જુન. | શેઠ પદમજી પેશતનજી નશરવાંનજી જીનવાલા. | કેમ્બ્રીડજ યુનીવરસીટીની બી. એ. | મુંબઇ સમાચાર, તા૦ ૨૬- ૬ |
| ૩ જી જુલાઇ. | " અરદેશર કેખશરૂ કામા. | " " એલ. એલ. બી. અને બારીસ્ટર. | જામે જમશેદ, તા૦ ૫- ૭ |
| " " | " હીરજીભાઇ હોરમજજી વાડીઆ. | " " બી. એ., અને ત્યાંના "મેથેમેટીકલ ત્રીપોસ" માં ૧૫) મી પદ્વી. | " ", તા૦ ૫- ૭ |
| " " | " ડોસાભાઇ ખરશેદજી રૂસતમજી શેઠના. | એડીનબરોની એમ. બી., સી. એમ., અને ડબલીનની રોટંડા હૉસપીટલની સુવાવડની પરીક્ષા. | " ", તા૦ ૫- ૭ |
| ૨૧ મી આગસ્ટ. | " અરદેશર દાદાભાઇ ગાંધી. | સબારડીનેટ જડજ અને હાઇ કોર્ટ પ્લીડરની પરીક્ષા. | બોમ્બે ગવર૦ ગેઝેટ, તા૦ ૨૬- ૮ |
| ૧૦ મી સપ્ટેમબર. | " મેરવાંનજી કાવશજી ગેરા,(૧) અને<br>" માણેકજી જમશેદજી મીસ્ત્રી. | મદરાજ યુનીવરસીટીની બી. એ. | રાસ્ત ગોફતાર, તા૦ ૨૬- ૯ |
| ૩૦ મી " | ડા૦ બેહરામજી હોરમજજી વાણીઆવાલા. | એડીનબરોની એફ. આર. સી. એસ., તથા આંખનાં દરદોમાં ખાસ સરટીફીકેટ. | " ", તા૦ ૧૭-૧૦ |

(૧) એવણ એ પરીક્ષામાં ચહતા આવવાથી એ યુનીવરસીટીનો "ચીલર ગોલ્ડ મેડલ" મેળવ્યો હતો.

| તારીખ. | નામ. | ઓહદો. | આધાર. |
|---|---|---|---|
| | | | ૧૮૯૭. |
| ૧૩ મી જાનેવારી. | શેઠ શાવકશાહ પેશતનજી દસ્તુર. | કોલાપોરની રાજારામ કૉલેજના વાઇસ પ્રીન્સીપાલ. | જામે જમશેદ, ૧૪— ૧ |
| " " | " ખરશેદજી જીવણજી માસ્ત્રી. | જંજીરાના જડજ તથા સેશનસ જડજ. | " ", ૧૫— ૧ |
| " " | " દોરાબજી માણેકજી પટેલ. | વરોડરાની કૉલેજના લૉજીકના પ્રોફેસર. | " ", ૧૬— ૧ |
| ૨૫ મી " | ડાક્ટરો શેરાબ કાવશજી હોરમજજી, અરદેશર ડોશાભાઇ કુપર, અને કાવશજી બેહરામજી સરાફ. | મુંબઇના ડેપ્યુટી હેલ્થ ઑફીસરો. | " ", ૨૬— ૧ |
| ૨૮ મી " | શેઠ રૂસતમજી મેહરવાંનજી પટેલ. | મુંબઇ સરકારના "લીગલ રીમેમબ્રેનસર" ના આસીસ્ટંટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૮— ૧ |
| " " | ખાં૦ બા૦ રતનજી એદલજી કાંગા. | ધારવારના હજુર ડેપ્યુટી કલેક્ટર. | " " ", ૨૮— ૧ |
| ૧ લી ફેબરવારી. | શેઠ હોરમજજી નવરોજજી. | મધરાજ ઇલાકાનાં પુડુકોટાઇ રાજના પાણીખાતાંના ઇજનેર. | જામે જમશેદ, ૧— ૨ |
| ૪ થી " | ખાં૦ બા૦ બરજોરજી એદલજી મોદી. | સુરત જીલ્લાના પેહલા વર્ગના સબારડીનેટ જડજ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૪— ૨ |
| " " | શેઠ રૂસતમજી પેશતનજી જાંહગીર. | મુંબઇના કસ્ટમના ચોથા આસીસ્ટંટ કલેક્ટર. | " " ", ૪— ૨ |
| ૧૧ મી " | " હોરમજજી ખરશેદજી કુરલાવાલા. | મુંબઇના ઇનકમ ટાક્ષના કલેક્ટર. | " " ", ૧૧— ૨ |
| ૧૮ મી " | " બેહરામજી ફરામજી પટેલ. | એલફીનસ્ટન હાઇ સ્કુલના કામચલાઉ પ્રીન્સીપાલ. | " " ", ૧૮— ૨ |
| " " | ડા૦ એદલજી નશરવાંનજી. | મુંબઇ યુનીવરસીટીની વૈદક ફેકલટીના "ડીન" | " " ", ૧૮— ૨ |
| ૨૫ મી " | શેઠ ખરશેદજી માણેકજી ખરશેદજી. | રતનાગીરીના પેહલા વર્ગના સબારડીનેટ જડજ. | " " ", ૨૫— ૨ |
| " " | સરજયન મેજર કેખશરૂ શેરાબજી નરીમાન. | સુરત જીલ્લાના પેહલા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", ૨૫— ૨ |
| " " | ખાં૦ સા૦ શેરાબજી રતનજી માસટર. | સુરતના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર. | " " ", ૨૫— ૨ |
| " " | ખાં૦ બા૦ માણેકજી નશરવાનજી નાણાંવતી. | પુણાના પેહલા વર્ગના સબારડીનેટ જડજ. | " " ", ૨૫— ૨ |
| " " | ખાં૦ સા૦ એદલજી બેહરામશાહ હોડીવાલા. | ખેડા જીલ્લાના પેહલા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", ૨૫— ૨ |
| ૧૧ મી મારચ. | શેઠ મેહર હોશંગ દસ્તુર. | પુણા જીલ્લાના પેહલા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", ૧૧— ૩ |
| ૧૫ મી " | " ફીરોજશાહ પાલણજી ફ્રેંચમેન. | હિંદી સરકારનાં ઠગી ખાતાંમાં આસીસ્ટંટ સુપરીટેંડંટ. | જામે જમશેદ, ", ૧૬— ૩ |
| ૧૮ મી " | " હોરમજજી જમશેદજી આંટીઆ. | વસાઇના મામલતદાર. | " " ", ૨૨— ૩ |
| ૨૫ મી " | " જાંહગીર માણેકજી ખરશેદજી. | અમદાવાદના હજુર અકાઉંટ ઑફીસર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૫— ૩ |
| " " | " દાદાભાઇ નશરવાંનજી નાણાંવતી. | અમદાવાદના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર. | " " ", ૨૫— ૩ |
| " " | " હોરમજજી જમશેદજી રૂસતમજી અને " જાંહગીર હોરમજજી કોથારી. | કરાંચીની મ્યુનીસીપાલીટી તરફના ત્યાંના પોર્ટ ટ્રસ્ટના અધીકારીઓ. | " " ", ૨૫— ૩ |
| " " | " કેખશરૂ શેરાબજી ફરામજી પાટક. | સરકારી નોકરીમાં એપ્રેનટીસ ઇજનેર તરીકે, બેલગામ. | " " ", ૨૫— ૩ |
| ૧ લી એપરેલ. | ખાં૦ બા૦ ફીરોઝ હોશંગ દસ્તુર. | પુણા જીલ્લાના પેહલા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", ૧— ૪ |
| " " | શેઠ લવજી મેહરવાંનજી વાડીઆ તથા ખાં૦ બા૦ દાદાભાઇ નશરવાનજી નાણાંવતી. | અમદાવાદ જીલ્લાના પેહલા વર્ગના મેજીસ્ટ્રેટો. | " " ", ૧— ૪ |

| તારીખ. | નામ. | ઓહદો. | આધાર. |
|---|---|---|---|
| | | | ૧૮૯૭. |
| ૧ લી એપરેલ. | ખા૦ બા૦ રતનજી એદલજી કાંગા. | ભરૂચના હજુર ડેપ્યુટી કલેકટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧—૪ |
| " " | શેઠ શેરાબ માણેકશાહ ભરૂચા. | પંચમાહલના પ્રોબેશનરી ડેપ્યુટી કલેકટર. | " " ", ૧—૪ |
| ૮ મી " | " હોરમજજી કાવશજી દીનશાહ અને<br>ખા૦ બા૦ મનચેરજી રૂસતમજી ધોલુ. | એડનનાં બારાંના સરકારી પોરટ ટ્રસ્ટીઓ. | " " ", ૮—૪ |
| ૨૨ મી " | શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ. | મુંબઇનાં બારાંના પોરટ ટ્રસ્ટી. | " " ", ૨૨—૪ |
| " " | " શીમજી નવરોજજી બનાજી. | હાઇ કોર્ટની ઓરીજીનલ સાઇડના કામચલાઉ પ્રોથોનોટરી અને રેજીસ્ટ્રાર. | " " ", ૨૧—૪ |
| ૧૩ મી મેએ. | " જાંહગીર માણેકજી ખરશેદજી. | અમદાવાદના હજુર અકાઉંટ ઑફીસર. | " " ", ૧૩—૫ |
| " " | " અરદેશર ફરદુનજી દલાલ. | પંચમાહલ જીલ્લાના બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", ૧૩—૫ |
| ૧૨ મી જુલાઇ. | સર જાંહગીર કાવશજી જાંહગીર. | મુંબઇની યુનીવરસીટીની બોર્ડ ઑફ અકાઉંટસના મેમબર. | જામે જમશેદ, ", ૧૫—૭ |
| ૨૨ મી " | શેઠ રૂસતમ પેશતનજી જાંહગીર. | મુંબઇની કસ્ટમના કામચલાઉ ત્રીજા આસીસ્ટંટ કલેકટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૨—૭ |
| " " | ડા૦ બહમનજી મેહરાંમજી દારાબશેઠના. | પુણાના કામચલાઉ હેલ્થ આફીસર. | ટાઇમસ ઓફ ઇંડીઆ, ૨૯—૭ |
| ૧૨ મી આગસ્ટ. | શેઠ મેહરામજી ડોસાભાઇ બચલા. | ભરૂચ જીલ્લાના બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૨—૮ |
| " " | ખા૦ બા૦ શીરોઝ હોશંગ દસ્તુર. | મુંબઇની પોલીસના ત્રિજા કામચલાઉ મેજીસ્ટ્રેટ. | " " ", ૧૨—૮ |
| " " | શેઠ શાપુરજી બરજોરજી સ્પેનસર. | " " ચોથા " " | " " ", ૧૨—૮ |
| " " | " અરદેશર નશરવાંનજી માસટર. | મધ્ય વિભાગના એક્ષટ્રા એસીસ્ટંટ કનસરવેટર ઑફ ફૉરેસ્ટસ. | " " ", ૧૨—૮ |
| " " | " જમશેદજી બહમનજી દારૂવાલા. | અલીબાગના ગવરમેંટ પ્લીડર. | " " ", ૧૨—૮ |
| ૧૯ મી " | ખા૦ બા૦ બરજોરજી એદલજી મોદી. | મુંબઇની સ્મોલ કોઝીસ કોર્ટના કામચલાઉ ચોથા જડજ. | " " ", ૧૯—૮ |
| ૨૧ મી " | શેઠ રૂસતમ પેશતનજી જાંહગીર. | મુંબઇનાં કસ્ટમનાં કામચલાઉ ત્રિજા કલેકટર. | " " ", ૨૧—૮ |
| ૨ જી સપટેમબર. | " ખરશેદજી રતનજી બહમનજી દુબાશ. | રતનાગીરીના કામચલાઉ કલેકટર.(¹) | " " ", ૨—૯ |
| ૯ મી " | " ડોસાભાઇ ધનજીભાઇ. | અમદાવાદ જીલ્લાના બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", ૯—૯ |
| ૧૬ મી " | " હોરમજજી જમશેદજી આંતીઆ. | અમદાવાદ જીલ્લાના દશક્રોઇના મામલતદાર અને તે જીલ્લાના બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", ૧૬—૯ |
| ૨૩ મી " | " રૂસતમજી હોરમજજી માડન. | પશ્ચિમ ખાનદેશના ડીવીઝનલ ફૉરેસ્ટ ઑફીસર. | " " ", ૨૩—૯ |

(૧) સ્ટેટયુટરી પારસી સીવીલીયનને કલેકટરનો આ મોટો ઓહદો પેહલવેહલોજ મલ્યો હતો.

| તારીખ. | નામ. | ઓહદો. | આધાર. |
|---|---|---|---|
| | | | ૧૮૯૦. |
| ૨૩ મી સપટેમબર. | સરજ્યન મેજર દેખશર શેરાબજી નરીમાંન. | ગુજરાત રેજીસ્ટ્રેશન ડીસ્ટ્રીકટના ડેપ્યુટી સેનીટરી કમીશનર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૩— ૯ |
| ૩૦ મી ״ | મી૦ પેશતનજી કાવશજી સંજાણા. | એલફીનસ્ટન હાઇ સ્કુલના કામચલાઉ પ્રીનસીપાલ. | ״ ״ ״, ૩૦— ૯ |
| ૭ મી અકટોબર. | ખાં૦ બા૦ ફરામરોજ એદલજી પંથકી. | કરાંચીના ડેપ્યુટી કલેકટર. | ״ ״ ״, ૭—૧૦ |
| ૨૧ મી ״ | મી૦ માણેકશાહ રતનજી દસ્તુર. | સીકંદરાબાદના કેનટોનમેંટ સીવીલ જડજ અને ફરસ્ટ આ૦ મેજીસ્ટ્રેટ. | જામે જમશેદ, ૨૧—૧૦ |
| ૧ લી નવેમબર. | ડા૦ દેખશર માણેકજી દુબાશ. | બાઇ મોટલાંબાઇ તથા સર દીનશાહ પીટીટ હાસ્પીટલના રેસીડંટ ફીઝીશીયન અને સરજ્યન. | ״ ״, ૩—૧૧ |
| ״ ״ | લ્યુટનંટ દીનશાહ ડોસાભાઇ ખંબાતા. | પુણાંની વાલંટીયર કોરના કામચલાઉ એડજુટંટ. | ״ ״, ૩—૧૧ |
| ૪ થી ״ | મી૦ જાંહગીર ડોસાભાઇ કરાકા. | સીંધનાં કસ્ટમ તથા સૉલ્ટ રેવેન્યુના કલેકટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૪—૧૧ |
| ૧૮ મી ״ | ״ રૂસતમજી ફરામજી બાટેના. | સિંધુ નદીના ડાબા કાંઠાવાળા વિભાગના ઇજનેર. | ״ ״ ״, ૧૮—૧૧ |
| ״ ״ | ״ જાંહગીર ડોસાભાઇ કરાકા. | કરાંચી જીલ્લાના પેહલા વર્ગના મેજીસ્ટ્રેટ. | ״ ״ ״, ૧૮—૧૧ |
| ״ ״ | ״ જાહગીર માણેકજી ખરશેદજી. | પુણાના હજુર એકાઉંટ ઑફીસર. | ״ ״ ״, ૧૮—૧૧ |
| ૨૫ મી ״ | ״ નવરોજજી મેહરાબજી કાકા. | કલીઆણીના સબારડીનેટ જડજ. | ״ ״ ״, ૨૫—૧૧ |
| ״ ״ | ״ તેહમુરસ નવરોજજી સંજાણા. | શોલાપુરના ״ ״ | ״ ״ ״, ૨૫—૧૧ |
| ״ ״ | ״ રતનજી મનચેરજી. | જુનારના ״ ״ | ״ ״ ״, ૨૫—૧૧ |
| ״ ״ | ״ શેરાબ માણેકશાહ ભરૂચા. | પંચમાહલ જીલ્લાના ત્રિજા વર્ગના મેજીસ્ટ્રેટ. | ״ ״ ״, ૨૫—૧૧ |
| ૨ જી ડીસેંબર. | ״ જાંહગીરજી ડોસાભાઇ કરાકા. | કરાંચીની પોર્ટ ટ્રસ્ટ બૉર્ડના ઉપ-પ્રમુખ. | ״ ״ ״, ૨—૧૨ |
| ૮ મી ״ | ડા૦ બેહમનજી મેહરાંમજી દારાબશેઠ. | કોહલાપુરના હેલ્થ ઑફીસર. | જામે જમશેદ, ૩૦—૧૨ |
| ૯ મી ״ | મી૦ અરદેશર દેખશર કામા. | ધારવારના કલેકટરના એસીસ્ટંટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૯—૧૨ |

# ભાષણો તથા વાયજીઓ અને વાંચણ.

| તારીખ | બાબદ. | કરનાર. | ક્યાં અને કોણની સનમુખ. | આધાર. | |
|---|---|---|---|---|---|
| ૧૮૯૭. | | | | | ૧૮૯૭ તારીખ. |
| ૧૦- ૧ | મુંબઈમાં ફેલાયલી બ્યુબોનીક મરકી. | ડા૦ ફેમ્ખશરૂ નશરવાંનજી બાપુરજી. | મુંબઈ ફ. કા. ઇનસ્ટીટ્યુટમાં, પ્રમુખ, સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ, સી. એસ. આઈ. | જામે જમશેદ, | ૧૧— ૧ |
| ૧૦- " | મુંબઈમાં ચાલતી મરકીના સંબંધમાં રાખવી જોઈતી સંભાળ. | શેઠ નવરોજજી ડોસાભાઈ દેસાઈ. | નવસારીમાં. | " " , | ૧૩— ૧ |
| ૧૬- " | મુંબઈની મરકી ઉપર નુકતેચીની. તેનું મુળ અને અટકાવ. | ડા૦ કાવસજી નવરોજજી મેહતા. | ફ. કા. ઇનસ્ટીટ્યુટમાં, પ્રમુખ, સરજન મેજર હેચ. | " " , | ૧૮— ૧ |
| ૧૭- " | ધર્મ કેળવણી. | શેઠ અરદેશર નશરવાંનજી બીલીમોરીયા. | બીલીમોરામાં, પ્રમુખ, ડા૦ કાવસજી હોરમજજી. | " " , | ૨૦— ૧ |
| ૨૪- " | " " | " " " " | સુરત, નાનપરે, તમનાની ધર્મશાળામાં. | " " , | |
| ૩- ૨ | આતશ ઉપર વાએજ. | એ૦ શેહરીઆરજી દાદાભાઈ ભરૂચા. | ભરૂચ, જમશેદ બાગનાં આદરાંનમાં. | " " , | ૫— ૨ |
| ૬- " | કહેવાતા વેહેમો અને રીવાજોનો વિદ્યા આધારે ખોલાસો. | શેઠ દીનશાહ પેશતનજી ઘડીઆલી. | બીલીમોરા મધે. | " " , | ૯— ૨ |
| ૨૦- " | મરકી અને જરથોસ્તી ધર્મ. | " ખરશેદજી રૂસતમજી કામાજી.(1) | સુરતનાં કદમી આતશબેહરાંમમાં. | " " , | ૨૨— ૨ |
| ૨૮- " | ખોદાની બંદગી (સહવારે), આતશની બુલંદી (સાંજે). | ડા૦ નશરવાંનજી નવરોજજી ખંબાતા. | સુરત, ખાટકીવાડનાં નવાં આદરીયાંનમાં. | " " , | ૩— ૩ |
| ૨૮- " | હિંદુસ્થાનની હાલની સ્થીતી, દુકાળ તથા મરકી. | શેઠ દાદાભાઈ નવરોજજી.(2) | મેનચેસટરમાં. | મુંબઈ સમાચાર, | ૨૨— ૩ |
| ૧૪- ૩ | હિંદુસ્થાંનના ઉદયોગ. | " મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, સી. આઈ. ઇ.; એમ. પી. | લંડનમાં ફીન્સબરીનાં સાઉથ પલેસ ઇનસ્ટીટ્યુટમાં. | ટાઇમસ આફ ઇં૦, | ૫— ૪ |
| ૨૦- " | સખશાંતી. | ડા૦ ડોસાભાઈ હોમજીભાઈ કોબલા. | સુરતની હાઈ સ્કુલનાં દીવાનખાનામાં. | જામે જમશેદ, | ૨૨— ૩ |
| ૮- ૪ | કોંટની ધર્મ ફીલસુફી, અને જરથોસ્તી ધર્મ સાથ તેનો મુકાબલો. | શેઠ રૂસતમજી પેશતનજી કરકરીઆ. | રોયલ એશીઆટીક સોસાઇટીની સભામાં. | " " , | ૧૦— ૪ |
| ૧૭- ૬ | આતમાની ભવીષની હાલત વિષે કદીમ ઇજીપ-શીઅનો અને જરથોસ્તીઓનું યકીન. | શ. ઓ., એરવદ જીવનજી જમશેદજી મોદી. | રોયલ એશીઆટીક સોસાઇટીની સભામાં. | " " , | ૧૮— ૬ |

(૧) એજ બાબદ ઉપર બીજે દીને સહવારે ત્યાંના એલાહીબાગમાં અને સાંજે શેહનશાહી આતશબેહરાંમમાં એવણે ભાષણો આપ્યાં હતાં.

(૨) એ ભાષણમાં એવણે હિંદપર દયા કરી તેને લગતા વગેરે ખરચો તથા કરો ઓછા કરવાની માંગણી કીધી હતી.

| તારીખ. | બાબદ. | કરનાર. | ક્યાં અને કોણની સનમુખ. | આધાર. | |
|---|---|---|---|---|---|
| ૧૮૯૭. | | | | | ૧૮૯૭. તારીખ. |
| ૧૬– ૭ | ઇંગ્લાંડની સ્કુલોનો મારો અનુભવ. | શેઠ એદલજી દોરાબજી તલાટી. | અમદાવાદની ગુજરાત કૉલેજમાં, પ્રમુખ, કમીશનર મી૦ લેલી(¹). | જામે જમશેદ, | ૨– ૮ |
| ૨૪– " | રવાંન અને ફ્રેરોહર તથા બાજ રોજગાર. | " ખરશેદજી રૂસ્તમજી કામાજી. | પુણામાં, પ્રમુખ, શ૦ એ૦ દસ્તુર હોશંગજી જામાસ્પજી. | " " , | ૨૭– ૭ |
| ૨૨– ૮ | રૂસ્તમ અને શોહરાબનાં શાહનામાંના દાસ્તાંનનું ગુજરાતીમાં ગાયનો સાથનું વાંચન.(²) | " ધનજીભાઇ નવરોજજી પટેલ. | મુંબઇ, ફ્ર૦ કા૦ ઇનસ્ટીટ્યુટમાં. | રાસ્ત ગોફતાર, | ૨૯– ૮ |
| ૨૫– " | મુક્તાદ. | " ખરશેદજી રૂસ્તમજી કામાજી. | અમદાવાદની દરેમેહરમાં. | જામે જમશેદ, | ૨૮– ૮ |
| ૨૫– " | ક્ીંડરગારટનની રૂઢીની રીત. | " દારાશાહ રતનજી ચીચગર. | અમદાવાદનાં સારાભાઇ ઇનસ્ટીટ્યુટમાં. | " " , | ૨૮– ૮ |
| ૫– ૯ | શાહજાદા શયાવક્ષનું દાસ્તાન. (શાહનામામાંથી). | શ. એ૦ એ૦ જીવણજી જમશેદજી મોદી. | કોલાબાની પાંડે સેનીટેરીયમના હોલમાં. | " " , | ૮– ૯ |
| ૧૨– ૯ | ફ્રેદુન અને જોહાકનું દાસ્તાન (શાહનામામાંથી). | ડા૦ નશરવાનજી નવરોજજી ખંબાતા. | સુરતનાં, બાગે પારસામાં. | ગુજરાત મિત્ર, | ૧૨– ૯ |
| ૧૭– ૯ | વખતની વેંહચણી. | એ૦ એદલજી ફેરશાસ્પજી આંતીઆ. | નવસારીમાં, રપીથવનનાં જશનની મીજલસમાં. | જામે જમશેદ, | ૨૧– ૯ |
| ૨૦– ૯ | ખોરદાદશાલ, અમરદાદશાલ ગાહ, અને રપીથવન. | શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજી. | મુંબઇ, શેઠ વાડીઆજીનાં આતશબેહરામમાં. | " " , | ૨૧– ૯ |
| ૩૦–૧૦ | મેસ્મેરીઝમ, તેની રીતીઓ, ઉપયોગ, ઇલાજ વગેરે. | ડા૦ ધનજીશાહ રૂસ્તમજી તાતા. | કોલાબાના ટેમપરન્સ હૉલમાં. | " " , | ૩૦–૧૦ |

(૧) અમદાવાદમાં ગુજરાત કૉલેજના પ્રોફેસરો અને વિદ્યાર્થીઓએ એક લીટરરી સોસાઇટી સ્થાપી હતી, તેમાં આ પેહલું ભાષણ હતું.

(૨) આ વાંચન પારસી નવાં વર્ષની રાતે એલ્ફીન્સ્ટન થીએટરમાં ... જાહેર રીતે આપવામાં આવ્યું હતું, અને તેની આવકના રૂ.૧૦૦) સંકટનીવારણ ફંડમાં આપ્યા હતા.

# ઈ૦ સ૦ ૧૮૯૮.

### તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં અપાયલા એતાબોમાં નાગપોરની એમપ્રેસ મીલના મેનેજર શેઠ બેજનજી દાદાભાઇ મેહતા, મુંબઇની શેક્રેટરીએટનાં રેવીન્યુ-ખાતાંના આકટીંગ આસીસ્ટંટ શેક્રેટરી શેઠ માણેકજી ખરશેદજી નરીમાંન, તથા વલસાડના સરકારી તબીબ ડાકટર પાલણજી હોરમજજી દાદાચાંનજીને "ખાંનબાહદુર" ના એતાબો આપવામાં આવ્યા હતા.[1]

### તા૦ ૩ જી જાનેવારી.

મેશરસ નશરવાંનજી બાપુજી લશકરી અને હોરમજજી પાલણજી પાવરીએ "એસપલેનેડ હાઇ સ્કુલ" નાં નામથી એક સ્કુલ કોટ મધે આજ દીનથી ઉંઘાડી હતી.[2]

### તા૦ ૫ મી જાનેવારી.

શેઠ રૂસ્તમજી પેશતનજી કરકરીઆ, બી. એ. એ અતરેની યુનીવરસીટીની પરવાનગીથી પ્રીવીઅસના અભીઆસ સુધી શિખવનારી એક નવી કૉલેજ "કૉલેજીએટ ઇનસ્ટીટયુટ" નાં નામથી આજ દીનથી ઉંઘાડી હતી.[3]

### તા૦ ૭ મી જાનેવારી.

રોજ ૨૫ માહ ૪ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—બાપુજી બરજોરજી રાંદેલીઆ, (હાડવૈદ)—ઉમર વર્ષ ૬૫). એવણ પોતાની નાની વયથી પોતાના પ્રખ્યાત મામા ભીમજી જીવનજી રાંદેલીઆના હાથ હેઠળ હાડવઇદનું કામ કરતા હતા, અને તેમાં સારી કુશળતા મેળવી હતી. ૧૮૭૫ માં મરહુમ શેઠ ભીમજીનાં મરણ પછી એવણ તેવણના બેટાઓની સાથે એક વડીલ તરીકે તેવણનો હાડવઇદનો ધંધો ચલાવતા હતા, જેમાં પાંચ પઇસે સુખી થયા હતા. એઓ સ્વભાવે ઘણા ઠંડા, ભોલકણા અને ગરીબોમાં સારા પલોટાયલા હતા.

---

૧ ટાઇમસ ઑફ઼ ઇંડીઆ, તા૦ ૩ જી જાનેવારી ૧૮૯૮.

શેઠ બેજનજીને એ બેતાબ મલવાની મુબારકબાદીમાં નાગપુરની જરથોસ્તી અંજુમન તરફથી તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૯૮ ને દીને શેઠ જમશેદજી નશરવાંનજી તાતાનાં પ્રમુખપણાં હેઠલ એક માનપત્ર આપવામાં આવ્યું હતું.

શેઠ માણેકજી નરીમાંનને એ બેતાબની સનદ તા૦ ૩૧ મી મારચ ૧૮૯૮ ને દીને નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટે સરકારી મેહલમાં શેક્રેટરીઓ તથા સુપ્રીટેંડંટોના વારસીક ખાણાં વેળાએ ઘટતી સ્તુતી કરી એનાયત કોધી હતી.

૨ હાલ ઈ. સ. ૧૯૧૫ માં એ સ્કુલમાં નજદીક ૧૦૦૦) છોકરાઓ ભણેછે. તેમાં ગુજરાતી શરૂઆતથી મેત્રીક સુધી શીખવેછે સરકારી ગ્રાન્ટ મેલવતી ખાનગી શાલાઓમાં એ સારો દરજજો ભોગવેછે અને ૧૯૧૪ માં રૂ.૧૨,૦૦૦) ની ગ્રાન્ટ મેલવી હતી. દર વર્ષ આશરે ૧૦૦) છોકરાઓને ઇલાકાની જોવાજોગ જગાઓની સેહલગાહે શીક્ષકો લેઇ જાયછે. વળી નિશાળ છોકરાઓને હાથની બનાવેલી ચીજોનું એક મ્યુઝીઅમ ધરાવેછે.

૩ આ ખાતું જે પુનાની ફરગસન કાલેજના બીનસવાર્થી ધોરણ ઊપર ચહડતી કેલવણી સસતી કરવા માટે એક અખતરા તરીકે કાહડવામાં આવયું હતું તે મધે પ્રીનસીપલ (વડા) તરીકે મી૦ રૂસતમજી પેશતનજી કરકરયા અને બીજા પ્રોફેસરો (શીક્ષકો) તરીકે મી૦ નવરોજજી પાલનજી પાવરી એમ. એ., એરવદ શેહરીયારજી દાદાભાઇ ભરૂચા, અને બીજી કોમના કેળવાયલા ગ્રહસ્થો જેવાકે મી૦ જાફર રેહમતુલા બી. એ., મી૦ કે. જી. દેશપાંડે એમ. એ. વગેરે સામેલ થઇ સઘલાઓ પોતાની મુફત સેવા આપતા હતા. એ ખાતાંને મુંબઇ યુનીવરસીટીની સેનેટની સભાએ તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૯૭ ને દીને ઠડાવ પસાર કરી ત્રણ વરસની મુદત માટે ઊપલી પરીક્ષા સારૂ સ્વીકાર્યું હતું. ત્યાર બાદ યુનીવરસીટીએ મી૦ કરકરયાને એવું લખી જણાવ્યું કે યુનીવરસીટીના કાયદાની ૧૨ મી કલમ મુજબ ગવરનર ઇન કાઊનસીલે પણ તેને સ્વીકારવું જોઇએ. તેના જવાબમાં મી૦ કરકરયાએ જણાવ્યું કુ એ ખાતું કંઇ ઊમેદવારોને પદવીની સેવટની પરીક્ષા માટે તૈયાર કરતું ન હતું એટલે મજકુર કાયદા મુજબ તેને ઊપર જણાવેલી ગવરનરની મંજુરયાતની જરૂર ન હતી. વરસની આખેરીએ એ ખાતાંના એક ચેલા મી૦ દારાશા રૂસતમજી કોલાબેવાલાએ બીજાઓ જોડે યુનીવરસીટીના રેજીસ્રાર ઊપર પ્રીવીયસની પરીક્ષા માટેનો ફૉર્મ મોકલ્યો જે કબુલ નહી રાખવાથી મી૦ કોલાબેવાલાએ મુંબઇ યુનીવરસીટી સામે મુંબઇની હાઇ કોર્ટમાં દાવો માંડયો હતો, જેનો મુકાદો તા૦ ૨૩ મી નવેમ્બર ૧૮૯૮ ને દીને આપતાં ચીફ જસટીસ સર લુઇ કેથી અને જસટીસ પારસન્સે યુનીવરસીટીની તરફની તકરાર રદ કરી વાદીનો દાવો સ્વીકારી એવું ફરમાવ્યું કે તે વાદીએ યુનીવરસીટીના કાયદા મુજબ અમલ કર્યો હતો માટે તેને પ્રીવીયસ પરીક્ષામાં બેસવાનો હક હતો. તે સાથે દાવાને લગતો ખર્ચ યુનીવરસીટીને માથે નાખ્યો હતો. (ઇન્ડયન લૉ રીપોર્ટ ૨૩ મુંબઇ પાને ૪૬૫.) ત્યાર બાદ મજકુર કૉલેજીએટ ઇનસટીટયુશન કેટલીક મુદત ચાલુ રહી મુખય કરી તે વખત મુંબઇમાં ચાલતી મરકીને લીધે ૧૮૯૯ ના સાલના સપટેમબર મહીનામાં બંધ પડયું હતું. એ ખાતાં મધે કુલે ૬૦ વીદ્યાર્થીઓએ કેળવણી લીધી હતી. એ ખાતાં પાછલ લગભગ રૂ.૫૦૦૦ ની ખોટ એના વડા તરીકે મી૦ કરકરયાએ ખમી હતી, જેમાંનો કેટલોક ભાગ એક ખાનગી ફંડ જેમાં મરહુમ સર દીનશાહ માણેકજી પીટીટ, પેહલા બારોનેટ; સર શાપુરજી બરજોરજી ભરૂચા, મરહુમ આ૦ નવરોજજી નશરવાનજી વાડીઆ, મરહુમ શેઠ પ્રેમચંદ રાયચંદ, વગેરે કેલવણીના ઊત્તેજકોએ રકમો ભરી હતી, તેથી ભરપાઇ થયો હતો.

**મરણ**—દાદાભાઇ બહમનજી જીજીભાઇ[1]—ઉમર વર્ષ ૬૨). એઓ 'મેસરસ બમનજી જીજીભાઇના છોકરાઓની કંપની'ના નામે પ્રથમમાં આતરે રોજગાર ચલાવતા હતા. મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇનાં ધરમખાતાંના એક ઉલટમંદ તથા ઉપયોગી ટ્રસ્ટી હતા અને પોતાના બપાવાની એક ભલી સખાવતનો સારો ઉપયોગ તેની નેમો મુજબ થયલો જોવાની કાળજી રાખતા હતા.

---

તા૦ ૮ મી જાનેવારી.

રોજ ૨૬ માહ ૫ (કo) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—એરચશાહ ખરશેદજી કોહીઆર[2]—ઉમર વર્ષ ૮૪). એવણ ઘણુંક વર્ષો સુધી થાણાં, ઉરન વગેરેના નીમકસારીના સરકારકુન હતા, અને લાંબી સરકારી નોકરી પછી ૧૮૬૮ થી પેનશનર હતા. એવણ દરેક સવાલનો ઘરમાંજ રહી અભ્યાસ કરી પોતાની આસપાસનાઓને ઉપયોગી સલાહ આપવાને સારા મદદગાર થઇ પડતા હતા.

---

તા૦ ૧૧ મી જાનેવારી.

રોજ ૨૯ માહ ૪ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—શાપુરજી દાદાભાઇ[3] વલસાડના—ઉમર વર્ષ ૫૮). વલસાડના જાણીતા પારસી વેપારી, અને ત્યાંની મ્યુનીસીપાલીટીના પાંત્રીસ વર્ષ સુધી મેમ્બર હતા.

---

તા૦ ૧૩ મી જાનેવારી.

આજ દીને બાઇ રતનબાઇ તે શેઠ દાદાભાઇ શાપુરજી મોદીનાં વીધવાએ દમણનાં દોખમાં તથા સગડી આગલની પોતાની જગો ત્યાંની અંજુમનને ભેટ આપી હતી.[4]

તા૦ ૧૫ મી જાનેવારી.

રોજ ૩ માહ ૬ (ક૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ બેહરામજી રાંણા[5]—ઉમર વર્ષ ૯૪). એવણ મરહુમ શેઠ ફરામજી કાવસજી બનાજીના ભાણેજ તથા જમાઇ થતા હતા, અને નાહની વયથીજ વેપારમાં પડયા હતા. ઇ. સ. ૧૮૩૬ માં પેહલા ચીન ગયા હતા, અને ૧૮૪૩ માં મેસરસ દાદાભાઇ અને માણેકજી રૂસતમજીની પેહડીના વડા મુનીમ તરીકે પાછા ચીન ગયા હતા. ચીનના જરથોશ્તીઓનું ધરમનું ફંડ જે ઘણું કીરતીવંત અને ઉપયોગી થઇ પડયું છે, તેની ૧૮૪૫ માં સ્થાપના કરવામાં એવણની પેહડીની આગેવાની હતી. અને એવણ તેની શરૂઆતમાં એક ટ્રસ્ટી હતા. ૧૮૪૯ માં મુંબઇ પાછા ફરી "મુંબઇ બેંક" ના વડા શરાફ નેમાયા હતા. જે ઓહદો ચાર વર્ષ બજાવી પોતાના ભાઇ હોરમજજીને સ્વાધીન કરી રીટાયર થયા. પછી ૧૮૫૪ માં લંડન એંડ ઇસ્ટરન બેંકના વડા શરાફ થયા, જ્યાં પોતાના વડાઓને સંતોષ આપી શેરમેનીયાની ખુમારીના વખતે રીટાયર થયા. પોતાના સસરા ફરામજી કાવસજી બનાજીનાં આતશબેહરાંમના ૧૮૪૯ થી મરણ સુધી ટ્રસ્ટી હતા. નીયમીત જીંદગી ગુજારવાથી આટલી લાંબી ઉમરે પણ તનદરોસ્ત હતા. અને મરણની થોડા દીવસ આગમજ સુધી સરદી કે ગરમીની રૂતુમાં આતશબેહરામમાં બંદગી કરવા જવાની પોતાની રોજીંદી ફરજમાં એક દીવસ પણ ખાડો નહી પાડતા.

---

**મરણ**—કેખશરૂ બરજોરજી બાલા—અત્રેની ન્યુ હાઇ સ્કુલના એક શીક્ષક હતા. સ્કુલને લગતી કેટલીક ચોપડીઓ રચી હતી, જેમાં ગોલ્ડસ્મીથની "ડીઝરટેડ વીલેજ" ની નોટસ જાણીતી છે.

---

કરાંચી મધે શેઠ એદલજી દીનશાહ સરાફે રૂ.૫૦૦૦૦) ને ખરચે બંધાવી આપેલું લેડી ડફરીન હાસ્પીટલનું મકાંન આજ દીને મુંબઇના નામદાર ગવરનર લારડ

---

૧ શેઠો જીજીભાઇ, બરજોરજી તથા બહમનજી દાદાભાઇ બહમનજી જીજીભાઇના બાવા.

૨ (મરહુમ) શેઠ જાંગીરશાહ, તથા શેઠ રતનશાહ એરચશાહ કોહીઆરના બાવા.

૩ એવણનાં વલસાડ મધે થયલાં ઊઠમણાંમાં તેમનાં મરણની દલગીરીની નોંધ પંચાતનાં દફતરમાં લેવાનો તથા પંચાતને ખરચે તેવણની એક ઓઇલપેંટીંગ તસવીર ચીતરાવી તે વલસાડની દરેમેહરમાં મુકવાનો ઠેડાવ થયો હતો.

[જામે જમશેદ, તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૯૮.]

૪ એ જગાપર નીચે મુજબ તખ્તી છે :—

"૧૩ મી જાનેવારી ૧૮૯૮.

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

"શ્રી નાહની દમણનાં દોખમાં તથા સગડીની આસ-
"પાસની કુલે જમીન ત્રણવાર મલી પોતપોતાની હયાતી-
"માં પેહલીવાર મરહુમ શેઠ શાપુરજી મેરવાંનજી મોદીએ,
"બીજીવાર મરહુમ શેઠ દાદાભાઇ શાપુરજી મોદીએ તથા
"ત્રીજીવાર હાલમાં બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ દાદા-
"ભાઇ શાપુરજી મોદીનાં વીધવા તથા મરહુમ શેઠ મનચેરજી
"ધનજીભાઇ દાદીશેઠનાં બેટીએ પોતાના સસરા, ખાવીંદ
"તથા પોતાનાં પુનને વાસ્તે ધરમખાતે દમણની જ૦
"અંજુમનને દસતાવેજ સહીત સવાધીન કીધીછે તે અંજુ-
"મને પોતાના કબજામાં લઇ બાઇ મોસુફે કરી આપેલા
"દસ્તાવેજમાં જણાવેલી બાહેસ મુજબ આ તખ્તી
"અંજુમને મુકીછે.

"રોજ ૧ લો દાદાર હોરમજદ, માહ ૫ મો અમરદાદ શેહનશાહી સને ૧૨૬૭ યજદેજરદી."

તે ઉપર ૧૯૦૧ મા દરવાજો બાંધી કબજો કર્યોછે.

૫ શેઠો ખરશેદજી, નવરોજજી, અરદેશર, બેહરામજી, કાવસજી, અને રૂસતમજી ધનજીભાઇ રાંણાના બાવા.

સેંડહરસ્ટે એક મોટા મેળાવડાની હજુરમાં ખોલ્લું મુક્યું હતું. નામદાર ગવરનરે પોતાનાં ભાષણમાં શેઠ એદલજીની સ્તુતી કરી આવું પુનનું કામ ઉપાડી લેવા માટે તેમને ઘણી શાબાશી આપી હતી.[1]

તા૦ ૧૭ મી જાનેવારી.

રોજ ૫ માહ ૫ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

નીમચ મધે મરહુમ શેઠ કાવશજી જીવણજી મેવાવાલાની પુંજીમાંથી તેવણનાં વશીહત મુજબ તેમના વારસોએ આતશદાદગાહની એક દરેમેહર બંધાવી હતી, તેને પરઠવાની ક્રિઆ આજ દીને મઉવાલા દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાં ઉપરીપણાં હેઠલ થઇ હતી. જશનની ક્રિઆ દસ્તુર ખુરશેદજીએ કીધા બાદ તેવણે એક વાએજ કરી દરેમેહરથી મલતાં પુન વિશે સમજ આપી હતી, જે બાદ મરહુમ શેઠ કાવશજીના બેટા શેઠ પીરોજશાહ કાવશજી તથા નબીરા શેઠ જાંગીરજી ફરાંમજીએ દસ્તુર ખુરશેદજીને એક શેઆલ હોરાડી હતી, તથા શમસુલ ઓલમા સરદાર ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાને માટે એક શેઆલ તથા માનપત્ર આપ્યાં હતાં. એ બાદ નીમચની અંજુમનના પ્રમુખ શેઠ પીરોજશાહ પેશતનજી જાલે ઉઠી અંજુમન તરફથી એક શેઆલ દસ્તુર ખુરશેદજીને તથા શેઠો પીરોજશાહ કાવશજી અને જાંગીરજી ફરાંમજીને તથા એ દરેમેહરના પંથકી એ૦ રૂસતમજી દાદાભાઇ દોરડીને હોરાડી તથા તેઓ સર્વેનો તેમજ મરહુમ શેઠ કાવશજી જીવણજીએ એ દરેમેહરના નીભાવ માટે તેની આસપાસનાં મકાંનો અંજુમનને સપુરદ કીધાં હતાં તેમનો તથા દસ્તુરજી હોશંગજીનો તથા એ મકાંનનો ડીઝાઇન કરનાર તથા બાંધનાર શેઠ ભીખાજી નરીમાંનજીનો ઉપકાર માનયો હતો. એ બાદ આફરની કરી પાંનગોલાબ લઇ મીજલસ બરખાસ્ત થઇ હતી.[2]

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૯૮.

૨ જામે જમશેદ, તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૯૮.

આએ દરેમેહર ઉપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"બનામે યજદ.

"આએ દરેમેહરનું પવીતર મકાન મરહુમ શેઠ કાવ-"સજી જીવનજી મેવાવાલાનાં પુનને માટે તેવોની પુંજીમાંથી "તેવોના વારસો ફરાંમજી કાવસજી તથા પીરોજશા કાવ-"સજીએ બંધાવી અને તમામ પટલી કીરયા સાથે ઇજાવી "શ્રી છાવની નીમચની અનજુમનને શવાધીન કીધીછે, "તથા અગીઆરીના નીભાવ ખરચને વાસતે મકાનો તથા "કુવાઓભી અનજુમનને શવાધીન કીધાછે. રોજ ૫ માહ "૫ શેહનશાહી સને ૧૨૬૭ યજદેજરદી, તા૦ ૧૭ મી "જાનેવારી સને ૧૮૯૮ ઇસવી. શંવત ૧૯૫૪, પોશ વદ "૧૦ સોમવાર."

તા૦ ૧૯ મી જાનેવારી.

રોજ ૭ માહ ૫ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—ભીખાજી મેહરવાંનજી એરગાંમવાલા—ઉમર વર્ષ ૭૯). એરગામના એક જાણીતા જાગીરદાર તથા આગેવાન રેહવાસી. પોતાના વડવાઓનાં જાગીરી ગાંમ "બેહેજ" ની દીવાંની ફોજદારી વગેરે હકુમતના હક સાથનો વહીવટ કુટુંબના વડા તરીકે બહુ અછી રીતે કરતા હતા. અને પરોપકારી લાગણીના હોવાથી, એરગાંમ મધે દવાખાનું, ધરમશાલા, સ્કુલ, અગીઆરી, દોખમું, કુવા, હવાડા વગેરે એમની કાલજીથી થયાં હતાં. જેના આભાર-માં ત્યાંના લોકોએ એમની હૈયાતીમાંજ એમની ઓઇલ પેન્ટીંગ તસવીરો એરગાંમની દરેમેહેર તથા દવાખાનામાં મેલાવેલીછે, અને એમના માનમાં ગામમાં હડતાલ પાડી સર્વ દુકાંનો વગેરે બંધ કર્યાં હતાં.

તા૦ ૨૦ મી જાનેવારી.

રાંદેરથી ભેસાણ સુધીની બે માઇલની પાકી સડક કેટલાક પારસીઓ[3]ની મદદ અને મેહનતથી બંધાઇ હતી, તે આજે ખુલ્લી મેલાઇ.[4] એ ઉપરાંત એક મીઠાં પાણીનો કુવો રૂ.૧૮૦૦) ને ખરચે ભેસાણ ગામમાં શેઠ કાવશજી દીનશાહ એડનવાળાએ બંધાવ્યો હતો.[5]

તા૦ ૨૨ મી જાનેવારી.

આજ દીને સૂર્યનું મોટું ખગ્રાસ ગ્રહણ થયું હતું. તેનો અવલોકન કરવાને શેઠ કાવસજી દાદાભાઇ નાએગાંમ-વાલા જીહુર તરફ મુંબઇ સરકારને ખરચે ગયા હતા.

તા૦ ૨૭ મી જાનેવારી.

રોજ ૧૫ માહ ૫ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—ડાકટર જાંહગીરજી શોરાબજી દાવર—ઉમર વર્ષ ૨૮). એવણે ૧૮૯૬ માં એલ. એમ. એંડ એસ. ની તખીબી પદ્દી મુંબઇ યુનીવરસીટીમાંથી મેલવી હતી, મરકીથી પીડાતા પોતાના એક બેશીની સારવાર કરતાં એ બુરા રોગનો ભોગ થઇ જવાંન વયે મરણ પામ્યા.

૩ શેઠો ખરશેદજી મનચેરજી ભેસાંનીઆ, બહમનજી બેહરાંમજી ભેસાંનીઆ, ખરશેદજી ફરાંમજી ભેસાંનીઆ, ખરશેદજી ઊકરજી ભેસાંનીઆ, જમશેદજી એદલજી મીસ્ત્રી, તથા સુરતવાલા નશરવાંનજી ખરશેદજી ભેસાંનીઆની મદદથી,

૪ જામે જમશેદ, તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૯૮.

૫ જામે જમશેદ, તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૯૮.

એ કુવો રોજ ૨૨ માહ ૧૧ (શે૦) ૧૨૬૭ ય૦ ને દીને ખુલ્લો મુકાયો.

### તા૦ ૧ લી ફેબ્રુઆરી.

કલકતાવાલા મરહુમ શેઠ માણેકજી રૂસતમજી બનાજીની સ્ટેચ્યુ આજ દીને કલકતાના ટાઉનહૉલમાં બંગાલના લેફટનંટ ગવરનર સર અલેકઝાંડર મેકેન્ઝીએ એક મોટા મેલાવડાની હજુરમાં ખોલી મેલવાની ક્રિયા કીધી હતી.[1]

### તા૦ ૫ મી ફેબ્રુઆરી.

રોજ ૨૪ માહ ૫ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—રૂસ્તમજી ફકીરજી વાછા[2]—ઉમર વર્ષ ૫૫). એવણ પ્રથમ સુરત મ્યુનીસીપાલીટીમાં આસીસ્ટંટ સેક્રેટરી નેમાયા બાદ સરકારી નોકરીમાં આબકારી ઇનસ્પેકટર હતા, અને કોલાબા ડીસ્ટ્રીક્ટમાં માહડ ગામમાં ગુજર્યા.

### તા૦ ૯ મી ફેબ્રુઆરી.

રોજ ૨૮ માહ ૫ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—પેશતનજી ધનજીભાઇ કુરલાવાલા[3]—ઉમર વર્ષ ૮૧). એવણ મેસરસ પી. એંડ સી. એન. કામાની કું. ના નામથી મરહુમ શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી અને બીજાઓ સાથે ભાગમાં મોટો વેપાર ચલાવતા હતા અને તે માટે ચીન તથા કલકતામાં ઘણાંક વર્ષ ગુજાર્યાં હતાં. ચીન દેશના જરથોસ્તીઓનાં ધરમનાં ફંડોના એ ૧૮૪૭ થી ૧૮૫૮ સુધી એક ટ્રસ્ટી હતા.

### તા૦ ૧૦ મી ફેબ્રુઆરી.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે આએ સાલ નીચલા પારસીઓને નેમ્યા હતા:—

શેઠ જમશેદજી નશરવાંનજી તાતા.

એ૦ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા.[4]

### તા૦ ૧૦ મી ફેબ્રુઆરી.

મુંબઇમાં આ વર્ષે પાછી ચાલેલી ગાંઠયા તાવની મરકીને લીધે પારસી કોમમાં જે સંકટો ફેલાવાં હતાં તે ટાલવાનો વિચાર કરવાને પારસી પંચાતનાં ફંડના ટ્રસ્ટી સાહેબોએ અતરેના આગેવાંન પારસી ગ્રહસ્થોની એક સભા આજ દીને સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટનાં દીવાંનખાંનાંમાં બોલાવી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. એ લીધા બાદ પંચાતના સેક્રેટરી શમસુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ ટ્રસ્ટીઓએ મરકીની પારસી હાસ્પીટલ તથા બીમારોથી તંદરોસ્તોને દુર રાખવા માટે છાવણીઓ બંધાવવાને લગતી અત્યારતુલીકમાં કરેલી ગોઠવણોનો ટુંક અહેવાલ વાંચી સંભલાવ્યો, જે બાદ નીચલા ત્રણ ઠેરાવો સર્વેનાં એકમતથી પસાર થયા હતા:—

૧—"આ સભાનું એવું મત છે કે હાલ આપણા પારસી ટોળામાં મરકીના રોગનું ઘણું જોર ચાલેછે તે ટાળવા વધુ ખાસ ઉપાયો લેવા માટે એક ફંડ ઉભું કરવાની અગત્ય છે."

૨—"આ કામ માટે જે ફંડ થાય તેનું નામ "પારસીઓનું સંકટ નીવારણ ફંડ" આપવું, અને પારસી પંચાયતના ટ્રસ્ટીઓના હસ્તકના ચોપડામાં ખાતું પાડી એ ફંડ રાખવું, તથા તેમાંથી મરકીને લગતા સંકટો ટાળવા માટે વખતેવખત જે ખરચ થાય તે કરવો, અને જે રકમ બાકી રહે તે પારસીઓ ઉપર જો ખોદા ન કરે ને સંકટ આવી પડે ત્યારે વાપરવી."

૩—"ઉપલા ઠરાવ અમલમાં મેલવા માટે કેટલાક ગ્રહસ્થોની એક જનરલ કમીટી પોતાની સંખ્યામાં વધારો કરવાની સતા સાથે નેમવામાં આવી હતી.

એ કમીટીઓ ઉપરાંત જુદા જુદા લતાઓ માટે નીચલી સબકમીટીઓ નેમવામાં આવેછે, કે જે કમીટીઓ પોતાના લતા ઉપર રેહતા પારસીઓની મરકી સંબંધની કોઇપણ હાજત ટાલવાનું કામ બજાવશે—

કોટ ખાતાંની કમીટી:—શેઠો જહાંગીર બેહેરામજી મરઝબાન, નવરોજજી જહાંગીર ગામડીઆ, નાનાભાઇ ધનજીભાઇ બનાજી, ડોસાભાઇ દાદાભાઇ આલબલેસ, બહમનજી બેહરામજી પટેલ.

ધોબીતળાવની કમીટી:—ડાકટર કાવશજી હોરમજજી, ડાકટર જાંહગીર જમશેદજી ખરશેદજી, શેઠો દારાશાહ રતનજી ચીચગર, નવરોજજી બેહેરામજી સંતોક.

બહારકોટની કમીટી:—ડા૦ ખરશેદજી નવરોજજી સલીયાર, ડા૦ દીનશાહ બમનજી માસ્તર, શેઠો દોરાબજી પેસતનજી મેવાવાલા, પાલનજી દાદાભાઇ ચવના.

---

૧ જામે જમશેદ, તા૦ ૮ મી ફેબ્રુઆરી ૧૮૯૮.

શરૂઆતમાં ઓનરેબલ મી૦ પ્રીન્સેપે સ્ટેચ્યુ ખુલ્લી મુકવાની અરજ કરતાં તેમજ નામદાર ગવરનરે ખુલ્લી મુકતાં એ મરહુમનાં ઘણાં વખાણ ગાયાં હતાં કે જે વખાણ પારસીઓની ખાસ મગરૂરી જેવાં હતાં. બંને બોલનારાઓ એ મરહુમ પોતાનાં સાંકળનાં વળાં માસ્કના ખાસ દોસ્ત હતા કરી બોલ્યા હતા અને શેવટે ગવરનર બોલ્યા કે આવા વખાણો માટે આપણે અતરે કોઇપણ લાયક હોઇશું નહી. શેવટે ઘણી ગંભીરાઇથી સ્ટેચ્યુનો પડદો ખશેડી તે ખુલ્લી મુકી હતી.

એ સ્ટેચ્યુ પાછળ રૂ૭૫૦૦) સુધી ખર્ચાયાછે, અને બાકી રૂ૫૦૦૦) યુનીવરસીટીમાં એ મરહુમને નાંમે સ્કાલરશીપ આપવા ઠેડાવ કરનાર હતા, એનાં એક સેકરેટરી તરીકે પોર્ટ કેનીંગનાં મેનેજર મી૦ કાવસજી એદલજી બંધાતા હતા.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૦ મી ફેબ્રુઆરી ૧૮૯૮.

૨ ખાનબાહદુર નશરવાંનજી રૂસતમજી વાછા (જેલર) ના બાવા.

૩ શેઠ બેહરાંમજી હીરજીભાઇ વારડીન (વકીલ) ના મામાવા.

૪ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૦ મી ફેબ્રુઆરી ૧૮૯૮.

એતવાડીની કમીટી:—ડા૦ ફરામજી શાપુરજી, ડા૦ કાવશજી એદલજી દાદાચાનજી, શેઠો પાલનજી પેશતનજી કોપર, બમનજી ભીખાજી કોપર, શાપુરજી બરજોરજી ભરૂચા,

મજગામની કમીટી:—શેઠો કાવશજી મેરવાનજી શરાફ, ધનજીભાઇ રૂસતમજી વાડીઆ, ફરામજી બમનજી જીજીભાઇ.

પરેલની કમીટી:—શેઠો જમશેદજી ખરશેદજી જમશેદજી, ફરદુનજી જમશેદજી પારખ, ખા. બા. રૂસતમજી જામાસપજી આશબરનર, હોરમજજી મેરવાનજી નાળીએરવાળા.[1]

---

તા૦ ૧૨ મી ફેબરવારી.

રોજ ૧ માહ ૬ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—એ૦ દાદાભાઇ ખરશેદજી દોરડી—ઉમર વર્ષ ૫૬). એવણ એક ઉદ્યોગી મોબેદ હતા, અને કાંઇ જીવ જેવી કેળવણી લીધી ન હતી પણ વાંચનનો ઘણો શોખ, અને પોતાના ધર્મની કીર્તી વધારવાની હોંશ હોવાથી જરથોસ્તી મજહબને લગતી કેટલીક બાબદોના સંગ્રહોની ચોપડીઓ છપાવી હતી.

---

તા૦ ૧૩ મી ફેબરવારી.

રોજ ૨ માહ ૬ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—પેશતનજી ધનજીભાઇ ભુરાભાઇ—ઉમર વર્ષ ૫૫). વલસાડ કસબાના એક આગેવાન વેપારી હતા. એમનો મુખ્ય વેપાર લાકડાં, મવડાં, અને તમાકુનો હતો. પછી શેઠ પેશતનજી ધનજીભાઇની કુ૦ ને નામે લેંડીંગ કંટ્રાકટર (બરોડા રેલવેનો કોલસો વગેરે ઉતારવાનું) તરીકે ઘણું ફતેહમંદ કામ કરતા હતા.

---

તા૦ ૧૫ મી ફેબરવારી.

રોજ ૪ માહ ૬ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—નશરવાંનજી બેહરાંમજી નાણાંવતી[1]—ઉમર વર્ષ ૮૨). એવણ સુરતના વતની હતા. પણ પુણા મધે ગુજર્યા હતા, અને સરકારી તીજોરીખાતાંમાં એકૉઉંટંટ થયા પછી પેનશનપર રીટાયર થયા હતા.

---

તા૦ ૧૫ મી ફેબરવારી.

મુંબઇની યુનીવરસીટીની સાડતીસમાં વર્ષની "કૉનવોકેશન" સર કાવશજી જાંહગીર યુનીવરસીટી હૉલમાંઓ ભરાઇ. પ્રમુખસ્થાંને નામદાર ચાનસેલર લારડ સેંડહરસ્ટ બીરાજ્યો હતો. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીના સનદો આપવામાં આવી તેમાં નીચલા પારસીઓ હતા:—

**એમ. એ.** ની પદવી—બેહરાંમગોર તેહમુરશ અંકલેસરીઆ, જાંહગીર નવરોજજી ગામડીઆ, જમશેદજી બેહરાંમજી કાંગા, બેહરાંમજી નવરોજજી કામા, કામાજી નવરોજજી કામા, દીનશાહ દોરાબજી કાપડીઆ.

**એલએલ. બી.** ની પદવી—બેહરાંમજી નવરોજજી સંજાણા, જીવણજી હોરમજજી આહેવાલા, અરદેશર ડાશાભાઇ હકીમ, બેહરાંમજી રતનજી લેનટીન, અરદેશર મેહરવાંનજી માડન, રૂસતમ કુવરજી નાજર, જાંહગીર રૂસતમજી પટેલ, હોરમજજી દાદાભાઇ સરાફ, જીજીભાઇ જાંહગીરજી તીજોરીવાલા, જમશેદજી ડાશાભાઇ વાછા, મનચેરજી ખરશેદજી વાડીઆ.

**એલ. એમ. એંડ એસ.** ની પદવી—શાપુરજી અરદેશર બેંકર, મીથીબાઇ ખરશેદજી જાંહગીર ખંબાતા, જાલેજર રૂસતમજી વકીલ.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૨-૧૪ ફેબરવારી ૧૮૯૮.

એ કમીટીના સાહેબોની એક સભા સનીવાર તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૯૮ ને દીને મળી હતી, જેમાં ઠરાવ થવા પ્રમાણે એ સાહેબોએ મેહેરબાની કરી નીચલા પ્રકારનાં કામમાં મદદ આપીને તે બાબે સેક્રેટરીને ખબર આપવાને કબુલ્યું હતું:—

૧. જે કોઇ કુટુંબને ઘર ખાલી કરાવી ઝુપડાંમાં રાખવાની અગત હોય તેનું નામનીશાન જણાવવું.

૨. મરકીનાં સંકટથી જે કોઇ કુટુંબ તંગીમાં આવ્યું હોય, અને તેને તુરત કાંઇ મદદ આપવી હોય તો આપવી અને પછી વધુ મદદ માટે સેક્રેટરીને ખબર આપવી.

૩. જે ગરીબોના ઘરને ડીસઇનફેક્ટ કરવાની જરૂર હોય તે માટે સેક્રેટરીને ખબર આપવી.

૪. જો કોઇ ગરીબ કુટુંબમાં મરણ થયું હોય, અને તે મરણની ક્રીયાની તેઓમાં જોગવાઇ નહી હોય, તો પારસી પંચાયતનાં ફંડમાંથી તેની જોગવાઇ કરી આપવા માટે સેક્રેટરીને ખબર આપવી. એ કામ માટે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટયુશનનાં ફંડમાંથી ખાસ વધુ મદદ આપી ગરીબોને મદદ કરવાની જોગવાઇ કરી આપવામાં આવીછે.

જે ગરીબ જરથોસ્તી ભાઇઓને ઉપલા પ્રકારની મદદની જરૂર હોય, તે સાહેબોએ મેહેરબાની કરી પોતપોતાનાં લતાની ઉપલી કમીટીના સાહેબોને અરજ કરવી, કે ઉપર પ્રકારની મદદ તેઓને બનતી તુરતની જોગવાઇએ કરી આપવામાં આવશે.

બધાં ઝુપડાંઓમાં રેહનારાઓની એક સભા તા૦ ૧૫ મી મેએ ૧૮૯૮ ને દીને ચોપાતીનાં ડુંગરવાડી તરફનાં ઝુપડાંઓની જગાપર મી૦ ખ. રૂ. કામાનાં પ્રમુખપણાં હેઠલ મળી હતી. તે વેળાએ તરસ્ટી સાહેબોનો, નાણાં ભરનારાઓનો, તબીબોનો, કમીટીઓનો, તથા ડા૦ બાધુરજીનાં હુશીંનો માનનારા ઠેડાવો થયા હતા.

૧ શેઠો માણેકજી, દાદાભાઇ, અને આદરજી નશરવાંનજી નાણાંવતીના બાવા.

**એલ. સી. ઈ.** ની પદવી—પેશતનજી બરજોરજી ડાકટર, જમશેદજી મેહરવાંનજી પીટર.

**બી. એસ. સી.** ની પદવી—બેજનજી ખરશેદજી બાંના, ફરાંમજી દાદાભાઈ નાણાંવટી..

**બી. એ.** ની પદવી—કામાજી નવરોજજી કામા, અરદેશર ધનજીશાહ લાલકાકા, શોરાબજી હોરમજજી બાટલીવાલા, રતનજી ફરદુનજી ગેરવાલા, જમશેદજી ખરશેદજી ઘરાંની, જાંહગીર હોરમજજી કાપડીઆ, શાવકશાહ મેહરાંમજી નરીમાંન, ફરાંમજી દાદાભાઈ આલપાઈવાલા, માણેકજી એદલજી આંતીઆ, હોમી જમશેદજી ભરૂચા, કેખશરૂ ફરાંમજી બીલીમોરીઆ, માણેકજી રૂસતમજી બીલીમોરીઆ, મેહરાંમજી હોરમજજી ચાહેવાલા, કેખશરૂ માણેકજી કુપર, હીરજીભાઈ જમશેદજી દલાલ, હોરમજદયાર ફીરોઝ દસ્તુર, જાંહગીર શાવકશાહ દાવર, મનચેરજી ડાશાભાઈ દેસાઈ, બાપુજી જીવાજી ઢોંડી, જાંહગીર પેશતનજી ડાકટર, રૂસતમ અરદેશર એંટી, અરદેશર મેહરાંમજી કાંગા, પીરોજશાહ જમશેદજી કાંગા, શોરાબજી દોરાબજી કાંગા, રતનશાહ દોરાબજી કાપડીઆ, અરદેશર દાદાભાઈ કરાકા, પીરોજશાહ જાંહગીર મરજબાંન, કેખશરૂ એદલજી મસાંની, હોરમજજી મનચેરશાહ મેહતા, જાંહગીર પેશતનજી મેસમેન, રૂસતમ ફીરોજશાહ મોદી, મેહરાંમજી ડાશાભાઈ મોતીવાલા, માણેકશાહ કેખશરૂ નાદરશાહ, જાંહગીર દાદાભાઈ નાણાંવટી, અરદેશર દોરાબજી નરીમાંન, જમશેદજી હોરમજજી પારડીવાલા, પાલણજી દોરાબજી પાવરી, ફરાંમજી દોરાબજી રબાડીના, ડાશાભાઈ મનચેરજી રાજા, પેહચાજી રતનજી સરાફ, **માણેકબાઈ અરદેશર વકીલ**, બાપુજી શોરાબજી વજીફદાર.

**મેટ્રીક્યુલેશન**ની પરીક્ષામાં નીચલાં પારસી બાનુઓ પસાર થયાં હતાં:—બાઈઓ ધનબાઈ હોરમજજી વાડીઆ, નવાજબાઈ શોરાબજી કપટાંન, દીનબાઈ નશરવાંનજી પેશતનજામાસ્પ, તેહમીના કોહલાપુરવાલા, આવાંબાઈ દાદાભાઈ મેહરવાંનજી જીજીભાઈ, રતનબાઈ બહમનજી મુસ, માણેકબાઈ માણેકજી કાતરક, જરબાઈ માણેકજી વજીફદાર, કુવરબાઈ હીરજીભાઈ જમશેદજી અપુ, સુનાંબાઈ શાપુરજી જશાવાલા, જાઈજી માણેકજી મેહતા, હીરાંબાઈ નવરોજજી ખંડાલેવાલા, મોતીબાઈ એદલજી બાટલીવાલા.

આ વેળાએ અપાયલા યુનીવરસીટી મેડલોમાં ચાનસેલરસ ગોલ્ડ મેડલ કામાજી નવરોજજી કામાને, કોબ્ડન કલબનો ગોલ્ડ મેડલ અરદેશર ધનજીશાહ લાલકાકાને, લેડી રેએ ગોલ્ડ મેડલ મીથીબાઈ ખરશેદજી જાંહગીર ખંબાતાને; તથા ડયુક ઑફ એડીનબરો ફેલોશીપ અરદેશર ધનજીશાહ લાલકાકાને; તથા સ્કાલરશીપોમાં નારાયણ વાસુદેવ સ્કાલરશીપ પાલણજી દોરાબજી પાવરીને, જેમસ ટીવસ સ્કાલરશીપ ધનજીશાહ રૂસતમજી દારૂવાલાને, લેડી રેએ મેડીકલ સ્કાલરશીપ ધનબાઈ હોરમજજી વાડીઆને, જમશેદજી નશરવાંનજી પીટીટ જંદ સ્કાલરશીપ મેહરાંમગોર તેહમુરશ અકલેસરીઆને, મેડીકલ વીમેન ફોર ઇંડીઆ ફંડની સ્કાલરશીપ મીથીબાઈ ખરશેદજી જાંહગીર ખંબાતાને, પેશતનજી હોરમજજી કામા સ્કાલરશીપ ધનબાઈ હોરમજજી વાડીઆને, મનચેરજી નવરોજજી બનાજી સ્કાલરશીપ જીવણજી હોરમજજી ચાહેવાલાને, સર દીનશાહ માણેકજી પીટીટ મેડીકલ સ્કાલરશીપ બચુબાઈ મનચેરજી દસ્તુરને, ડાશાભાઈ ફરાંમજી કામા સ્કાલરશીપ મનચેરશાહ ધનજીભાઈ દોરાબજી ગીલડરને, આઈમાએ ખરશેદજી રૂસતમજી કામા સ્કાલરશીપ અરદેશર દોરાબજી દસ્તુરને, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઈ અવસ્તા એંડ પેહલવી સ્કાલરશીપ બાપુજી શોરાબજી વજીફદારને, ફરાંમજી શોરાબજી ભાવનગરી સ્કાલરશીપ માણેકજી બહમનજી દાવરને, તથા પ્રાઈઝોમાં એલીસ પ્રાઈઝ શાપુરશાહ એદલજી દમણીઆને, હ્યુલીંગસ પ્રાઈઝ દાદાભાઈ કાવશજી વાંચમેકરને, જેમસ ટેલર પ્રાઈઝ અરદેશર ધનજીશાહ લાલકાકાને, બાલકરૂશણા શુદાંમજી પ્રાઈઝ જાલેજર રૂસતમજી વકીલને, અને જડજ સ્પેનસર પ્રાઈઝ મેહરાંમજી નવરોજજી સંજાણાને.

---

તા૦ ૨૩ મી ફેબરવારી.

રોજ ૧૨ માહ ૭ (ક૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—બરજોરજી પાલણજી દોલીમેહરજીના—ઉમર વર્ષ ૫૨). અત્રેના જાણીતા લીલાંઉવાલા મેહરજી જાનસ્ટનની કંપનીના વડા ભાગીદાર. એવણની પેઢીએ સરકારી, આફીશીયલ એસાઈનીની ઑફીસના અને મ્યુનીસીપાલીટીના લીલાંઉવાલા તરીકે સારી નામના મેલવી હતી. નામદાર વડા જડજના હોકમથી ઑફીશીયલ એસાઈનીની ઑફીસ એમના માનમાં એક દીવસ બંધ રાખી હતી.

---

આજ દીને અતરેનાં મેદાનમાં થયલાં સુંદર ગાડીઘોડાનાં પ્રદર્શનમાં મોદીની કોચફેકટરીવાલા શેઠ પેશતનજી મેહરાંમજી પ્રેસને સરસ બનાવતની ચાર ગાડીઓ માટે સોનાનો ચાંદ, શેઠ બહમનજી દીનશાહજી પીટીટને તેવણના "નેપોલીયન" નામના સરસ ઘોડાને માટે બીજું ઇનામ, તથા બોરબે સાઈકલ એજનસીવાલા શેઠ કાવસશાહ ડાશાભાઈ વાડીઆને તેવણે આયાત કરેલી મોલ મેટીંગ ગાડી માટે "મેરીટ" ની સરટીફીકેટ આપવામાં આવ્યાં હતી.[1]

---

[1] જામે જમશેદ, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૯૮.

તા૦ ૨૬ મી ફેબ્રુઆરી.

રોજ ૧૫ માહ ૬ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

ઇંડોર મધે અંજુમનના ઉધરાતથી બંધાવેલું દોખમું પરઠવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી.[1] એ વેળાએ ઇંડોર, મઉ, ખંડવા, રતલાંમ, ઉજન, નીમચ, નશીરાબાદ, અજમેર, જાંહનસી, પતીઆલા, વગેરેના આસરે ૫૦૦) જરથોસ્તી ગ્રહસ્થો તથા બાનુઓ એ ક્રિઆમાં શામેલ થયાં હતાં. જશનની ક્રિઆ દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાએ કીધા બાદ તેઓએ એક વાએજ કરી સંભલાવી હતી, જે પછી એક ખાંધીઆ ફંડની ટીપ ફરતી કીધી હતી. એ બાદ શમસુલ ઓલમા દસ્તુર હોસંગજી, નાએબ દસ્તુર ખુરશેદજી, અતરેના મોબેદો, મેશરસ હોરમજી માણેકજી ભમગરા અને શાપુરજી સોરાબજી ઇનજીનયર તથા બેહેસ્તનશીન મી૦ કાવસજી સોરાબજી ખરાઇના વારેસો (જે છેલ્લા ગ્રહસ્થે એ દખમાને લગતો એક કુવો બંધાવી પોતાનાં બેહેસ્તનશીન માતાજી પીરોજબાઇના પુનને માટે અનજુમનને સ્વાધીન કીધોછે) અને સેક્રેટરીને શાલો તથા મીસતરીઓ પ્રેમસુખ અને રામાજીને સરપાવ આપી તથા બીજા મોબેદ સાહેબોને આશીદાદ વેહેંચવામાં આવી હતી. મી૦ હોરમજજી માણેકજી ભમગરાએ પોતાની તરફથી દસ્તુર હોસંગજી તથા દસ્તુરજી ખુરશેદજીને શાલો આપી હતી, તથા મોબેદોને આશીદાદ વેહેંચી હતી.

સરવે કામ પુરૂં થવા બાદ શેઠ હેરમજી કાવસજી ખરાદી ફોટોગ્રાફરે ઇલસત્રેતેદ લનડન નયુસમાં છપાવવાને ફોટોગ્રાફ ભેગી થયલી મીજલસ તથા દખમાનો લીધો હતો.

તે પછી ખાનુ લેવા બાદ સરવે હમદીનો પોતપોતાને મકાને સીધારયા હતા.[2]

તા૦ ૩ જી મારચ.

મુંબઇની યુનીવરસીટીની વેદક ફાકલટીએ પોતાના સીનડીક તરીકે ડાકટર તેહમુલજી ભીખાજી નરીમાંન, કાયદાની ફાકલટીએ સીનડીક તરીકે હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ. અને એનજીનીઅરીંગની ફાકલટીએ પોતાના સીનડીક તરીકે ખાંનબહાદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઇ. ઇ. ને આજ દીને ચુંટી કાઢયા હતા.[3]

તા૦ ૭ મી મારચ.

રોજ ૨૪ માહ ૬ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—ફરાંમજી હોરમજજી ગજધર[4]—ઉમર વર્ષ ૭૦). અત્રેના એક જાણીતા કંટ્રાકટર હતા. દોખમાઓ બાંધવાનો એમને બહુ અનુભવ હોવાથી, અને ધર્મ તરફની દીલની લાગણીથી આ ઇલાકાનાં ઘણાંક નાહનાં શેહરો અને ગામોમાં કમાવાની હાસલ વગર દોખમાઓ

---

૧ એ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારવામાં આવીછે :—

"આએ દોખમું શ્રી મણીવાલા નેકનાંમ મરહુમ શેઠ "દીનશાજી નાહાનાભાઇ મશાલાવાલાના પુનને માટે તેવણના "ફરજંદોએ રૂ.૩૦૦૦) ની મદદ આપી આગેવાંની કરી "અને તેમાં શ્રી ઇનદોરની અનજુમને આપશમાં તથા "બાહારગાંમોમાં ઊપરાંનું કરી બંધાવયુંછે.

"એ દોખમાને લગતી બલી જરથોશતી દીનના ફરમાંન મુજબની સરવે કીરીઆ દખન તથા માલવા વીગેરેના વડા દસતુરજી સાહેબ શમશુલ ઓલમા સરદાર ખાંનબાહાદુર દાકતર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાનાની "રાહાનોમાઇ મુજબ અંજુમનને નામે થઇછે. અને જશન "કરીને એ દખમું જરથોસતીઓને માટે ખુલ્લું મુકીયુંછે.

"રોજ ૧૫ મો દેપમેહેર દાદાર માહ ૧ લો ફરવરદીન "શેહેનશાહી તથા માહ ૨ જો અરદીબેહેશત કદમી સને "૧૨૬૭ યજદેજરદી. તા૦ ૨૯ મી સપતેમબર ૧૮૯૭ વાર "બુધ શંવત ૧૯૫૩."

તખ્તીમાં જણાવેલા દીવસે દોખમું ન ઇજાતાં ત્રણ માસ રહીને ઇજાયુંછે.

૨ ગઇ તા૦ ૨૪ મીએ અતરે બેહેસતનશીન મી૦ ફરામજી રૂસ્તમજી રાણાના પુનને માટે ઊભાં કીધેલાં ફંડમાંથી સઘડી બંધાવવામાં આવીછે તેનું જશન કરવામાં આવયું હતું, અને તે વખતે તેમના વારસ બાઇ કુકીબાઇને સાલ ભેટ આપવામાં આવી હતી અને એ બાઇએ દસ્તુર હોશંગજી તથા દસ્તુર ખુરશેદજીને શાલો આપી હતી.

તા૦ ૨૫ મીને દીવસે મી૦ દીનશાહજી શાપુરજી મરચંટે ચોકીદારને રહેવા માટે તથા હમદીનોના વીસામાને માટે એક મકાન, ખાંધીયાઓને માટે ગુસલખાનું, અને દખમાની જગાની હદમાં દાખલ થવાની જગોએ બે પીલરો તથા લોહોડાંના દરવાજા પોતાને ખરચે બંધાવી આપયા તેનું જશન કરી અનજુમનને તે સ્વાધીન કીધાં હતાં. તેઓને પણ એક શાલ આપવામાં આવી હતી, અને તેઓએ પોતા તરફથી દસ્તુર તથા નાયબ દસ્તુરને શાલો આપી હતી.

આએ સગડી ઊપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"આએ સગડી બેહેશતનશીન શેઠ ફરાંમજી રૂસતમજી "રાણાનાં પુનને માટે જેવન રોજ ૧૩ મો માહ ૫ મો "૧૨૪૪ યજદેજરદી તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૭૫ ઇસવીને દીને હક થયા તેવણનાં ઊથમનામો તેવણનાં ધણીઆંની બાઇ કુકીબાઇ તથા બેટા દીનશાજી શાપુરજીની "આગેવાનીથી બીજા બેશીઓ તથા દોસતો વગેરેએ ઊભાં "કીધેલાં ફંડમાંથી બંધાવી જરથોશતીઓના વપરાસને માટે "ખુલ્લી મુકીછે.

"રોજ ૧૩ મો માહ ૪ થો ૧૨૬૭ યજદેજરદી, "તા૦ ૨૬ મી ડીશેમબર ૧૮૯૭ ઇસવી."

તખ્તીમાં જણાવેલા દીવસે એ સગડી ન પરઠાતાં ત્રણ માસ રહીને પરઠાઇ હતી.

૩ જામે જમશેદ, તા૦ ૪ થી મારચ ૧૮૯૮.

૪ શેઠ શેરાબજી ફરાંમજી ગજધરના બાવા.

મુદલ બાવેજ બાંધી આપતા. પોતાના ભાઇ દોરાબજી સાથે ચીખલી ગામમાં એક દરેમેહર બંધાવી આપી હતી

---

તા૦ ૮ મી મારચ.

રોજ ૨૫ માહ ૭ (કo) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—ખરશેદજી રતનશાહ કોહીયાર—ઉમર વર્ષ ૩૨). સરકારી નોકરીમાં બહુ સારો હીસો આપનારાં કોહીયાર ખાનદાનવાળા મરહુમ શેઠ એરચશાહ ખરશેદજી કોહીયારના નબીરા હતા. ૧૮૯૦ માં બી. એ. ની ડીગ્રી મેલવી પોતાના પીતા શેઠ રતનશાહ એરચશાહ કોહીયાર સાથે તેમનાં ધારાસંબંધી કામકાજમાં રોકાયા હતા, અને એલ એલ. બી. નો અભ્યાસ કરતા હતા.

---

**મરણ**—ડાકટર પેશતનજી બહમનજી ધનજી-મેહતાના[1]—ઉમર વર્ષ ૬૨). એવણ ૧૮૫૯ માં મેડીકલ કૉલેજમાંથી જી. જી. એમ. સી. નો તબીબી ડીપલોમા મેલવી, બીજે વર્ષે સરકારી તબીબી ખાતાંમાં જોડાયા અને વલસાડ, કલીઆંણી વગેરે ઠેકાણે લાંબો વખત સરકારી તબીબ તરીકે રહ્યા ત્યાં બહુ લોકપ્રીય થઇ પડયા હતા. અને છેલ્લાં ૮ વર્ષ પેનશનપર રીટાયર થઇ એકાંત-વાસમાં ગુજાર્યાં હતાં.

---

તા૦ ૧૧ મી મારચ.

રોજ ૨૮ માહ ૬ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—કાવશજી બેજનજી લીચમોરના[2]—ઉમર વર્ષ ૭૮). પુણાના એક જુના રહીશ હતા. ૧૭) વર્ષની છોકર-વન વયે મીલીટરી બોરડસને નામે ઓળખાતી ઑફીસમાં રૂ૧૦) ના દરમાયાએ જીંદગી શરૂ કરી હતી, અને એજ ખાતાંમાં પોતાની જાતી હુશીઆરીથી વધતામાં વધતા રૂ૫૦૦) ના દરમાયાએ સુપ્રીંટેંડંટના ઓહ્દાપર નેમાયા હતા. અને એ "મીલીટરી એકાંઉંટસ ડીપાર્ટમેંટ" માં એ ઓહ્દો લાંબો વખત ભોગવી ૩૮) વર્ષની સરકારી નોકરી પછી પેનશનપર રીટાયર થયા હતા.

---

મુંબઇની મરકી કમીટી તરફથી મરણોની સરટીફીકેટો મેલવવાની ફરજ પાડેલી હોવાથી શેહરના સાતે વારડમાં "પ્લેગ ઓથોરીટી" તરીકે નેમી મરણો રેજીસટર કરવા-ની સતા આપેલા ગ્રહસ્થોમાં નીચલા પારસીઓ હતા:—

**"એ" યાને કોટ વૉર્ડ**—એ૦ જીવણજી જમશેદજી મોદી, ડાકટરો જાંહગીર જમશેદજી ખરશેદજી, બેહરાંમજી નવરોજજી દારાબશેઠ, નાનાભાઇ નવરોજજી કાતરક, તેમુ-લજી ભીખાજી નરીમાંન, દાદાભાઇ નવરોજજી સાહેર, શેઠો શોરાબજી એદલજી વારડીન, બહમનજી બેહરાંમજી પટેલ, માણેકજી જમશેદજી ગંદેવીઆ, રતનજી જમશેદજી તાતા, મરઝબાન મંચેરજી મરઝબાન.

**"સી" યાને ભુલેશ્વર વૉર્ડ**—શેઠો રૂસતમજી અરદેશર સ્પેનસર, નવરોજજી બેહરાંમજી સંતોક, ખા૦ સા૦ ફકીરજી જીવાજી મોગરેલીઆ, ડા૦ દીનશાહ બહ-મનજી માસટર, નશરવાંનજી જમશેદજી રૂ. શેઠના, ફરાં-મજી ભીખાજી.

**"ડી" યાને ગીરગાંમ વૉર્ડ**—શેઠો દીનશાહ મંચેરજી પંથકી, નાનાભાઇ રૂસતમજી રાણીના, માણેકશાહ જાંહગીરશાહ તાલેયારખાં, પી૦ મંચેરજી, ફરદુનજી મેહર-વાંનજી બનાજી, નશરવાંનજી બહમનજી જસાવાલા, સરોશ ખરશેદજી રૂસતમજી કામા, ડાકટરો ફરાંમજી શાપુરજી, મંચેરજી બેહરાંમજી કોહલા, માણેકજી ડાસાભાઇ કામા.

**"ઈ" યાને ભાયખલા વૉર્ડ**—શેઠ પેશતનજી ફરાંમજી ભંડારા.

**"એફ" અને "જી" યાને પરેલ તથા માહીમ વૉર્ડો**—શેઠો કાવશજી મેહરવાંનજી સરાફ, કુવરજી કાવ-શજી તવરીયા.

મરકીને લીધે નામદાર સરકારે બાહેરગામ જતા લોકોને "પાસ" આપવા સારૂ તથા મરકીના સંબંધમાં લેવાતા ઉપાયો સામે લોકોની ફરીઆદ સાંભળવાને મી૦ જે. એચ. ડયુબોલેની નેમણુંક કરી હતી, જેણે લોકોની આવતી ફરીઆદ સાંભળી તેનો નીકાળ કરવામાં મદદ કરવા માટે સુલેહના અમલદારોની મદદ માંગી હતી. એ ઉપરથી સઘળા મળી ૮૨ સુલેહના અમલદારો એવી મદદ આપવાને બાહેર પડયા હતા, જેઓમાંથી જુદા જુદા દીવસો-એ મી૦ ડયુબોલે સાથે બેસી ફરીઆદ સાંભળવાને કમીટી નેમવામાં આવી હતી, તેમાં નીચલા પારસીઓ હતા:—

શેઠો કેખશરૂ નવરોજજી કાબરાજી, શોરાબજી ફરાં-મજી બાલીમોરીઆ, જમશેદજી ખરશેદજી જમશેદજી, પેશતનજી નશરવાંનજી વાડીઆ, ડા૦ બેહરામજી નવરોજજી દારાબશેઠ, નવરોજજી માણેકજી વાડીઆ, બહમનજી બેહ-રાંમજી પટેલ, ફરદુનજી જમશેદજી પારખ, ડા૦ અરદેશર દાદાભાઇ મોદી, ડા૦ નાનાભાઇ નવરોજજી કાતરક, અને એ૦ જીવણજી જમશેદજી મોદી.[3]

---

૧ જંગબારની કોર્ટના ઓફીશ્યલ એસાઇની અને રેજીસ્ટ્રાર શેઠ ફરામરોજ (બેરીસ્તર) તથા મુંબઇની સ્મોલ કૉઝ કોર્ટવાલા શેઠ જમશેદજી (એકાઉનટંટ) તથા બેંગલોરવાલા શેઠ બહમનજી પેસ્તનજી ડાકટરના બાવા.

૨ શેઠો બરજોરજી તથા ફરાંમજી કાવશજી લીચ-મોરના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૧૨ મી મારચ ૧૮૯૮.

તા૦ ૧૩ મી મારચ-

રોજ ૩૦ માહ ૬ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—જાંગીરજી રૂસતમજી મોદી—ઉમર વર્ષ ૬૭). એવણ વાંદરા કસબાના એક જમીનદાર અને જુના જાણીતા રહીશ હતા. ૧૮૫૧ માં "કલેર સ્કાલર" અને બીજેજ વર્ષ "નૉરમલ સ્કાલર" ની પદવી મેળવી હતી. એવણ ઇમપીરીઅલ બેંકીંગ ઍંડ ટ્રેડીંગ કંપનીના અને ૧૮૬૪ માં મેનેજર હતા, અને શેર મેનીયાની ખુહારીના વખતમાં તે ભાગી ત્યારે તેના અને બીજી સાત કંપનીઓના લીકવીડેટર તરીકે કામ કર્યું હતું. એ પછી ૧૮૬૭ માં મેસરસ રાલી બ્રધરસની મોટી પેહડીમાં સેલસમેન તરીકે સામેલ થઇ જુજ વખતમાં એ પેહડીના આગેવાન દેશી કરતાકારવરતા થઇ પડયા. વેપારી શીવાય બીજાં જાહેર કામોમાં ઝાઝો ભાગ નહી લેતા, પણ ખાનગી રીતે ઉલટ બતાવતા હતા. હાલની "જ. ન. પીટીટ લાઇબ્રેરી" ૧૮૫૬ માં "ફોર્ટ ઇમપ્રુવમંત લાઇબ્રેરી" ને નામે ઉઘાડવામાં એવણ આગેવાન હતા, અને તેના કારોબારમાં ઘણો ભાગ લેતા હતા. પોતાનાં છેલ્લાં વસીયતનામામાં પોતા હસતકની લાઇબ્રેરીનાં પુસતકો વીશે એવી ગોઠવણ કરી ગયા હતા કે એ લાઇબ્રેરીનો અરધો ભાગ કોટની "પીપલસ ફ્રી રીડીંગરૂમ ઍંડ લાઇબ્રેરી" ને સપુરદ કરવો અને બાકીનો અરધો ભાગ ખેતવાડીની ધનજીભાઇ ફરામજી પટેલવાળી લાઇબ્રેરીને ભેટ આપવો. એ ઠરાવની રૂએ મરનારના વસીયતનામાના વહીવટદારોએ વાંચવા લાયક આશરે ૧૬૩૨ પુસતકો, ૬ કબાટો અને ૪ બુકસ-ટેંડ ઉપર ગોઠવીને ખેતવાડી ખાતેની ઉપલી લાઇબ્રેરીને ભેટ કરયાં હતા.

---

તા૦ ૧૬ મી મારચ.

મુંબઇની આરટ સોસાઇટીનું નવમું વાર્ષિક પ્રદર્શન આજ દીને શેક્રેટરીએટના કૌનસીલ હૉલમાં નામદાર ચીફ—જસટીસ હાનરેબલ સર ચારલસ ફેરને ખોલ્લું મેલ્યું હતું. નીચલા પારસીઓને ઇનામો મલ્યાં હતાં—

શેઠ પેશતનજી બહમનજીને રૂ૭૫), બાઇ પુતલીબાઇ જાંહગીર કાબરાજીને રૂ. ૩૦), અને પોરોચી ખ. રૂ. કામાને રૂ. ૨૦ તથા શેઠ મનચેરજી ફકીરજી પીથાંવાલાને રૂ. ૬૦), તથા મીસ બાઇજી કુવરજી નાજરને રૂ. ૪૦) નાં ઇનામો મલ્યાં હતાં, તથા શેઠ એરચશા પેશતનજી અને મીસ એ. એસ. મીસ્ત્રીનાં ચીત્રોની વખાણ (highly commended) થઇ હતી.[1]

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૭ મી મારચ ૧૮૯૮.

શમસુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. ને ફ્રાનસની સરકારનાં કેળવણીખાતાં તરફથી "આફીસર ડી એકેડમી" નો ખેતાબ મલ્યો હતો.[2]

શેઠ ફરદુનજી જમશેદજી વાછાએ હેદરાબાદ મધેની પોતાની જાગીરનાં જંગલોમાંથી બે મોટા વાઘોનો શેકાર કર્યો હતો.[3]

---

તા૦ ૨૦ મી મારચ.

રોજ ૭ માહ ૭ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—અરદેશર આદરજી ખાનસાહેબ—ઉમર વર્ષ ૩૬). એવણ એક જાણીતા લેખક હતા, અને "જામે જમશેદ" પત્ર સાથે જોડાયલા હતા. રમુજી લખાણનો સારો ટચકો હોવાથી એવણના લખેલા સ્કેચો બહુ ઉલટથી વંચાતા હતા.

---

શેઠ હોરમજજી નવરોજજી ઇજનેરને મધરાજની સરકારે ત્યાંની યુનીવરસીટીના એક ફેલો તરીકે નેમ્યા હતા.[4]

---

તા૦ ૨૨ મી મારચ.

અતરેની ગ્રાંટ મેડીકલ કૉલેજના વિદ્યાર્થીઓને ઇનામો આપવાનો મેલાવડો આજ દીને તે કાલેજનાં દીવાનખાનામાં મલ્યો હતો. પ્રમુખસ્થાન સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ને આપવામાં આવ્યું હતું.[5]

---

માયેરાંન મધે આજ દીને એક મોટી આગ લાગવાથી ૨૯) ગરીબ કુટુંબો નાશ પામ્યાં હતાં તેમના આશરાને માટે એક ફંડ મી૦ ફરામજી કાવસજી મેહતાની આગેવાની હેઠલ થયું હતું, જેમાં રૂ. ૧૮૫૦) ભરાયા હતા.[6]

---

૨ જામે જમશેદ, તા૦ ૨૧ મી મારચ ૧૮૯૮.

૩ જામે જમશેદ, તા૦ ૨૩ મી મારચ ૧૮૯૮.

એજ મુજબ તેવણે બીજાં પખવાડીઆંમાં ત્રણ બીજા વાઘો માર્યા હતા. જામે જમશેદ, તા૦ ૮ મી એપ્રીલ ૧૮૯૪.

વળી પુણાંની પારસી વાલંટીયર કોરના એક કારપોરલ મી૦ રૂસ્તમ નરીમાંનેે આપરેલ માસનાં પેહલાં અઠવાડીઆંમાં ૫ ફીટ લાંબા, ૩॥ ફીટ ઉચ્ચાં એક જંગલી જુડનો શેકાર કર્યો હતો.

૪ જામે જમશેદ, તા૦ ૨૩ મી મારચ ૧૮૯૮.

૫ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૩ મી મારચ ૧૮૯૮.

૬ એ ફંડમાં પારસીઓની મુખ્ય રકમ નીચે મુજબ હતી:—રૂ. ૩૦૦) બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટ, રૂ. ૨૦૦) શેઠ કાવશજી દીનશાહ એડનવાલા, રૂ. ૧૦૦) શેઠો જમશેદજી અરદેશર વાડીઆ, અરદેશર નશરવાંનજી મોદી વગેરે.

તા૦ ૨૪ મી મારચ.

સુરતની પારસી ડીસ્ત્રીક્ટ મેટ્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ મરહુમ દસ્તુર નશરવાંનજી કેખશરૂની જગાએ નામદાર સરકારે શેઠ બરજોરજી નશરવાંનજી વકીલને નેમ્યા હતા. અને એક ડેલીગેટ ખા૦ બા૦ જાંગીરજી પેશતનજી વકીલ ઓહ્દો છોડવાથી તેમની જગાપર શેઠ રતનજી નશરવાનજી કોઠાવાલાને નેમ્યા હતા.[1]

---

બાઇ પીરોજબાઇ નશરવાનજી જાંગીરજી વાડીઆએ પોતાના ખાવંદની નઇઅતે રૂ. ૨૫૦૦૦) પારસી સુવાવડખાનાંમાં છ બીછાંનાંઓનો એક જુદો વૉરડ બાંધવાને બેટ આપ્યા હતા.

---

તા૦ ૨૯ મી મારચ.

રોજ ૧૬ માહ ૭ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીના[2]—ઉમર વર્ષ ૫૮). શેઠ બરજોરજી બહમનજી મીનોચેહર હોમજીના નાધલા દીકરા. એવણ અત્રેનાં "મુંબઇ સમાચાર" પત્રના માલેક અને અધીપતી હતા. છેક ઇ. સ. ૧૮૬૧ થી એવણ દેશી છાપા સાથ જોડાયા હતા. જે વખતે મી૦ પીરોજશાહ મેહરજીએ કાહડેલાં "દોસતે હીંદ" પત્રના એવણ અધીપતી હતા. પછી ૧૮૬૪ ની શરૂઆતથી એજ ગ્રહસ્થે "સુરયોદય" નામનું દર રવીવારે પ્રગટ થતું ગુજરાતી પત્ર—જેમાં ૧૮૬૫ થી શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ જરથોસ્તી દીનને લગતાં અને સુધારા પક્ષની વીરૂદ્ધનાં લખાણો કરવા માંડયાં હતાં—તેના અધીપતી થયા હતા. ૧૮૬૬ ની આખરી સુધી એ સંબંધ જારી રાખી એજ સાલમાં "મુંબઇ સમાચાર" ના માલેક થયા. અને શેઠ નાનાભાઇ રૂસતમજી રાણીનાનું "યુનીયન પ્રેસ" જોડી નાખી "સમાચાર" ના અધીપતી થયા. ૧૮૬૮ થી "લોક મીત્ર" નામનું અઠવાડીક કાહડી તે પોતાની જીંદગીના છેડા સુધી ચાલુ રાખ્યું. પારસીઓમાં પોતાના કદીમ નયાગાનોની દલેરીનાં વાંચણનો શોખ જોઇ "બરજોરનામા" ના વાલમો પ્રગટ કર્યાં હતાં. ૧૮૭૧ થી શેઠ નાનાભાઇ સાથનું પતીઆલું છુટું કરી "મુંબઇ સમાચાર" ના એકલા માલેક થયા હતા. પછી "દાતરડું" નામે રમુજી અઠવાડીક પત્ર દર બે સપતવારે પ્રગટ કરવા માંડયું. જે ૧૮૯૨ માં બંધ પાડી "હીંદી પંચ" નામનું અઠવાડીક ઇંગ્રેજી ગુજરાતી રમુજી પત્ર ખીલવવા માંડયું. જે રાજદ્વારી, સંસારી વગેરે સવાલોનાં રમુજી લખાંણો ચીત્રો સાથે કરે છે. એવણને દેશી ગાયણનો ઘણો શોખ હતો, અને "ગજલસતાન" નામનું દેશી ગજલો વગેરે જાળવી રાખવાની નેમથી એક માસીક પ્રગટ કરવા માંડયું હતું.

---

તા૦ ૩૧ મી મારચ.

રોજ ૧૮ માહ ૭ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—જાંગીરજી ખરશેદજી કોલાહ, બી. એ.[3]—ઉમર વર્ષ ૨૩). એવણ અવસ્તા અને પેહલવી ભાષાઓના શોખીન હતા, અને ૧૮૯૬ ની આખરીએ બી. એ. ની પરીક્ષા અવસ્તા ભાષામાં પસાર કરી, સેક્રેટરીયટમાં ન્યાયખાતાંમાં મદદનીશ તરીકે રહ્યા હતા. પણ તનાયતે યારી નહી આપી, ને જવાંન વયે ગુજરી ગયા.

---

તા૦ ૧ લી આપરેલ.

૧૮૯૮ નાં સાલમાં જુદે જુદે ઠેકાણેની મ્યુનીસીપાલ બોર્ડમાં નીચલા પારસીઓ ચુંટાયા યા નેમાયા હતાઃ—

મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનમાં કર ભરનારાઓ તરફથી—શેઠ દીનશાહ એદલજી વાછા, ડા૦ નાનાભાઇ નવરોજજી કાતરક, નવરોજજી જાંગીરજી ગામડીઆ, કાવશજી મેહરવાનજી સરાફ, ડા૦ કેખશરૂ નશરવાંનજી બાપુરજી, ડા૦ કાવશજી એદલજી દાદાચાનજી, શેઠ હોરમજજી શાપુરજી ચોથીઆ, શોરાબજી ખરશેદજી ઢોંડી, ખરશેદજી નશરવાનજી વાડીઆ, અરદેશર ફરાંમજી ઉનવાલા; સુલેહના અમલદારો તરફથી શેઠો દારાશાહ રતનજી ચીનગર, હાનરેબલ મી૦ ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ.; ડા૦ કાવશજી હોરમજજી, પેશતનજી નશરવાનજી વાડીઆ, જમશેદજી ખરશેદજી જમશેદજી, હોરમજજી ખરશેદજી કુરલાવાલા, ડા૦ દીનશાહ બહમનજી માસટર, ફરદુનજી શોરાબજી તાલેયારખાં, કેખશરૂ નવરોજજી કાબરાજી, જમશેદજી ખરશેદજી કામા; યુનીવરસીટી તરફના—શેઠ રૂસતમ ખ. રૂ. કામા; સરકાર તરફના—સર જમશેદજી જીજીભાઇ, બેરોનેટ, સી. એસ. આઇ.; શેઠો નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ.; અને બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ.

તા૦ ૪ થી આપરેલ ૧૮૯૮ ને દીને નવી કોરપોરેશને સ્ટેંડીંગ કમીટી માટે શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી, ડા૦ કાવશજી હોરમજજી, ડા૦ કેખશરૂ નશરવાનજી બાપુરજી અને ડા૦ નાનાભાઇ નવરોજજી કાતરકને ચુંટી કાહડયા હતા.

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૪ મી તથા ૩૧ મી મારચ ૧૮૯૮.

૨ મુંબઇ સમાચારના હાલના અધીપતી તથા માલેક શેઠ કેખશરૂ માણેકજી મીનોચેહરહોમજીના બાવા.

૩ [illegible] નાનાભાઇ નશરવાનજી [illegible]ના ભાઇ.

## મ્યુનીસીપાલ બોર્ડ.

આમોદ—સરકારી—ડોશાભાઇ મેહરવાંનજી ગાંધી. જંબુસર—સરકારી—બહમનજી પેશતનજી હેડ-કારકુન, ખાં૦ સા૦ એદલજી મેહરાંમશાહ હોડીવાલા. અલીબાગ—સરકારી—જમશેદજી બમનજી દારૂવાલા. ધારવાર—ચુંટી કાઢેલા—જમશેદજી એદલજી બાટલીવાલા. હુબલી—સરકારી—જાંહગીર મેહરાંમજી. અમદાવાદ—સરકારી—લવજી મેરવાનજી વાડીઆ, ડા૦ જમશેદજી દીનશા ખંભાતા; ચુંટી કાઢેલા—અરદેશર કાવશજી કારંજાવાલા, ડા૦ નાનાભાઇ કુવરજી મોદી. વીરમંગાંમ—સરકારી—દાદાભાઇ નશરવાંનજી નાણાંવતી, હોરમજજી દીનશાહ જાહેવાલા. ખેડા—સરકારી—ડા૦ મનચેરજી શોરાબજી પોસ્ટવાલા. કુરલા—સરકારી—ડા૦ નશરવાંનજી ધનજીભાઇ, હોરમજજી રૂસતમજી ઉમરીગર, કાવશજી દોરાબજી પાંડે, જાંહગીર ધનજીભાઇ કરાંની. કલીઆણી—સરકારી—શોરાબજી પદમજી, ડા૦ રતનજી રૂસતમજી દાદીના, દારાશાહ રૂસતમજી સંજાણા; ચુંટી કાઢેલા—રૂસતમજી હોરમજજી. અંકલેસર—સરકારી—ખાં૦ બ૦ શોરાબશા હોરમજજી, પીરોશા દીનશા કુપર, ફરાંમજી એદલજી ધારવાર, પીરોશા દીનશાહ; ચુંટી કાઢેલા—જમશેદજી ફરદુનજી દસ્તુર. વાંદરા—સરકારી—રતનજી ભીખાજી કરંજવાલા; ચુંટી કાઢેલા—ફરાંમજી મનચેરજી વાંદરાવાલા. થાંણા—સરકારી—ડા૦ ફરાંમરોજ અરદેશર મુસ; ચુંટી કાઢેલા—કાવશજી મેહરાંમજી દીવેચા, નવરોજી જમશેદજી આંતીઆ, મેરવાંનજી નવરોજી આંતીઆ. ધગતપુરા—સરકારી—હોરમજજી ધનજીભાઇ પટેલ. નાશક—સરકારી—ખાં૦ બા૦ પીરોશા પેશતનજી તાલેયારખાં, એદલજી મનચેરજી વાછા. બીજાપુર—સરકારી—જાંહગીર કે. ન. કાબરાજી. ડાપોલી—સરકારી—પેશતનજી રતનજી. વલસાડ—સરકારી—ખાં૦ બા૦ ડા૦ પાલણજી હોરમજી દાદાચાંનજી, શાપુરજી ફરાંમજી, એદલજી પેશતનજી દેસાઇ; ચુંટી કાઢેલા—કાવશજી ધનજીભાઇ. રાંદેર—સરકારી—ડા૦ હોરમજી એદલજી અંકલેસરીઆ; ચુંટી કાઢેલા—માણેકજી નશરવાનજી પીઠાંવાલા. આનંદ—સરકારી—ખાં૦ બા૦ બહમનજી એદલજી મોદી. નડીઆડ—સરકારી—હોરમજી કેરબાદજી ભરૂચા. માંડવી—સરકારી—ખા૦ બા૦ શોરાબજી રતનજી માસ્ટર. સુરત—સરકારી—ફરદુનજી કુવરજી તારાપોરવાલા, સરજયન લફટનંટ કરનલ કેખશરૂ સોરાબજી નરીમાન, ખા૦ બા૦ કુંવરજી કાવશજી, આદરજી જીવનજી ડેપ્યુટી; ચુંટી કાઢેલા—ખા૦ બા૦ ડા૦ ડોશાભાઇ પેશતનજી, બરજોરજી નશરવાનજી વકીલ, બેજનજી માણેકજી જંબુસરીઆ, ડા૦ દીનશાહ જીવાજી એદલબેહરામ, ડા૦ ફરદુનજી એદલજી સેરડીવાલા, ખુસરૂભાઇ નશરવાનજી બેહરેમંદખાંન. ધુલીઆ—સરકારી—સરજયન મેજર ખરશેદજી અરદેશર દલાલ, મેહરાંમશાહ પેશતનજી. અમલનેર (ખાનદેશ જીલા) સરકારી—શોરાબજી ખરશેદજી. પારોલા (ખાનદેશ જીલા) સરકારી—જમશેદજી રૂસતમજી. જામનેર (ખાનદેશ જીલા) સરકારી—નવરોજી રૂસતમજી. બોશાવલ—ચુંટી કાઢેલા—હોરમજી નશરવાંનજી, એદલજી કાવશજી, કુવરજી પેશતનજી. સીંધ ખેડા—સરકારી—રૂસતમજી અરદેશર. શીરપુર—સરકારી—મેરવાંનજી ફરામજી. બેલગામ—સરકારી—ખરશેદજી પેશતનજી બાહાસ. ઉરન—સરકારી—હોરમજજી માણેકજી ભીમરડીવાલા; ચુંટી કાઢેલા—આદરજી કાવશજી, અરદેશર પેશતનજી. ગોધરા—સરકારી—ખા૦ સા૦ ડોશાભાઇ ધનજીભાઇ બીલીમોરીઆ. આમોદ—સરકારી—બમનજી પેશતનજી હેડકારકુન. કુરલા—કાવશજી માણેકજી સુતરીઆ. બીજાપોર—અરદેશર કેખશરૂ કામા. જંબુસર—બમનજી પેશતનજી. અમદાવાદ—ખાં૦ બા૦ ફરદુનજી કુવરજી તારાપોરવાલા.

## તાલુકા લોકલ બોરડ.

જંબુસર—સરકારી—ખાંનસાહેબ એદલજી મેહરાંમશાહ હોડીવાલા, બમનજી પેશતનજી હેડ-કારકુન. સુરત—ચુંટી કાઢેલા—બરજોરજી નશવાનજી વકીલ (ડીસ્ટ્રીકટ લોકલ બોરડના). ધંધુકા—સરકારી—ખા. બા. દાદાભાઇ નશરવાંનજી નાણાંવટી. સાનંદ—સરકારી—નરીમાન રતનજી કોઠાવાલા. માહીમ—સરકારી—જહાંગીરજી દાદાભાઇ; ચુંટી કાઢેલા—વીકાજી મેહરજીભાઇ. આનંદ—સરકારી—ખા૦ બા૦ બહમનજી એદલજી મોદી. બોરસદ—ચુંટી કાઢેલા—બાપુજી ખરશેદજી મોદી. થાસરા—ચુંટી કાઢેલા—એદલજી અરદેશર મારસલ. અહમદનગર—સરકારી—ખા૦ બા૦ નશરવાંનજી ખરશેદજી; મ્યુનીસીપાલીટીના—બેરામજી શોરાબજી કારડમાસ્ટર, માનકજી શોરાબજી, નવરોજી ફરાંમજી. કલીઆંણ સરકારી—શોરાબજી પદમજી, ખા૦ બા૦ ડા૦ રતનજી રૂસતમજી દાદીના. સાલસેટ—સરકારી—રતનજી ડોશાભાઇ કરાંની. થાંણા—સરકારી—શોરાબજી પદમજી. સીંધખેડા—સરકારી—રૂસતમજી અરદેશર. અલીબાગ—સરકારી—ડોશાભાઇ શાપુરજી. પનવેલ—સરકારી—હોરમજજી માણેકજી ભીમડીવાલા. વસઇ—સરકારી—દીનશાહ કાવશજી. નાશક—સરકારી—ખા૦ બા૦ પીરોજશાહ પેશતનજી. ધગતપુરા—ચુંટી કાઢેલા—હોરમજજી ધનજીભાઇ પટેલ. અમદાવાદ—સરકારી—ખા૦ બા૦ દાદાભાઇ નશરવાનજી નાણાંવટી, ચુંટી કાઢેલા—લવજી મેહરવાનજી વાડીઆ. ખેડા—સરકારી—ખા૦ બા૦ બહમનજી એદલજી મોદી. સતારા—ચુંટી કાઢેલા—ડોશાભાઇ માણેકજી ઘાસવાલા. દેહલુ—ચુંટી કાઢેલા—રતનજી જીવણજી, દાદાભાઇ જીવણજી. કોલાબા—સરકારી—જમશેદજી બમનજી, હોરમજજી માણેકજી ભીમડીવાલા. બીજાપુર—જાંહગીર કે. ન. કાબરાજી. પુણા—સરકારી—જાંગીર માણેકજી ખરશેદજી. નાશક—ચુંટી કાઢેલા—હોરમજજી ધનજીભાઇ

પટેલ, એદલજી મનચેરજી વાછા. બેલગામ—મ્યુનીસીપાલિટિના—ડા૦ ખરશેદજી પેશતનજી ખાઉસ. થાણા—સરકારી—બેરામજી પદમજી; ચુંટી કાઠેલા—વીકાજી મેરજીભાઇ. વલસાડ—મોટાભાઇ શાપુરજી. બીજાપોર—સરકારી—અરદેશર કેખશરૂ કામા. અમદાવાદ—સરકારી—ખા૦ બા૦ ફરદુનજી કુંવરજી તારાપોરવાળા. જંબુસર—સરકારી—બમનજી પેશતનજી.

---

તા૦ ૭ મી આપરેલ.

રોજ ૨૫ માહ ૭ (શ૦) ૧૨૬૭ યજદેજરદી.

મરણ—કેખશરૂ પેશતનજી શીક્ષાગુરૂ[1]—ઉમર વર્ષ ૮૨). શેઠ જીજીભાઇ દાદાભાઇની ભરૂચની જરથોસ્તી છોકરા છોકરીઓની નિશાળમાં પહેલાં રૂ.૫) ને દરમાયે અંદ અવસ્તા શીખવવા માટે રહયા હતા, અને તાલીમ આપવાની કુનેહ એવી સારી હતી કે, જઇફી છતાં એ ખાતાંના ટ્રસ્ટીઓએ એવણને હસ્તકજ એ શાળાનો વહીવટ સોંપેલો હતો. છેલ્લાં ૧૬) વર્ષ થયાં અપંગ થવા છતાં દરરોજ નિયમીત શાળામાં હાજરી આપતા. ૧૮૫૭ નાં ભરૂચનાં હુલ્લડનો હેવાલ બેતબાજીમાં રચેલો હતો.

---

તા૦ ૨૧ મી આપરેલ.

શેઠ જાંહગીરજી જમશેદજી વીમાદલાલ, એમ. એ. એ આતરેની હાઇ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[2]

---

1 શેઠ ફરદુનજી (યુનીવરસીટી રેજીસ્ટ્રાર), અને ડા૦ દારા મનચેરજી દસ્તુરના બાબાવા.

2 ટાઇમસ ઑફ ઇ૦, તા૦ ૨૨ મી આપરેલ ૧૮૯૮.

તા૦ ૨૪ મી આપરેલ.

આજ દીને મુંબઇના જરથોસ્તીઓના અરસપરસના લાભ જાળવનારી મંડળીનાં ફંડના[3] ત્રણે નંબરોના સભાસદોની એક ખાસ સભા મળી હતી. જે વેળા તેની કમીટીના સરનશીન શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ સી. આઇ. ઇ. એ જણાવ્યું કે, "જેમ ફંડ જુનું થાય તેમ જવાન મેમબરો ઘરડા થાય અને તેથી તેઓની સંખ્યામાં મરણની રાસ વધતી જાય તેની ગણતરીના રૂપીયા માટે જોગવાઇ કરી જે અનામત રાખવા જોઇતા હતા તે નહી રાખવાના સબબથી તથા ન ધારેલી મુંબઇ ઉપર મરકીની આફત આવ્યાથી આપણું ફંડ ઘણી મુશકેલીમાં આવી પડયું છે."

સરનશીને જણાવ્યું તેમ ફંડના મેમબરોના મરણોની સંખ્યા બે વર્ષની મરકીના સબબથી એટલી તો વધી ગઇ કે, આગલના કોલો કરતાં વધારે કોલો આપવા છતાં પેહલાં ફંડમાં ૧૧૧), બીજામાં ૧૧૫) અને ત્રીજામાં ૧૧) એટલે જુમલે ૨૩૭) આખા કોલોનું

---

3 ફંડમાં દાખલ થનાર દરેક મેમબરની ઊમરની હદ ૨૦ થી ઊપરની તથા વર્ષ ૫૦ ની અંદરની ઠરાવીછે. સભાસદોની ઊમર, તથા લાભની રકમના પ્રમાણમાં માસીક દરનો કોઠો નકી કીધોછે, જેની રૂહે ઓછામાં ઓછા રૂ. ૭૦૦) અને વધુમાં વધુ રૂ.૧૫૦૦) નો લાભ મળી શકેછે. રૂ.૧૦૦૦) ની રકમ માટે ૨૦) વર્ષની ઊમરે દાખલ થનારા સભાસદને રૂ. ૧-૯-૧૦, ૩૦) નાને રૂ. ૨-૨-૨, ૪૦) નાને રૂ. ૩-૧-૨, અને ૫૦) નાને રૂ. ૪-૧૩-૬ દર મહીને આપવા પડેછે.

એ ફંડના આગળા સભાસદોની સંખ્યા—મરણો—લાભની રકમ વગેરેનો કોઠો નીચે આપ્યોછે:—

| વર્ષ. | | સભાસદો. | | | મરણો. | | | લાભની રકમ. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| યજદેજરદી. | ઇંગ્રેજી. | ફંડ નાં૦ ૧ લું. | ફંડ નાં૦ ૨ જું. | ફંડ નાં૦ ૩ જું. | નાં૦ ૧ લું. | નાં૦ ૨ જું. | નાં૦ ૩ જું. | નાં૦ ૧ લું. | નાં૦ ૨ જું. | નાં૦ ૩ જું. |
| ૧૨૫૯ | ૧૮૮૯-૯૦ | ૨૫૧૭ | | | ૧૯ | | | ૪૩૩૫- ૭-૯ | | |
| ૧૨૬૦ | ૧૮૯૦-૯૧ | ૨૪૯૨ | | | ૪૩ | | | ૪૫૦૩૭-૧૨-૮ | | |
| ૧૨૬૧ | ૧૮૯૧-૯૨ | ૨૪૮૨ | ૨૪૩૩ | | ૩૩ | ૨૫ | | ૪૩૦૪૧-૧૦-૫ | ૧૦૩૦૦- ૦-૭ | |
| ૧૨૬૨ | ૧૮૯૨-૯૩ | ૨૪૪૪ | ૨૪૪૪ | | ૩૭ | ૩૦ | | ૭૧૭૨૬- ૪-૨ | ૫૧૪૫૫- ૮-૬ | |
| ૧૨૬૩ | ૧૮૯૩-૯૪ | ૨૪૪૭ | ૨૪૪૬ | ૨૮૪ | ૩૦ | ૩૮ | ૦ | ૩૧૪૩૬-૧૨-૩ | ૪૬૪૬૮-૧૦-૦ | |
| ૧૨૬૪ | ૧૮૯૪-૯૫ | ૨૪૪૪ | ૨૪૯૦ | ૧૦૨૨ | ૪૭ | ૪૬ | ૭ | ૬૦૫૨૭- ૪-૧ | ૬૦૭૦૪- ૪-૧ | ૧૦૬૪- ૩-૪ |
| ૧૨૬૫ | ૧૮૯૫-૯૬ | ૨૪૪૩ | ૨૪૪૫ | ૧૦૬૭ | ૪૮ | ૫૧ | ૧૭ | ૬૬૬૫૭- ૪-૮ | ૭૦૭૮૬- ૪-૦ | ૧૦૪૬૮- ૪-૨ |
| ૧૨૬૬ | ૧૮૯૬-૯૭ | ૨૪૧૦ | ૨૩૪૫ | ૪૪૬ | ૧૦૧ | ૧૦૭ | ૩૩ | ૭૮૫૭૮- ૪-૪ | ૭૭૨૬૭- ૭-૩ | ૧૪૦૦૭- ૪-૦ |
| ૧૨૬૭ ના પેહલા ૭॥ મહીના. | ૧૮૯૭-૯૮ | ૨૩૧૦ | ૨૨૬૩ | ૪૪૬ | ૬૮ | ૫૪ | ૨૦ | ૩૮૦૫૫- ૭-૫ | ૩૮૬૨૧-૧૫-૧ | ૧૨૦૫૦-૧૪-૧ |

લગભગ ત્રણ લાખ રૂપીયાનું દેવું રહ્યું હતું. એ ઉપરથી એજ શેઠ ફંડોને મુસ્તકીમ પાયા ઉપર મુકવા માટે તેને લગતી સર્વ વીગતોનો એક રીપોર્ટ તૈયાર કરાવી ઇંગ્લાંડ તરફની પોતાની મુસાફરી વેળા ત્યાંના નામીચા એકચ્યુરીઓનું મત લેવા પોતાની સાથે લઇ ગયા અને ત્યાંના ચુનંદા એકચ્યુઆરીઓ મેસરસ મીકસ અને ડંકન ફ્રેઝરનું તે બાબે મત લઇ એક નવી યોજના લઇ આવ્યા. એ યોજના ચોકસ આપવું અને ચોકસ લેવું એ ધોરણ-પર રચવામાં આવી હતી, અને તેને આજની સભામાં બાહલી આપવાથી તા૦ ૧ લી મે ૧૮૯૮ ને દીનથી ફંડ નવાં ધોરણ પ્રમાણે ચલાવ્યું. આ નવા ફેરફાર પછી ત્રણુ ફંડો એકચ્યુઆરીઓની સલાહ પ્રમાણે ભેગા કરી એક કરી નાખ્યુંછે: એ યોજનાની રૂહે ફોલની રકમને બદલે ચોકસ માસીક લવાજમનો ધોરણ દાખલ કરી નોમીનીઓને પણ ચોકસ રકમ આપવાનું ઠરાવ્યું છે.

નવાં ધોરણપર ત્રણુ નંબરનાં ફંડો જોડી નાખ્યા પછીની વીગત:—

| વર્ષ. | સભાસદો. | મરણો. | લાભની રકમ. |
|---|---|---|---|
| યઝ૦ ઇ ગ્રેજી. | | | |
| ૧૨૬૭ છેલ્લા ૪॥ મહીના. | ૫૭૫૫ | ૫૫ | ૯૯૧૧૭-૧૧-૧ |
| ૧૨૬૮ ૧૮૯૮-૯૯ | ૫૧૧૭ | ૨૦૭ | ૧૪૬૫૦૦ |
| ૧૨૬૯ ૧૮૯૯-૦૦ | ૪૦૫૦ | ૨૨૧ | ૨૨૧૭૫૦ |
| ૧૨૭૦ ૧૯૦૦-૦૧ | ૧૮૩૦ | ૧૦૯ | ૮૧૨૦૦ |
| ૧૨૭૧ ૧૯૦૧-૦૨ | ૧૬૨૫ | ૬૮ | ૫૪૩૦૦ |
| ૧૨૭૨ ૧૯૦૨-૦૩ | ૧૫૩૭ | ૬૬ | ૪૬૪૦૦ |
| ૧૨૭૩ ૧૯૦૩-૦૪ | ૧૪૭૨ | ૭૧ | ૫૪૦૦૦ |
| ૧૨૭૪ ૧૯૦૪-૦૫ | ૧૪૨૦ | ૬૯ | ૫૭૦૦૦ |
| ૧૨૭૫ ૧૯૦૫-૦૬ | ૧૪૦૯ | ૫૮ | ૪૩૨૦૦ |
| ૧૨૭૬ ૧૯૦૬-૦૭ | ૧૩૮૦ | ૬૪ | ૪૫૬૦૦ |
| ૧૨૭૭ ૧૯૦૭-૦૮ | ૧૩૩૪ | ૬૭ | ૪૯૬૦૦ |
| ૧૭-૯-૧૯૦૮ થી ૩૧-૧૨-૧૯૦૯ | ૧૨૭૫ | ૮૧ | ૬૨૬૦૦ |
| ઈ. સ. ૧૯૧૦ | ૧૨૫૧ | ૫૧ | ૩૭૮૦૦ |
| ૧૯૧૧ | ૧૨૩૪ | ૫૭ | ૪૬૦૦૦ |
| ૧૯૧૨ | ૧૨૦૪ | ૬૭ | ૫૫૮૦૦ |
| ૧૯૧૩ | ૧૧૯૭ | ૬૧ | ૫૪૪૦૦ |
| ૧૯૧૪ | ૧૨૨૫ | | |
| ૧૯૧૫ | ૧૨૭૨ | ૪૭ | ૩૪૮૦૦ |

યઝદેજરદી ૧૨૬૭ નાં સાલમાં છેલ્લા સાડાચાર મહીનામાં નવાં ધોરણ મુજબ મરનારોના નોમીનીઓને એકંદર રૂ. ૯૯૧૧૭-૧૧-૧ નો લાભ આપ્યો તે ઉપરાંત જુના ફંડોના નોમીનીઓને રૂપીયે આઠ આના અને બે આના લેખે જુમલે રૂ. ૪૩૨૪૦-૯-૩ ઉપલક આપ્યા હતા.

યઝદેજરદી ૧૨૬૮ ના સાલમાં નવાં ધોરણ મુજબ મરનારોના નોમીનીઓને કુલે રૂ. ૧,૪૬,૫૦૦ નો એકંદર લાભ આપ્યો તે ઉપરાંત જુના ફંડોના નોમીનીઓને રૂપીયે આઠ આના, બે આના, દોહડ આનો, તથા એક આનો એમ કરી જુમલે રૂ. ૭૬૦૩૦-૦-૯ આપ્યા.

યઝદેજરદી ૧૨૬૯ નાં સાલમાં ૮૪૬) મેમ્બરો પોતા ઉપર નીકળતા લવાજમો ન ભરવાથી તથા લવાજમો ભરવાની વધુમાં વધુ મુદત પુરી થઇ ગયા પછી ફંડના કાયદા વીરૂધ લવાજમો ભરવા આવ્યાથી તથા ફંડમાં વધુવાર ચાલુ રેહવાની મરજી ન હોવાથી ફંડ સાથનો પોતાનો સંબંધ છોડી ગયા અને તેમને ભરેલાં નાણાંમાંથી કાંઇપણ પાછું મલ્યું ન હતું.

નવાં ધોરણથી ફંડ ચાલુ કીધા પછીના પંદર વર્ષના અરસામાં નોમીનીઓને પગાર કરેલી રકમ રૂ. ૭,૪૭,૫૦૦) એટલે લગભગ રૂ સાડાસાત લાખની થાયછે, અને એજ અરસામાં વધારો રૂ. ૨,૪૪,૩૯૦-૪-૧ રહ્યાછે.

ઇ. સ. ૧૮૯૫ ના સાલમાં ફંડો રેજીસ્ટર કરાવા વીષે પ્રખ્યાત બેરીસ્ટર મી૦ મેકફરસનનું મત લેવામાં આવ્યું હતું જેવણે જણાવ્યું કે જોકે એ ફંડો રેજીસ્ટર થયાં નથી તોપણ તે કાયદાના પુરેપુરાં બંધારણમાં છે જેથી કોઇપણ મેમ્બરના નોમીનીને મેનેજીંગ કમીટી સાથે વાંધો પડયાથી ફંડો રેજીસ્ટર નથી તેથી ઇન્સાફ નહીં મલશે એમ નથી અને ફંડો રેજીસ્ટર કરવાં હોય તો ફંડના સરવે મેમ્બરોની એકમતી જોઇએછે. જો એકપણ મેમ્બર તેથી વીરૂધ હોય તો ફંડો રેજીસ્ટર થઇ શકે નહીં.

આ ઉપરથી ફંડોને રેજીસ્ટર કરવાનો સવાલ પડતો નાખ્યો હતો.

નામદાર સરકારે સને ૧૯૧૨ માં ધી ઇંડીઅન લાઇફ ઇનશયુરંસ કંપનીઓને લગતો નવો કાયદો પસાર કરયો તેની રૂએ આ ફંડમાંથી ઉપજનો ૧/૩ ભાગ દર વરસે ડીપાઝીટ તરીકે મુકવો જોઇયે, તેમ ઇ૦ શ૦ ૧૯૧૫ ની આખરીએ રૂ. ૫૯૦૦૦) એકંદરની સરકારી નોટ સરકારના કંટ્રોલર જનરલને નામે ચહડાવી આપ્યાછે.

એ ફંડની પેહલી કારોબાર મંડલી (જુઓ પાનું ૩૬૩) ઉપરાંત તેમાં અવારનવાર શેઠો ફરદુનજી માણેકજી કાંગા, નવરોજજી જાંગીરજી ગામડીઆ, સ૦ એ૦ એરવદ જીવનજી જમશેદજી મોદી, મેહરવાનજી મનચેરજી કામા, પેશતનજી નશરવાંનજી વાડીઆ, ડાકટરો ખરશેદજી નવરોજજી સહીઆર, જાંગીરજી જમશેદજી ખરશેદજી, દીનશાહ બહમનજી માસ્તર, બરજોરજી હોરમજજી દાંતરા, શેઠો રૂસતમજી ખરશેદજી કામા, હોરમજદયાર કુવરજી કોહયજી, મેહરજીભાઇ નશરવાનજી કુકા, સોરાબજી ફરાંમજી બેંકર, ખા૦ બા૦ જમશેદજી રૂસતમજી દેસાઇ, શોરાબજી બહમનજી માસ્ટર, અને નવરોજજી હોરમજજી કુપર શામેલ થયા છે. સરનશીન તરીકે પ્રથમથી તે ૧૮૯૫ માં પોતાના મરણ સુધી શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટ, ૧૮૯૫ થી ૧૮૯૯ માં તેમનાં મરણ સુધી શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ; અને ૧૮૯૯ થી તે આજ સુધી શેઠ

તા૦ ૨૭ મી આપરેલ.

અંધેરીમાં દવાખાનું બાંધવાને મરહુમ શેઠ નશરવાંનજી જાંગીરજી વાડીઆએ રૂ૫૦,૦૦૦) આપવાની માંગણી કરી હતી. પણ તે અમલમાં મેલાય તેટલાં તેવણ ગુજરી જવાથી તેવણનાં વીધવા બાઇ પીરોજબાઇએ તેવણની તે ખાહેશ અમલમાં મેલવાની ખુશી બતાવી, નામદાર સરકારને રૂ૫૦૦૦) ની કીંમતનો જમીનનો ટુકડો અને રૂ. ૫૦,૦૦૦) ની રકમ આપી હતી.[1]

તા૦ ૪ થી મેએ.

રોજ ૨૨ મો માહ ૮ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—પેશતનજી મનચેરજી ઘડીઆલી, બી. એ.—ઉમર વર્ષ ૩૮). એવણ મુંબઇની સેક્રેટરીયટમાં મદદનીશ સુપ્રીનટેંડંટ તરીકે નોકરી બજાવતા હતા, અને કેટલીક મુદત સુધી કામચલાઉ સુપ્રીનટેંડંટ તરીકે પણ નેમાયા હતા. તબીયતના સુધારા અર્થે નીલગીરી જતાં આરકોનમ ભણી મરણ પામ્યા હતા.

તા૦ ૫ મી મેએ.

મરહુમ શેઠ નશરવાનજી જાંગીરજી વાડીઆનાં નામથી અનતેરનાં પારસી સુવાવડખાનાંને છ બીછાંનાં સમાય એવો એક જુદો વૉરડ બંધાવી આપવાને તેમનાં વીધવા બાઇ પીરોજબાઇએ રૂ. ૨૫,૦૦૦) આપ્યા હતા તે વૉરડનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને એ મરહુમ શેઠની વરસીનો દીવસ હોવાથી સુવાવડખાનાંની કમીટીના પ્રમુખ શેઠ જમશેદજી નશરવાંનજી તાતાએ કીધી હતી.[2]

---

નવરોજજી જાંગીરજી ગામડીઆ. વરકીંગ કમીટીના સરનશીન તરીકે પ્રથમથી તે ૧૮૯૫ સુધી શેઠ માણેકશાહ જાંગીરશાહ તાલેયારખાંન, ૧૮૯૫ થી ૧૮૯૯ સુધી ડાકટર ફરામજી શાપુરજી, ૧૮૯૯ થી ૧૯૦૮ સુધી ખાનબાહદુર બહેમનજી બેહરામજી પટેલ અને ૧૯૦૮ થી આજ સુધી શેઠ ફરામરોજ રૂસતમજી જોશી, સેક્રેટરી તરીકે આનરરી કામ પ્રથમથી તે ઈ૦ સ૦ ૧૯૦૦ સુધી ડાકટર કાવસજી એદલજી દાદાચાનજીએ બજાવ્યું હતું. પણ પછી પગારદાર સેક્રેટરી નેમવામાં આવ્યા છે. ફંડના ધારા સંબધી આનરરી સલાહકાર તરીકે શેઠો જમશેદજી ખરશેદજી કામા (સોલીસીટર), માણેકશાહ જાંગીરશાહ તાલેયારખાં (પલીડર), રૂસતમ ખરશેદજી કામા (સોલીશીટર), અને હોરમજદીયાર કુવરજી કોહયાજી (પલીડર તથા એડવોકેટ) એ બજાવ્યું છે.

૧ એના સંબંધમાં નામદાર સરકારે નીચલો ઠરાવ બાહર પાડયો હતો:—

The following is an extract from the proceedings of Government in the General Department, dated 25th April:—In September, 1896 the late Mr. Nasarvanjee Jehangir Wadia offered through Mr. Temuljee Bhikajee Nariman, and the Surgeon-General with the Government of Bombay, a sum of Rs. 50,000 for the establishment of a dispensary at Andheri, in the Thana District, on the conditions that it should be named the "Manekji Navrojee Wadia Andheri Charitable Dispensary;" should be built by Government on a site selected and presented by him free of cost; and should be maintained by Government. The sum offered would, it was found, not only cover the construction of the dispensary building and the provision of furniture, but when the balance was invested in Government paper, would secure an income sufficient, with an annual grant-in-aid from Government of about Rs. 100, to meet the cost of maintenance. Liberal though these conditions were, his Excellency in Council was unable to accept them as they stood, for the condition imposing the maintenance of the dispensary on Government was contrary to the accepted policy of Government in such matters, as the maintenai ce of such institution falls properly on District Local Boards. Proceedings were taken to overcome the difficulty of this particular condition, but meanwhile Mr. Wadia unhappily died. Upon enquiry being made whether Mr. Wadia's offer was annulled by his de ease, his widow, Bai Pirozbai, expressed her desire to commemorate her husband's name by carrying out the scheme he had initiated, she has now offered a free site costing about Rs. 5,000 and a sum of Rs 50,000 in three and a half per cent. Government paper. His Excellency the Governor in Council is pleased to signify his acceptance of this generous gift, and has instructed the Surgeon-General to ask Mrs. Wadia to place her donation at the disposal of the District Local Board of Thana, and to make the necessary detailed arrangements in consultation with her and the Collector of Thana. The Surg on-General has also been requested to convey the best thanks of Government to Mrs. Wadia, but his Excell ncy the Governor in Council desir s to make a public acknowledgment of her beneficent charity in furnishing with a dispensary a town where the need of medical relief is already great and is likely rapidly to increase with the extension of the suburbs of Bombay.

ટાઈમ્સ ઑફ ઈં૦, તા૦ ૩૦ મી આપરેલ ૧૮૯૮.

૨ જામે જમશેદ, તા૦ ૬ ઠી મેએ ૧૮૯૮.

તા૦ ૧૦ મી મેએ.

મુંબઇનાં ગરીબ જરથોસ્તીઓનાં રેહઠાંણોની મંડલી૧

૧ મુંબઇનાં ગરીબ જરથોસ્તીઓનાં રેહઠાંણોનાં ફંડને લગતી યોજના ૧૮૮૭ નાં સાલમાં બા. બા. મનચેરજી કાવશજી મરઝબાને રચી હતી, અને પેહલાં મકાંનનો પાયો હસ્તક એક ધર્મનું દવાખાનું શેઠ ધનજીભાઇ એદલજી આલબલેસ ચેરીટેબલ ડીસપેનસરીના નામથી બંધાવી તેના તા૦ ૩૧ મી મારચ ૧૮૮૯ ને દીને નાખ્યો હતો. એ મંડલી હસ્તક ઇ. સ. ૧૯૧૫ નાં સાલ સુધીમાં નીચલાં મકાંનો બંધાઇ વસાયાં છે:—

| કયાં વર્ષમાં મકાન બંધાયું. ૧. | કોણે બંધાવેલું. ૨. | કોણની યાદગીરીમાં મકાન બાંધવામાં આવ્યું. ૩. | મલેલી રકમ. રૂપયા. ૪. | ખરચાએલી રકમ. રૂપયા. ૫. |
|---|---|---|---|---|
| (૧) ૧-૧૨-૧૮૮૯ | ટ્રસ્ટીઓએ મરહુમની પુંજીમાંથી આપેલા. | શેઠ નશરવાનજી નવરોજજી બોદની. | ૧૦,૭૧૪ | ૧૨,૦૪૭ |
| (૨) ૨-૧૧-૧૮૯૧ | સરઅવસરે ભરાએલાં નાણાંમાંથી બાંધેલું પહેલું મકાન. | જુદાં જુદાં બાનુઓ અને ગ્રહસ્થોની. | ૧૧,૦૦૦ | ૧૧,૦૬૭ |
| (૩) ૨ ૧૧-૧૮૯૧ | વારસોએ. | શેઠ ખરશેદજી પાલનજી પાંઊવાલાની. | ૬,૫૦૦ | ૬,૮૦૩ |
| (૪) ૨-૧૧-૧૮૯૧ | શેઠ ફરદુનજી ધનજીભાઇ આૅલબલેસે. | શેઠ એદલજી ફરદુનજી આૅલબલેસની. | ૧૬,૪૦૦ | ૧૬,૯૬૨ |
| (૫) ૧૧-૧૨-૧૮૯૨ | બાઇ આવાંબાઇ કાવસજી બેજનજી કરાંણી, તે શેઠ એદલજી ફરાંમજી આૅલબલેસનાં બેટીએ. | પોતાનાં નામથી. | ૧૯,૫૦૦ | ૧૯,૬૬૭ |
| (૬) ૧૫–૬–૧૮૯૩ | બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટે. | શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટની. | ૬,૦૦૦ | ૬,૦૮૬ |
| (૭) ૧૧-૧૧-૧૮૯૪ | સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટે. | પોતાનાં નામથી. | ૧૫,૦૦૦ | ૧૫,૭૨૦ |
| (૮) ૯--૨-૧૮૯૬ | શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટે. | શેઠ માણેકજી નશરવાંનજી પીટીટની. | ૧૦,૫૦૦ | ૧૦,૨૯૫ |
| (૯) ૯--૨-૧૮૯૬ | શેઠ બહમનજી દીનશાહજી પીટીટે. | બાઇ હમાબાઇ માણેકજી નશરવાનજી પીટીટની. | ૧૦,૫૦૦ | ૧૦,૨૯૫ |
| (૧૦) ૯--૨-૧૮૯૬ | બાઇઓ હીરાંબાઇ જમશેદજી નશરવાંનજી પીટીટ, માણેકબાઇ પીરોશાહ બમનજી જીજીભાઇ, તથા બચુબાઇ મેહેરવાંનજી સોરાબજી જમશેદજી તે સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટનાં બેટીઓએ. | લેડી શાકરબાઇ દીનશાહજી પીટીટની. (પહેલું મકાંન). | ૧૦,૫૦૦ | ૧૦,૨૯૫ |
| (૧૧) ૯--૨-૧૮૯૬ | બાઇઓ ભીખાઇજી દાદી નશરવાંનજી દાદી, નવાજબાઇ પીરોજશાહ મહેરવાંનજી જીજીભાઈ, તથા હમાબાઇ ફરાંમજી રૂસ્તમજી કામા, તે સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટનાં બેટીઓએ. | લેડી શાકરબાઇ દીનશાહજી પીટીટની. (બીજું મકાંન). | ૧૦,૫૦૦ | ૧૦,૨૯૫ |
| (૧૨) ૫--૬-૧૮૯૮ | સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટે. | શેઠ કાવસજી દીનશાહજી પીટીટની. | ૧૩,૫૦૦ | ૧૩,૧૧૯ |
| (૧૩) ૫--૬-૧૮૯૮ | સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટ, તથા બેટા બેટીઓએ. | બાઇ રતનબાઇ ફરામજી દોરાબજી પાંડે, તે સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટનાં બેટીની યાદમાં. (નિશાળનું મકાંન). | ૨૦,૧૫૪ | ૧૭,૬૨૦ આ ઇમારતમાં રૂ.૪૭૨૦) ની કિમતે, પાછલથી વધારો કરવામાં આવ્યોછે, જેથી કુલેરૂ.૨૨,૩૪૦) નો ખર્ચ થયોછે. |

નીભાવ માટે એ મરહુમ શેઠની પુંજીમાંથી રૂ.૨૫૦૦૦) | તથા તેમની બેટી બાઇ દીનબાઇએ આપેલા રૂ.૫૦૦૦)

| ૧. | ૨. | ૩. | ૪. | ૫. |
|---|---|---|---|---|
| (૧૪) ૨૭-૧૧-૧૮૯૮ | બાઇ ગુલબાઇ કેખશરૂ રૂસતમજી ભીન વાલા, તે શેઠ પેશતનજી નશરવાંનજી વાહડીઆનાં બેટીએ. | શેઠ કેખશરૂ રૂસ્તમજી ભીન વાલાની. | ૧૦,૦૦૦ | ૯,૯૨૩ |
| (૧૫) ૨૭-૧૧-૧૮૯૮ | સરઅવસરે ભરાયલાં નાણાંમાંથી, તથા જૅનરલ ફન્ડમાંથી, તથા એક વખતે સ્થાપવા ધારેલી પારસી હૉસ્પિટલ ફન્ડમાં ભરાએલાં નાણાંમાંથી. | જુદાં જુદાં બાનુઓ અને ગ્રહસ્થોની. | ૧૨,૭૪૭ | ૧૨,૭૪૭ |
| (૧૬) ૨૭-૧૧-૧૮૯૮ | ઍકઝીકયુટરોએ તથા બેટી બાઇ દીનબાઇ તે શેઠ ડોસાભાઇ દાદાભાઇ ઑલબલેસનાં ધણીઆણીએ. | શેઠ ધનજીભાઇ એદલજી ઑલબલેસની. (દવાખાંના માટે મકાંન). | ૯,૦૦૦ | ૮,૭૭૦ |
| (૧૭) ૨૭-૧૧-૧૮૯૮ | શેઠો મેહેરવાનજી તથા હોરમસજી મનચેરજી કામાએ. | શેઠ મનચેરજી ફરાંમજી કામા તથા ધણીઆંણી બાઇ આવાંબાઇની. | ૫૫,૬૨૨ | ૫૫,૬૨૨ રૂ.૫,૬૨૨) મકાંન ઊપરની તજવી રૂ.૫૦,૦૦૦)ની લગાડવા બાદ મળ્યા હતા. |
| (૧૮) ૩૦--૪-૧૮૯૯ | મરહુમની પુંજીમાંથી એઓના વારસોએ. | શેઠ જેહાંગીરજી રૂસ્તમજી મોદીની. | ૧૨,૦૦૦ | ૧૦,૯૭૦ |
| (૧૯) ૩૦--૪-૧૮૯૯ | શેઠ કાવસજી બેજનજી પારખે, મરહુમની પુંજીમાંથી. | બાઇ ગુલબાઇ કાવસજી બેજનજી પારખ, તે શેઠ જીવાજી જમુબાઇનાં બેટીની. | ૧૮,૦૦૦ | ૧૭,૭૮૩ |
| (૨૦) ૧--૪-૧૯૦૦ | મરહુમની પુંજીમાંથી તથા છોકરાંઓએ. | બાઇ બાઇજી સોરાબજી ફરાંમજી પટેલની. | ૯,૪૦૭ | ૯,૨૬૦ |
| (૨૧) ૨૧--૩-૧૯૦૧ | શેઠ દીનશાહજી હીરજીભાઇ માલેગામવાલાએ, મરહુમની પુંજીમાંથી. | બાઇ આવાંબાઇ દીનશાહજી હીરજીભાઇ માલેગામવાલાની. | ૧૬,૦૦૦ | ૧૬,૨૧૦ |
| (૨૨) ૨૫--૨-૧૯૦૩ | શેઠ ફીરોજશાહ માણેકજી કાકાએ, મરહુમની પુંજીમાંથી. | બાઇ દોસીબાઇ ફીરોજશાહ માણેકજી કાકા, તે મરહુમ શેઠ સોરાબજી ફરાંમજી પટેલનાં બેટીની. | ૧૨,૦૦૦ | ૧૨,૦૦૮ |
| (૨૩) ૨૫--૨-૧૯૦૩ | શેઠ ફરદુનજી ફરાંમજી કરાકાએ, મરહુમની પુંજીમાંથી. | શેઠ શાવકશાહ ફરદુનજી ફરાંમજી કરાકાની. | ૫,૬૪૫ | ૫,૭૩૩ |
| (૨૪) ૨૫--૨-૧૯૦૩ | 'રાસ્ત ગોફતાર' ની મારફતે જાહેર ઊઘરાણું કરી ભરાવેલા, તથા જૅનરલ ફન્ડમાંથી આપેલા. | ખાનબાહાદુર મનચેરજી કાવસજી મર્ઝબાન, સી. આઇ. ઈ. ની. | ૧૫,૯૮૮ | ૧૫,૯૮૮ |
| (૨૫) ૨૨-૧૨-૧૯૦૫ | બાઇ સુનાબાઇ ધનજીશાહ માણેકજી લાલકાકા તથા બેશીઓએ. | શેઠ ધનજીશાહ માણેકજી લાલકાકા, તથા બેટા અરદેશર, અને બેટી બચુબાઇની. | ૮,૦૦૦ | ૮,૩૩૪ |
| (૨૬) ૨૪--૩-૧૯૦૬ | બાઇ જરબાઇની પોતાની પુંજીમાંથી, તથા બેટા શેઠ હોરમસજી જેહાંગીરજી તાલેયારખાંને ઊમેરેલા. | બાઇ જરબાઇ જેહાંગીરજી મનચેરશાહ તાલેયારખાંન, તે શેઠ ફરદુનજી દોસાભાઇ પારખનાં બેટીની. | ૫,૨૦૦ | ૬,૦૬૪ |

(ફુટનોટ પાને ૬૯૦ થી ચાલુ.)

| ૧. | ૨. | ૩. | ૪. | ૫. |
|---|---|---|---|---|
| (૨૭) ૧--૭-૧૯૧૫ | મરહુમ શેઠ જમશેદજી કાવસજી પટેલનાં વશીયતનામાંમાં ફરમાવ્યા મુજબ તેઓના એક્ઝીક્યુટરોએ.<br>બાઇ રતનબાઇ ખરશેદજી નશરવાંનજી વાહાડીઆએ. | શેઠ કાવસજી એદલજી પટેલ તથા ધણીઆંણી બાઇ દીનબાઇની.<br>બાઇ સુનાબાઇ સોરાબજી કાવસજી પાંઊવાલા તથા શેઠ ફીરોઝશાહ ખર શેદજી વાહાડીઆની. | ૧૬,૦૦૦ શેઠ પટેલના રૂપ્યા ૧૦,૦૦૦) છે. તથા બાઇ વાહાડીઆના હાલ રૂ.૬,૦૦૦) છે. | |
| (૨૮) ૨.--૩-૧૯૧૫ | પરબના હાલના એકલા હઇઆત ટ્રસ્ટી શેઠ દાદી નશરવાંનજી દાદીએ આપેલા. | મરહુમ શેઠ અરદેસર દાદી, તે "દાદીશેઠ પરબ" ના અસલ સ્થાપકની. (એ પરબ ની ઊપજમાંથી બાંધેલું). | ૧૮,૧૧૫ (આ રકમ વ્યાજે વધી આસરે રૂ.૨૨,૦૦૦)ની થવા ગઇછે.) | |
| (૨૯) ૧૯૧૫ | શેઠ ફરાંમજી હોરમસજી બહમનજી શેઠનાંએ. | શેઠ હોરમસજી બહમનજી સોહ-બજી શેઠનાંની. | ૪૦,૦૦૦ (આ મકાનનું બાંધકામ હાલ ચાલેછે; અને તે પાછળ આસરે રૂ.૪૦,૦૦૦)નો ખર્ચ થશે, અને તે બાંધવાની ઇજનેરી દેખરેખ એજ સાહેબ તરફથી રખાય છે.) | |

(અગ્રીપાડા ઉપર ઈમપ્રૂવમેન્ટ ટ્રસ્ટ પાસેથી પટે લીધેલી જમીન ઉપર નીચલાં મકાંનો બંધાયાંછે.)

| | | | | |
|---|---|---|---|---|
| (૩૦) ૨૦-૧૨-૧૯૦૪ | બાઇ જરબાઇ હોરમસજી માણેકજી દાદાચાંનજીએ. | શેઠ હોરમસજી માણેકજી દાદાચાંનજી તથા શેઠો રૂસ્તમજી તથા શાપુરજી બાટલાની. | ૩૮,૦૦૦ રૂ.૪,૭૫૭ વ્યાજનાં મળેલાછે. | ૪૫,૮૧૯ |
| (૩૧) ૨૦-૧૨-૧૯૦૪ | ચીનવાલા શેઠ હોરમસજી નશરવાંનજી કુપરે. | શેઠ નશરવાંનજી ધનજીબાઇ હીરજીબાઇ કુપરની. | ૨૭,૦૦૦ | ૩૦,૩૮૧ |
| (૩૨) ૧૯૧૬ | બાઇ પીરોજબાઇ નશરવાંનજી જેહાંગીરજી વાહડીઆએ સ્થાપેલાં ચૅરિટી ફન્ડ મધેના ટ્રસ્ટીઓએ. | શેઠ નશરવાંનજી જેહાંગીરજી વાહાડીઆની. | ૪૦,૦૦૦ | ૪૧,૫૧૫ |
| (૩૩) ૧૯૧૧ | હાંગકાંગવાલા સર હોરમસજી નવરોજજી મોદી નાઇટે. | શેઠ મેહેરવાંનજી હોરમસજી મોદીની. | ૨૨,૦૦૦ | ૨૧,૧૯૬ |
| (૩૪) ૧૯૧૨ | શેઠ બરજોરજી માણેકજી તાલુકદારે તથા ધણીઆંની બાઇ માણેકબાઇએ. | બાઇ પીરોજબાઇ માણેકજી ભરૂચા તથા શેઠ માણેકજી રતનજી ભરૂચા તે શેઠ બરજોરજી માણેકજી તાલુકદારનાં માતાજીની તથા બાવાજીની તથા પોતાનાં બેહસ્તનશીન ભાઇઓ તથા બહેનોની. | ૨૫,૦૦૦ | ૨૬,૨૬૪ |

મળી રૂ.૩૦૦૦૦) ની રકમ આજ દીને આપી હતી.[1]

તા૦ ૨૧ મી મેએ.

આજ દીને નામદાર માહરાણીજીની સાલગરેહની ખુશાલીમાં અપાએલા ખેતાબોમાં કલીઆણીના સરકારી તબીબ ડાક્ટર રતનજી રૂસતમજી દાદીના, થાણાના સરકારી તબીબ ડાક્ટર ફરામરોજ અરદેશર મુસ, તથા કછનાં રાજ્યના કારભારી શેઠ પેશતનજી સોરાબજી ભુજવાલાને "ખાંનબાહદુર" ના ખેતાબો; તથા કરાંચીવાલા શેઠ જમશેદજી હોરમજજી માસટર, પુણાંવાલા એ૦ મેહર હોશંગ દસ્તુર જામાસ્પઆશાના, અને અહમદનગરવાલા શેઠ બેહરાંમજી શોરાબજી કારડ માસટર, એમ. એ. ને "ખાંનસાહેબ" ના ખેતાબો આપવામાં આવ્યા હતા.[2]

તા૦ ૨૩ મી મેએ.

નામદાર માહરાંણીજીના હોકમથી પ્રીનસ ઑફ વેલસે આજ દીને લંડન મધે સેંટ જેમસીસ પેલેસમાં ભરેલી લેવીમાં શેઠ નશરવાંનજી બરજોરજી બેહરાંમજી ડાકટર હાજર થયા હતા.[3]

તા૦ ૨૪ મી મે.

આજે મરહુમ મહારાણીજી વીકટોરીયાની ૮૦) મી સાલગરેહને દીને પારસી લખનારાં બાનુઓ અને ગ્રહસ્થોનો એક મેલાવડો[4] શેઠ ફરામજી કાવસજી બનાજીવાલાં આતશ-

---

ગરીબ જરથોશ્તીઓનાં રેહઠાંણુ ફંડના પેહલા ટ્રસ્ટીઓ નીચલા હતા:—શેઠો શોરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ; શોરાબજી ફરાંમજી પટેલ, ખા. બા. મનચેરજી કાવશજી મરજબાંન, અને બહમનજી બેહરાંમજી પટેલ. પછી અવારનવાર ખાલી પડતી જગાએ શેઠો ફરાંમજી દીનશાહજી પીટીટ, બહમનજી દીનશાહજી પીટીટ, મેહરવાંનજી મનચેરજી કામા, બેહરાંમજી નવરોજજી ગામડયા, અને ડા૦ સર તેમુલજી ભીખાજી નરીમાન નેમાયાછે.

એ ખાતાંની પેહલી કારોબાર મંડળી નીચલા ગ્રહસ્થોની હતી:—સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, સી. એસ. આઇ., સર દીનશાહજી માણેકજી પીટીટ, નાઇટ; શેઠો ફરાંમજી નશરવાંનજી પટેલ, બેહરાંમજી જીજીભાઇ સી. એસ. આઇ., નશરવાંનજી માણેકજી પીટીટ, ખરશેદજી ફરદુનજી પારખ, દસ્તુર પેશોતન બેહરાંમજી સંજાણા, એમ. એ., ડા૦ ફી., દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાના, એમ. એ., ડા૦ ફી., શોરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ., શોરાબજી ફરાંમજી પટેલ, ખરશેદજી રૂસતમજી કામાજી, જમશેદજી નશરવાંનજી તાતા, હોરમજજી એદલજી આલબલેસ, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, ફરાંમજી દીનશાહજી પીટીટ, ખરશેદજી માણેકજી શેઠના, દારાશાહ રતનજી ચીજગર, જમશેદજી ખરશેદજી કામાજી, કેખશરૂ નવરોજજી કાબરાજી, કાવશજી મેહરવાંનજી શરાફ, ખરશેદજી નશરવાંનજી સીરવઇ, મેહરજીભાઇ રૂસતમજી ખરાસ, હોરમજજી મેહરવાંનજી નારીયળવાલા, કુવરજી નવરોજજી કંટ્રાકટર, નવરોજજી નશરવાંનજી વાડીઆ, ફરાંમજી રૂસતમજી વીકાજી, નવરોજજી નશરવાંનજી બોડ, બહમનજી બેહરાંમજી પટેલ, ખા. બા. મનચેરજી કાવશજી મરજબાંન (હાનરરી સેક્રેટરી), જમશેદજી નશરવાંનજી પીટીટ (ખજાનચી). શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટ એ ઓહ્દો ચલાવ્યા પછી એકજ વર્ષમાં ગુજરી જવાથી શેઠ બહમનજી બેહરાંમજી પટેલ ખજાનચી નેમાયા હતા, અને ૧૯૦૮ માં પોતાનાં મરણ તુલીક એ કામ બજાવ્યું હતું. એમની પછી શેઠ બેહરાંમજી નવરોજજી ગામડયા નેમાયાછે. એ કામના સ્થાપક અને સેક્રેટરી પેહલેથી તે આજે ૧૯૧૬ સુધી ખા. બા. મનચેરજી કાવશજી મરજબાંન સી. આઇ. ઇ. છે. કારોબાર મંડલીના ઊપલા પેહલે ઠેડવેલા ગ્રહસ્થો ઊપરાંત સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, શેઠો બહમનજી દીનશાહજી પીટીટ (સરનશીન), મેહરવાંનજી મનચેરજી કામા, હોરમજજી મનચેરજી કામા, ડા૦ સર તેમુલજી ભીખાજી નરીમાન, નાઇટ; રૂસતમજી બેહરાંમજી જીજીભાઇ, ફરદુનજી શોરાબજી તાલેયારખાં, બારીસ્ટર; જાંહગીર ડોસાભાઇ ફરાંમજી, આઇ. એસ. ઓ., બેજનજી હોરમજજી આલબલેસ, અરદેશર ખરશેદજી પાંઊવાલા, જમશેદજી પેશતનજી મીસ્રી, ધનજીશાહ પેશતનજી ભેદવાર, રૂસતમજી પેશતનજી સર્વાંની, બેહરાંમજી નવરોજજી ગામડીઆ (ઓ૦ જોઇંટ સેક્રેટરી અને ખજાનચી) તરીકે અવારનવાર સામેલ થયા કીધાછે.

[1] જામે જમશેદ, તા૦ ૧૪ મી મેએ ૧૮૯૮.

એ રકમમાંથી રૂ.૭૦૦૦) ખરચી એક મકાંન, અને તે માટે રૂ.૧૭૦૦) ની જમીન લેઇ, બાકી રકમ નીભાવ માટે રાખી દવાખાનાનો લાભ ત્યાં વસતા ગરીબ જરથોશ્તીઓને આપવાની સરત હતી. નીભાવ ફંડમાં નીચલી રકમ ત્યાર પછી અનામત રાખવા મલીછે:—રૂ.૧૦૦૦) બાઇ દીનબાઇ ડોસાભાઇ આલબલેસે પોતાના ધણીનાં પુન માટે, રૂ.૫૦૦) શેઠ હોરમજજી એદલજી આલબલેસ અને ધણીઆંની બાઇ મેહરબાઇએ પોતાના ભત્રીજા શેઠ ડોસાભાઇ દાદાભાઇ આલબલેસનાં પુન માટે.

[2] ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૨ મી મેએ ૧૮૯૮.

[3] જામે જમશેદ, તા૦ ૧૩ મી જુન ૧૮૯૮.

[4] રાસત ગોફતાર, તા૦ ૨૯ મી મે ૧૮૯૮.

એ મંડલની નેમ અને મતલબ એ છે કે:—

(ક) પારસી લેખક વર્ગના લાભ જાળવવા.

(ખ) પારસી કોમને લગતા તથા ગુજરાતી સાહીત્ય સંબંધી સવાલો ઊપર સભાસદોને વાદવીવાદની તક આપવી અને જાહેર લખનારાઓ વચ્ચે એખલાસ વધારવો.

(ગ) તે માટે પારસી બાનુ અને ગ્રહસ્થ લખનારાઓને એકઠા મેલવવા અને તેમની વચ્ચે વાતચીત તથા આચાર-વિચારનો આવજો-જાવજોનો વેહવાર વધારવો.

(ઘ) જો કોઇ તકરારી બાબદમાં, મંડલનાં મત તરીકે દરખાસ્ત પસાર કરવી હોય તો હાજર સભાસદોનો પોણો ભાગ તરફેણ હોય તોજ, મંડલના મત તરીકે બાહેર પાડવી.

(ઙ) સભાસદો પાસે તેમજ બીજા જાણીતા લેખકો યા વકતાઓ પાસે ભાષણો અપાવવાં, નીબંધો લખાવવા, ચોપડી-ચોપાનીયાં લખાવવાં તથા વાદવિવાદ ચલાવવો.

એ મંડલ અવારનવાર ખાણાના મેલાવડાઓ કરી લખનારાઓ વચ્ચે ભાઇચારો વધારવાની અને ભાષણો અપાવી જ્ઞાન વધારવાની કોશેશો કરે છે. અને તેમ પારસીઓ પાસે

બહેરાંમમાં શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીનાં પ્રમુખપણાં હેઠલ મળ્યો હતો. અને એ રીતે "પારસી લેખક મંડળ" નામનાં મંડળની સ્થાપના થઇ હતી.

શેઠ નશરવાંનજી રૂસ્તમજી મીસ્ત્રીએ "અમેરીકન એસોસીએશન ઑફ પબલીક એકાંઉટંટસ" ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધાથી તેવણને એ આસોસીએશનના એક હાનરરી મેમબર તરીકે ચુંટી કાઢયા હતા. એ ઉપરાંત લંડનની ઇનકોરપોરેટેડ એકાંઉંટંટોની સોસાઇટીએ એવણને પોતાના એક "ફેલો" નું માન આપ્યું હતું.[1]

---

અપાવેલાં ભાષણોની ટીપ નીચે આપ્યે છીએ:—શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ—જુદી જુદી ભાષાઓના શબ્દોનાં મુળ અને ઊતપંતીનીં તવારીખ, ગુજરાતી ભાષાની જોડણીના નીયમો, ફરોહર એટલે શું, અથોરનાન અને તેમની અવરતા સાહીત્યની કેળવણી, ફરવરદેગાંન, અંજુમનની સભા, પારસી સેંત્રલ કૉલેજની જરૂર છે યા નહી, પારસીઓએ રાજદવારી સવાલોમાં ભાગ લેવો કે નહી અને લેવો તો કેવો લેવો, પારસી પંચાયતનું બંધારણ કેવું હોવું જોઇએ, વગેરે. શેઠ પાલનજી બરજોરજી દેસાઇ-એક નવીન વ્યંજન, ગુજરાતીનો જનમ, જરથોસ્તીઓમાં જુદદીન સવાલ, જુની ગુજરાતી ભાષા, થોડાક નવા વર્ણો, નવી ગુજરાતી યાને પારસી ગુજરાતી અને હિંદુ ગુજરાતી, જુની ગુજરાતી વીરૂદ્ધ હાલની ગુજરાતી, ગુજરાતના ધર્મસુધારક કવીઓ, ફરદુનજી મર્ઝબાનજી—દેશી છાપાના સ્થાપક અને પેહલા પારસી લેખક, પારસી હાલરડું અને તેની ટુંક સમજણ, લડાઇ લડનારાં લાખોનાં લશકરો—૫૧ લાખ માણસોનાં એક પારસી લશકરની કાહણી, વગેરે. શેઠ રતનજી ફરાંમજી શેઠનાં—પ્રાચીન કાળનો પોશાક અને તેની ઊતપંતી. શેઠ દારાશા રતનજી ચીજગર—પારસી કોમ તેની હાલની ચહડતી હાલતે કેમ પુગી અને તેમાં સુધારોવધારો કેમ થાય. શેઠ પેશતનજી ખરશેદજી તારાપોરવાલા—લેખકની માહન કળાના નીયમો. શેઠ દોરાબજી એદલજી ગીમી—જુદદીન સાથનાં લગનનો સવાલ—યુરેજીયન અને એવી થોડીક કોમના દાખલાપરથી નીકલતો સાર. બાઇ મેહરબાઇ ધનજીભાઇ વાડીઆ—નવીન ગુજરાતી શાળાપોથીઓ. શેઠ જાલભાઇ દોરાબજી બરડા—ઇંગલાંડ અને જરમનીનાં કેળવણીખાતાંઓની રૂઢી. શેઠ રૂસ્તમજી પેશતનજી કરકરીયા—પાંચ પ્રસીદ્ધ પારસી પત્રકારો, પારસીઓ અને ઇરાંન વિષે બે બોલ—હાલમાં ચરવાતા સવાલ વિષે વાદવીવાદ; અને તેજ રીતે ૧૯૧૪ ની જર્મની સાથની લડાઇમાં ઇંગલાંડે શા કાજે ઝીપલાવ્યું તે માટે ભાષણોની એક હારમાલા એવણે ગોઠવી તેમાંના ૬) ભાષણો પોતે આપ્યાં હતાં. શેઠ રૂસ્તમજી પેશતનજી મસાંની—દશ હજાર ગ્રીક સીપાહોનાં ઇરાંનમાં પરાક્રમો—ગ્રીક તવારીખનવેશ ઝેનોફનના કીસ્સાની સચ્ચાઇની તપાસ (ઝેનોફનનો ઊપલો હેવાલ એકતરફી અને ઇરાંનીઓને ખરાબ લગાડનારો હોવાથી તેનાં ઇંગ્રેજી તરજુમાનું પુસ્તક જે યુનીવરસીટીએ ટેક્ષટ-બુક તરીકે આપ્યું હતું તે એજ શેઠે યુનીવરસીટીપર પત્ર લખી અભ્યાસક્રમમાંથી કહડાવી નાખ્યું હતું.) શ. એ. એરવદ જીવણજી જમશેદજી મોદી—પુરાણા નવીસંદાઓ (લેખકો) અને ૧૯૧૪ ની લડાઇ વિષે ત્રણ ભાષણો આપ્યાં હતાં. ડા૦ રૂસ્તમ નાનાભાઇ રાણીના—ફ્રાંસના ત્રીજા નેપોલીયન અને હાલના કયસરની ખાસીયત અને કારકીર્દીની કાહણી. એ ઊપરાંત એ મંડળે કેટલાક હિંદુ ગ્રહસ્થો પાસે પણ ભાષણો અપાવ્યાં હતાં. ૧૯૧૪ માં એ મંડળના ૮૭) સભાસદો—જેમાં ૧૬) બાનુઓ હતાં, અને કુલ પુંજી રૂ.૫૨૨ાા૫) ની હતી.

એ મંડલની પેહલી કમીટી નીચલા ગ્રહસ્થોની ગોઠવાઇ હતી:—શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજી (સરનશીન), શેઠ કૈખશરૂ નવરોજજી કાબરાજી (નાયબે-સરનશીન), શેઠ ધનજીભાઇ જીવાજી ઘાંડી (ખજાનચી), શેઠો શેરાબ લીમજીભાઇ પાલમકોટ અને ધનજીભાઇ નવરોજજી પટેલ (જોડયા સેક્રેટરીઓ) અને [illegible] બા. બા. દારાશા રતનજી ચીજગર, શેઠો બહમનજી નવ[illegible] કાબરાજી, રૂસ્તમજી પેશતનજી કરકરીયા, [illegible] બરજોરજી પેમાસ્ટર, રતનજી બેહરાંમજી માદન, [illegible] દીનશાહ મુકાદમ, અને માણેકજી કાવશજી પટેલ (અધીકારીઓ). ત્યારપછી સરનશીનનાં ૧૯૦૪ માં નીપજેલાં મરણથી બા. બા. દારાશા રતનજી ચીજગર ૧૯૧૨ સુધી અને પછી ડા૦ જીવણજી જમશેદજી મોદી ૧૯૧૨ થી સરનશીન થયા છે. અને સેક્રેટરીઓ તરીકે:—

| | | | |
|---|---|---|---|
| શેઠ | ધનજીભાઇ નવરોજજી પટેલ. | ૧૮૯૮ થી | ૧૯૦૪ માં રાજીનામું. |
| " | શેરાબ લીમજીભાઇ પાલમકોટ. | ૧૮૯૮ થી | ૧૯૦૯ માં મરણ. |
| " | રતનજી બેહરાંમજી માદન. | ૧૯૦૪ થી | ૧૯૧૦ માં મરણ. |
| " | રૂસ્તમજી હોરમજજી મીસ્ત્રી. | ૧૯૧૦ થી | ૧૯૧૩ માં રાજીનામું. |
| " | રૂસ્તમજી નશરવાંનજી મુનશી. | ૧૯૧૩ થી | ચાલુ છે. |

એ મંડળની ૧૯૧૪ ની કમીટીમાં નીચલા શેઠો છે:—શ. એ. ડાકટર જીવણજી જમશેદજી મોદી (પ્રમુખ), શેઠો પાલનજી બરજોરજી દેસાઇ અને દોરાબજી એદલજી ગીમી (ઊપ-પ્રમુખો), રૂસ્તમજી નશરવાંનજી મુનશી (ઓ૦ સેક્રેટરી અને ખજાનચી), બાઇઓ બીખાઇજી લીમજીભાઇ પાલમકોટ, શીરીન કૈખશરૂ કાબરાજી, શેઠો રૂસ્તમજી પેશતનજી મસાની, રૂસ્તમજી પેશતનજી કરકરીયા, બહમનજી નવરોજજી કાબરાજી, જાંહગીર નશરવાંનજી પોલીશવાલા, રૂસ્તમજી હોરમજજી મીસ્ત્રી, અને પીરોજશાહ દીનશાહ મુકાદમ.

[1] જામે જમશેદ, તા૦ ૨૫ મી મેએ ૧૮૯૮.

એવણે બુક કીપીંગ (હીસાબના ચોપડાઓ કેમ રાખવા) વીગેરે શીખવવાનો એક વર્ગ ૧૮૯૬ માં ઊંઘાડયો હતો, અને તે વર્ગના ચેલાઓની પરીક્ષા "લંડન સીવીલ સરવીસ એંડ યુનીવરસીટી કાલેજ એકાઊંટસી" ના પરીક્ષકો પાસે લેખીત સવાલો મંગાવી, ૧૮૯૮ ના જાનેવારીમાં લીધી હતી, જેનાં પરીણામમાં નીચલા છ પારસીઓ એકાઊંટંટ તરીકે પસાર થયા હતા—

**પેહલો વર્ગ**—પાલણજી નવરોજી મરોલીઆ, એરચશાહ નાનાભાઇ ખરેઘાત, બી. એ.,

**બીજો વર્ગ**—નાદરશાહ દોરાબશાહ પટેલ, કાવશજી માણેકજી મેહતા, ધનજીભાઇ મનચેરજી નાનજી, રૂસ્તમજી ફરશાસપજી મોદી.

### તા૦ ૩૧ મી મેએ.

રોજ ૧૯ માહ ૯ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

કુવેટા મધે જરથોસ્તી રવાંનોને જુમિડા કરવાની જગા આગલ રાતનાં બતી મુકવા ત્યાં ધર્મક્રિઆ કરવાને એક શગડી ત્યાંવાલા શેઠ ભીખાજી એદલજી વાછાએ પોતાને ખરચે બંધાવી ક્રિઆને લગતા સર્વે સરસામાન સાથે આજ દીને એક જશન કરી ત્યાંની અંજુમનને સ્વાધીન કીધી હતી.[1]

---

### તા૦ ૧ લી જુન.

રોજ ૨૦ માહ ૯ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—કાવસાહ ધનજીશાહ દાદાભાઇ ફોજદાર—ઉમર વર્ષ ૨૩). ખા૦ બા૦ ધનજીશાહ દાદાભાઇ મુનસફના વચલા દીકરા. મેટ્રીકની પરીક્ષા પસાર કરી સરકારી પોલીસ નોકરીમાં જોડાયા, અને એડાના ફોજદાર નેમાયા, ત્યાંથી પુને અને પુનાથી વાંદરે બદલી થઇ જ્યાં કતલની રાતે હુલ્લડ થયું તેમાં જખમી થવાથી મરણ પામ્યા હતા. એમનાં માનમાં થાના પોલીસની એક ટુકડી એમની પાય-દસ્તે માહીમનાં કાબર્વે સુધી આવી હતી.

---

### તા૦ ૪ થી જુન.

અંદેરી કસબામાં મરહુમ બાઇ મોટલાંબાઇ જહાંગીર વહાડયાના બીજા દીકરા મી૦ નશરવાનજી જહાંગીર વહાડયાએ રૂ૨૭૦૦૦ ની રકમની બક્ષેશ કરી, મુંબઇના પાણીનાં બાંધકામનો નળ દાખલ કરી તે નળની પાઇપ લઇ એક સુંદર ફુવારો તથા ઢોરો માટેનો એક હવાડો એ મરહુમ શેઠના નામની યાદગારી રાખવા માટે તેવણનાં વીધવા બાઇ પીરોજબાઇએ રૂ. ૫૦૦૦) ખરચી ઉભા કરાવયા હતા જે ખુલ્લા મેલવાની ક્રીયા આજ દીને શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ એક ખાંનગી મેલાવડા હજુર કરી હતી.[2]

---

એ પરીક્ષા માટે ૧૪૨) ઉમેદવારો હાજર હતા, જેમાં ૯૪) ફતેહમંદ થયા, અને ૧૮) જણે એ પરીક્ષા "સાન સાથ" પસાર કરી હતી. મુંબઇથી એ પરીક્ષામાં હાજર થયના ૧૪) માંથી ૧૩) જણા ફતેહમંદ નીવડયા જેઓએ મેળવેલી સરેરાસ માર્કો લંડન શેહરના "સરકલ" માં બેઠેલા ઊમેદવારો કરતાં સેંકડે ૧૧) ટકા જેટલી વધુ હતી; અને તેઓમાંના ના૦ ૧૬૨ વાળા ઉમેદવાર શેઠ એરચશાહ નાનાભાઇ ખરેખાતે લંડન શેહરમાં બેઠેલા બીજા કોઇપણ ઊમેદવાર કરતાંબી બહુ વધુ માર્કો મેલવી હતી.

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૧૨ મી જુન ૧૮૯૮.

એ મકાંનપર તખ્તી કાંઇ નથી.

૨ જામે જમશેદ, તા૦ ૬ ઠી જુન ૧૮૯૮.

એ ફુવારા ઊપર બાઇ પીરોજબાઇએ મરહુમ શેઠ નશરવાંનજીનું એક બસ્ટ બનાવી તે તા૦ ૬ ઠી નવેમબર ૧૮૯૮ ને દીને ખાનબહાદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઇ. ઇ. ને હાથે ખોલ્લું મુકાવ્યું હતું.

### તા૦ ૫ મી જુન.

ગરીબ જરથોસ્તીઓનાં રેહઠાંણોનાં ફંડની કારોબાર મંડલી હસ્તક સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે આપેલાં નાણાંમાંથી એવણના મરહુમ વડા બેટા શેઠ કાવશજીની યાદગારી રાખવા, તેમજ એવણનાં બેટી બાઇ રતનબાઇનાં નામથી ગરીબ જરથોસ્તીઓ માટે બાંધવામાં આવેલી બે ચાલીઓ ખોલ્લી મેલવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. સરનશીનની ખુરસી શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીને આપવા બાદ શમસુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ શરૂઆતમાં બંદગી કરી તથા ફંડના આનરરી સેક્રેટરી ખા૦ બા૦ મનચેરજી કાવસજી મરઝબાને રીપોરટ વાંચયો જે બાદ ક્રિઆ કરી મકાંન ખોલ્લાં મેલવામાં આવ્યાં.[3]

---

### તા૦ ૮ મી જુન.

રોજ ૨૭ માહ ૯ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

સુરત મધે રૂસ્તમપરાના જરથોસ્તીઓ માટેનાં ભરથાંણાં આગલનાં દોખમાંઓની સાંમે એક નવી શગડી સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે બંધાવી આપી હતી તેમાં આતશદાદગાહ પરઠવાની ક્રીઆ આજ દીને દસ્તુર જમશેદજી ફરાંમજી રબાડીનાં ઉપરીપણાં હેઠલ થઇ હતી. એ શગડી પાછલ રૂ૨૨૦૦) ખરચાયા હતા, જેમાંના રૂ.૫૦૦) અંજુમનના ફંડમાંથી તથા બાકીના રૂપીઆ સર દીનશાહજીએ આપ્યા હતા. એ ઉપરાંત એ શગડીના નીભાવ માટે સર દીનશાહજીએ રૂ. ૧૦૦૦) ની રકમ ભેટ આપી હતી. આ માટે એ શેઠનો ઉપકાર માની તેમને સારૂ શેઆલ તથા માનપત્ર મોકલવાનો ઠેરાવ કરી ચાશની કરી મજલસ બરખાસ્ત થઇ હતી.[4]

---

### તા૦ ૯ મી જુન.

રોજ ૨૮ માહ ૯ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ ભીખાઇજી તે સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટનાં બેટી તથા શેઠ દાદી નશરવાંનજી દાદીશેઠનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના બાવા સર દીનશાહજીએ રૂ.૧૦૦૦૦) તથા બીજાં એશીઓએ મલી રૂ.૫૧૪૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

પાછલી રાતનાં ઉઠમણાંમાં સર દીનશાહજીએ બીજા રૂ.૫૦૦૦) ધર્મખાતે આપ્યા હતા.[5]

---

૩ જામે જમશેદ, તા૦ ૬ થી જુન ૧૮૯૮.

૪ જામે જમશેદ, તા૦ ૧૧ મી જુન ૧૮૯૮.

આ શગડીપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"આ સગડીનું મકાન સર દીનશાહજી માણેકજી
"પીટીટ બારોનેટે જરથોશતી ટોળાને વાપરવા કીજે સુરતનાં
"રૂસ્તમપરા મધે બાંધવા રૂ. ૧૭૦૦ ની રકમ રૂસ્તમપરાનાં
"ફંડના મેનેજરોને આપી બંધાવ્યુંછે."

૫ જામે જમશેદ, તા૦ ૧૦, ૧૧ મી જુન ૧૮૯૮.

### તા૦ ૧૩ મી જુન.

રોજ ૨ માહ ૧૦ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

ભોસાવલ મધે શેઠ કીકાભાઇ હોરમજજી છીથરાએ પોતાનાં દીકરી મરહુમ બાઇ નવાજબાઇનાં પુનને માટે એક નશાખાનું બંધાવી આજ દીને જશન કરી ત્યાંની અંજુમનને સ્વાધીન કીધું હતું.[1]

### તા૦ ૧૪ મી જુન.

દમણના જાણીતા રહેવાસી શેઠ સોરાબજી માણેકજી દમણવાળાએ, દમણમાં મરકી તથા દુકાળ વખતે બજાવેલી ઉપયોગી સેવા માટેની પીછાન તરીકે પોરચુગલના રાજાએ તેવણને "કેવલીયર ઓવ ધી મીલીટરી ઓરડર ઓવ નોસા સેનહોરા ડી કોનસીકેઓ ડા વીલા વીસોરા" યાને "ધી નાઇટ ઓવ ધી મીલીટરી ઓરડર ઓવ અવર લેડી ઓવ કનસેપશન ઓવ વીલા વીસોરા" નો ખેતાબ આપ્યો હતો.[2]

### તા૦ ૧૮ મી જુન.

હિંદુસ્થાંનના નામદાર વાઇસરાયની ધારા બાંધનારી સભાના મુંબઇ ઇલ્લાકાની ધારાસભાના પ્રતીનિધી તરીકે એ સભાના બીનસરકારી મેમબરોએ હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ. ને ચુંટી કાઢયા હતા.[3]

### તા૦ ૨૦ મી જુન.

રોજ ૯ માહ ૧૦ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—ફરાંમજી શેરાબજી ભુજવાલા[4]—ઉમર વર્ષ ૫૩) જામનગરના મરહુમ જામ શ્રી વિભાજી સાહેબના સેક્રેટરી હતા. અને એ રાજ્યની ૨૭) વર્ષની લાંબી નોકરી દરમેઆંન ઘણી કીમતી સેવાઓ બજાવી હતી. મરહુમ જામનાં મરણ પછી એવણે રીઆસત શુપરીંટેંડંટ લેખે એ રાજ્યના કારોબારી કર્નલ કેનેડીનાં પુર સંતોષ વચે સેવા કરી હતી. એવણ જામનગરમાંજ ગુજર્યાં હતા, અને એમનાં માન અર્થે કર્નલ કેનેડીના હોકમથી સઘળી સરકારી ઑફીસો, કોર્ટો, શાળાઓ વગેરે એક દીવસ બંધ રાખવામાં આવ્યાં હતાં.

### તા૦ ૨૩ મી જુન.

નીચલા પારસી ગ્રહસ્થોને આ સાલ નામદાર સરકારે નવા સુલેહના અમલદારો નેમ્યા હતાઃ—

શેઠો ફરાંમજી દોરાબજી પાંડે, જમશેદજી અરદેશર વાડીઆ, ખાંનબાહદુર માણેકજી ખરશેદજી નરીમાંન, શાપુરજી બરજોરજી સ્પેનસર, શાવકશાહ રતનજી દુબાશ.[5]

### તા૦ ૨૯ મી જુન.

મુંબઇના નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટે આજ દીને પુણાં મધે કૌનસીલ હાલમાં એક "લેવી" ભરી હતી. આ વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો પ્રાઇવેટ આનત્રીમાં ત્યાં હાજર થયા હતાઃ—

સરદાર ખાંનબાહદુર દોરાબજી પદમજી, શમસુલ ઓલમા સરદાર ખાંનબાહદુર દસ્તુર હોસંગજી જામાસપજી જામાસપઆશાના, તથા શેઠ નવરોજજી દોરાબજી ખંડાલેવાળા.[6]

### તા૦ ૨ જી જુલાઇ.

રોજ ૨૧ માહ ૧૦ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—કાવશજી શાપુરજી મેહતા[7]—ઉમર વર્ષ ૬૯) ઇ૦ સ૦ ૧૮૪૪ માં પહેલવહેલા એલફીનસટન ઇનસટીટયુટમાં એક શીક્ષક નેમાયા હતા. સ્ટુડંટસ લીટરરી અને સાયનટીફીક સોસાયટી સથાપવામાં એવણે પણ બીજાઓ સાથે ભાગ લીધો હતો, તથા તે સોસાયટીના ૧૮૫૪ થી ૧૮૫૮ સુધી ખજાનચી હતા તથા એ સોસાયટીના સંબંધમાં 'ગ્નાન પ્રસારક મંડળી' ઉભી કરવામાં પણ એઓનો હાથ હતો. ૧૮૫૪ માં એ મંડળીની જાહેર સભાઓમાં રસાયણશાસ્ત્ર કે જેનો એમનો ઘણો અભયાસ હતો, તે ઉપર જાહેર ભાશણો આપયાં હતાં. ૧૮૫૨ માં એલફીનસટન ઇનસટીટયુટની મુંબાદેવી બ્રાંચના એવણને

---

૧ જામે જમશેદ, તા૦ ૧૭ મી જુન ૧૮૯૮.

આએ નશાખાંનાંપર નીચે મુજબ તખ્તી મારેલીછેઃ—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"આએ મકાન બેહેશતનસીન બાઇ નવાજબાઇ તે "કીકાભાઇ હોરમજી છીથરાની છોકરી રોજ ૨ જો માહા "૧૦ મો યજદજરદી ૧૨૫૯ ને તા૦ ૧૪ મી જુન "૧૮૯૦ ને દીને શ્રી ભુશાવલ મધે હક થયાં તેવણનાં "પુનને માટે તેવણના બાવા કીકાભાઇ હોરમજી છીથરાએ "બંધાવી આપ્યું છે"

૨ જામે જમશેદ, તા૦ ૧૪ મી જુન ૧૮૯૮.

પોરતુગલની સરકાર તરફથી જેઓને આ ખેતાબનું માન આપવામાં આવેછે, તેઓને સરકારમાં "વંશ-પરંપરાની ફી" ની મોટી રકમ આપવી પડેછે, પણ મી૦ સોરાબજી દમણવાળાએ પોરતુગીઝ રઇયતને કીંમતી મદદ આપવા માટે જે મોટો ખરચ કરયોછે તથા સરકારની જે સેવા બજાવીછે, તે ધ્યાનમાં લઇ પોરતુગલની સરકારે એ ફી પોતે ભરીછે.

૩ જામે જમશેદ, તા૦ ૨૧ મી જુન ૧૮૯૮.

૪ કચ્છ ભુજવાલા ખા૦ બા૦ પેશતનજી શેરાબજી ભુજવાલાના ભાઇ.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૩ મી જુન ૧૮૯૮.

૬ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧ લી જુલાઇ ૧૮૯૮.

૭ શેઠો ખરશેદજી, ફરાંમજી (કપસરે હિન્દવાળા), અને શાપુરજી કાવશજી મેહતાના બાવા.

વડા શીક્ષક નેમયા હતા. ૧૮૫૩ માં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટયુટની ફોરટની મોટી સકુલના છઠા વરગના વીદયારથીઓને દર અઠવાડયાંમાં ૩ વાર રસાયણશાસ્ત્રના સબકો આપવાને એવણને નેમયા હતા. ૧૮૫૬ માં ફ્રીરટ રીડીંગ રૂમ અને લાઇબ્રેરી કે જે હાલ જમશેદજી પીટીટ ઇનસટીટયુટને નામે ઓળખાયછે, તે સથાપવામાં એવણે કેટલીક મદદ કરી હતી તથા તેના પ્રથમથી નાયબ સરનશીન હતા. ૧૮૫૬ ના ડીસેમબર માસથી એવણને અહેની સરકારી ગુજરાતી નીશાળોના ડેપયુટી એજયુકેશનલ ઇનસપેકટર નેમયા હતા. ૧૮૫૮ માં જરથોસતી છોકરીઓની નીશાળ મંડળી ઉભી થઇ તે મંડળીને લગતી ચંદનવાડીની નીશાળ ઉપર કેટલુંક સુધી એવણે ઉપરી તરીકે મુફત દેખરેખ રાખી હતી. ૧૮૬૦ ના જુન માસથી મુંબઇ મધે તાલેવંત દેશીઓના છોકરાઓને કેળવણી આપવા માટે પ્રોપ્રાયટરી સકુલ ઉઘડી તેના એવણ પહેલાં બે વરસ સુધી ઓનરરી સેક્રેટરી હતા. ૧૮૬૧ ના જાનેવારી માસમાં નામદાર સરકારે એવણને મુંબઇ મધે ઇનકમ ટેક્ષના એકસ્ટ્રા એસેસર નેમયા હતા. એ નોકરી છોડી એઓ ૧૮૬૨ માં ઇંગલંડ વેપાર કરવાને ગયા હતા. ગ્નાન પ્રસારક મંડળી જે ૧૮૭૦ માં નવેસરથી ઉભી થઇ તે પણ મુખ્ય કરીને એવણનીજ આગેવાનીથી હતી, અને તેના પહેલાં બે વરસ સુધી એઓ ખજાનચી હતા.

---

તા૦ ૩ જી જુલાઇ.

રોજ ૨૨ માહ ૧૦ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—હોરમજજી કેરબાદજી ભરૂચા, બી. એ.—ઉમર વર્ષ ૪૨). ૧૮૭૮ માં ૨૦) વર્ષની જવાંન વયે બી. એ. ની ડીગ્રી મેળવી, સરકારી કેળવણીખાતાંમાં જુદે જુદે મથકે આસીસટંટ માસ્ટર તરીકે જોડાઇ છેલ્લે નડીઆદ હાઇ સ્કુલના હેડ માસ્ટર હતા.

---

તા૦ ૫ મી જુલાઇ.

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પનવેલ ગામમાં એક ધર્મનું દવાખાનું બંધાવવા માટે રૂ.૧૨૦૦૦) સરકારમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૮ મી જુલાઇ.

કરાંચીની સીંધ વૉલંટીયર રાઇફલ કોરમાં શેઠ જાંગીરજી હોરમજજી કોઠારીને "લફટનંટ" ની પદવીએ તથા શેઠ બેહરાંમજી એચ. જે. રૂસતમજીને બીજા લફટનંટની પદવીએ ચઢાવ્યા હતા.[2]

---

તા૦ ૧૩ મી જુલાઇ.

રોજ ૨ માહ ૧૧ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—બેહરાંમજી પેશતનજી વાડીઆ, ઇગતપુરાના—ઉમર વર્ષ ૫૫). એવણ પ્રથમ બરોડા અને પાછળથી છેલ્લાં ૨૦) વર્ષ થયાં જી. આઇ. પી. રેલવેનાં લોકો-ખાતાંમાં નોકરી હતા. અને ઇગતપુરાના ઘણા વર્ષના વસવાટ દરમીઆંન ત્યાંની દરેમેહર માટે ફંડ ભેગું કરાવવા વગેરેમાં બહુ ઉલટ લીધી હતી, અને ત્યાંની અંજુમનનાં ફંડના ટ્રસ્ટી હતા.

---

તા૦ ૧૬ મી જુલાઇ.

નીચલા ગ્રહસથોને નીચે પ્રમાણે ગાયકવાડી રાજ્યની કોરટોમાં વકીલાત કરવાની પરવાનગી આપવામાં આવીછે:—મેસરસ હોરમજજી ફકીરજી બીલપુડીવાળા, (સુરત ખાતેના ગાયકવાડી રાજ્યના આગલા વકીલ) અને ધનજીશા એદલજી પટેલને કાયમની સનદ આપવામાં આવીછે. મેસરસ દીનશાહ બરજોરજી દુબાશ (ઉમરેઠ), રૂસતમજી બેજનજી સુનાવાળા (બેરીસટર) અને લવજી મેહરવાંનજી વાડીઆ (બેરીસટર) ને બે વરસ માટે પરવાનગી આપવામાં આવી હતી.[3]

---

મુંબઇની પારસી પંચાતનાં ફંડના[4] તા૦ ૧ લી નવેમબર ૧૮૯૬ થી તા૦ ૩૧ મી અક્ટોબર ૧૮૯૭ સુધીનાં હીસાબની ચોપડી ટ્રસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી તેપરથી જોવામાં આવેછે કે, વરસની સેવટે પંચાતનાં ફંડના

---

૧ જામે જમશેદ, તા૦ ૫ મી જુલાઇ ૧૮૯૮.

૨ જામે જમશેદ, તા૦ ૮–૨૯ મી જુલાઇ ૧૮૯૮.

૩ જામે જમશેદ, તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૯૮.

૪ આ સાલમાં અનામત રકમનો વધારો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| શ્રી ખંબાતની જરથોસતી અનજુમનનું ખાતું પડાવ્યું તેના .................. | ૬૫૦૦) |
| જુદાં જુદાં ખાતાંઓનાં આ સાલ તથા આગલાં સાલના વધારામાંથી નોટ તથા બાંડો ખરીદ કીધાં તેના .................. | ૭૫૦૦) |
| જુદા જુદા ધણીઓએ ધરમ ખાતે અનામત રાખવા રકમો આપી .................. | ૯૯૩૦૦) |
| કુલે. | રૂ૧૧૩૩૦૦) |

જુદા જુદા ધણીઓએ આપેલી રકમનાં આએ સાલ નવ નવાં ખાતાં નીચે પ્રમાણે પાડયાંછે:—

૧—મરહુમ શેઠ ખરશેદજી ફરદુનજી પારખની યાદગારી કાયમ રાખવા માટે ઊભાં કીધેલાં ફંડ મધેથી પડાવેલું ધરમખાતું રૂ૬૦૦૦) નું.

૨—સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટે પોતાના મમાવા શેઠ જીજીભાઇ દાદાભાઇ મુંગાના તથા મમાઇ બાઇ વીરબાઇજી સોરાબજી નાનાભાઇ હાજીનાનાં પુંનને સારૂ કરેલું ધરમખાતું રૂ૧૦૦૦૦) નું.

૩—સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટે પોતાના સસરા બેહેસ્તનશીન શેઠ ફરામજી ભીખાજી પાંડે તથા સાસુજી બાઇ ગુલેસતાનબાનુ ખુશરૂ ઇજદીયારનાં પુનને સારૂ કરેલું ધરમખાતું રૂ૧૦૦૦૦) નું.

૪—સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટે પોતાના બેશીઓ તથા દોસતઆશનાઓનાં પુનને સારૂ કરેલું ધરમખાતું રૂ૧૧૦૦૦) નું.

૫—બેહેસ્તનશીન શેઠ ધનજીભાઇ મેહેરજી આલબલેસની પોતાની પુંજીમાંથી એવણના એકઝીકયુટરો શેઠો હોરમજજી એદલજી આલબલેસ તથા ડોસાભાઇ દાદાભાઇ આલબલેસ તથા હીરજીભાઇ દાદાભાઇ આલબલેસ અને બેજનજી હોરમજજી આલબલેસે કીધેલું ધરમખાતું રૂ૬૦૦૦) નું.

ટ્રસ્ટીઓ હસ્તકનાં ધરમનાં ફંડખાતાંઓની પુંજી એકંદર રૂ.૩૬૮૯૪૮૭ાા૬ ની હતી. આગલાં વરસની સેવટે એ પુંજી રૂ.૩૮૪૮૫૮૮ાર૧ાા ની હતી. એટલે આ સાલમાં કુલે વધારો રૂ.૧૪૦૮૯૯)૮ાા નો થયો હતો.

૬—બાઈ રતનબાઈ તે શેઠ એદલજી હોરમજજી બામજીનાં વીધવા તથા મરહુમ શેઠ નશરવાનજી રતનજી ટાટાનાં બેટીએ કરેલું ધરમખાતું રૂ૨૦૫૦૦) નું.

૭—બાઈ પીરોજબાઈ તે શેઠ નવરોજજી જમશેદજીનાં બેટીએ પોતાના મરહુમ ખાવંદ શેઠ નશરવાનજી જાંહગીરજી વાડીઆની તથા સાસુજી બાઈ મોટલાંબાઈ તે શેઠ જાંહગીરજી નશરવાનજીનાં બેટીની અને બેશીઓની નામથતે કરેલું ધરમખાતું રૂ૮૦૦૦) નું.

૮—બાઈ નવાજબાઈ ગુ૦ એદલજી થાણેવાલાનું ધરમખાતું રૂ૫૫૭૦) નું.

૯—શેઠ જમશેદજી જાંહગીરજી લાલાએ આપેલી રકમનું ધરમખાતું રૂ૫૦૦૦) નું.

**૧૮૯૬-૯૭ માં જુદા જુદા ધણીઓએ રૂ.૧૭૩૦૦) ની રકમ અનામત જુદે જુદે ખાતે આપીછે તેની ટીપ.**

| નોટ તથા બાંડ આપનારનું નામ. | રકમ. રૂ. | ખાતાંનું નામ. |
|---|---|---|
| શેઠ રૂસતમજી કુંવરજી શેઠના. | ૧૦૦૦ | મુંબઈનાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસતીઓની પરવરશી કરવા માટે પગાર આપવાનાં ફંડ ખાતે. |
| ડાકટર જીજીભાઈ પેસતનજી નીકલસન. | ૧૦૦૦ | " " " " |
| શેઠ ડોસાભાઈ રૂસતમજી બીલીયા. | ૫૦૦ | " " " " |
| શેઠ પેસતનજી એદલજી સખીદાસ. | ૫૦૦ | " " " " |
| ડાકટર નાદરશાહ હોરમજજી એદલજી સુખીયા. | ૫૦૦ | " " " " |
| શેઠ રતનજી બહમનજી દુબાસ. | ૧૦૦૦ | " " " " |
| શેઠ રતનજી બહમનજી. | ૫૦૦ | કુલ જરતોસતી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતે. |
| શેઠ દાદાભાઈ બહમનજી મુકાદમ. | ૫૦૦ | " " " " |
| બાઈ શીરીનબાઈ તે શેઠ દીનશાજી પીરોજશાજી શેઠનાં ધણીયાંણી. | ૫૦૦ | " " " " |
| ડાકટર હોરમજજી દોરાબજી બુજવાલા. | ૨૧૦૦ | ચોપાટીની ધરમશાલામાં આંધલાં પાંગલાં તથા લાચાર જરતોસતીઓને રાખી પરવરશી કરવાનાં ફંડ ખાતે. |
| શેઠ કેખશરૂ અરદેશરજી મુનશી. | ૫૦૦ | મુંબઈનાં તંગદસત હાલતમાં આવેલા જરતોસતીઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| શેઠ હોરમજજી સોરાબજી હારવરનાં છોકરાંઓ. | ૫૦૦ | મુંબઈનાં ગરીબ લાચાર જરતોસતીઓ ગુજરે તેઓનાં રવાંનોને અવલમંજલ પોહોંચાડવા તથા ધરમની કીરીયા વીગેરેનો ખરચ કરવાનાં ફંડ ખાતે. |
| શેઠ ખરશેદજી નશરવાનજી સીરવઈનાં બેશીઓ. | ૫૦૦ | શ્રી નવસારીનાં જરતોસતી રવાંનોને અવલમંજલ પોહોં-ચાડવાનાં ફંડ ખાતે. |
| નામદાર સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ. | ૧૦૦૦ | શ્રી ઊદવાડા તથા તેની નજદીકના ગામના ગરીબ લાચાર જરતોસતીઓને આશરો આપવાનાં ફંડ ખાતે. |
| શ્રી તારાપોરની જરતોસતી અનજુમનાં ફંડના મેનેજરો. | ૧૫૦૦ | શ્રી તારાપોરની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| શેઠ રતનજી પેસતનજી શરાફ. | ૧૦૦ | શ્રી ઇનડોરની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| શેઠો નશરવાનજી ખરશેદજી નગરવાલા તથા આદરજી મનચેરજી દલાલ. | ૫૦૦ | શ્રી સોલાપુરની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| શ્રી મદરાસની જરતોસતી અનજુમનનાં મેનેજરો. | ૧૧૦૦ | શ્રી મદરાસની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| શેઠ ફરદુનજી કાનજીભાઈ મીઠાઈવાલા. | ૧૫૦૦ | શ્રી અમરોલી તાલુકે સુરતની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| શેઠ કાવસજી નાનાભાઈ મેસમેન. | ૫૦૦ | શ્રી ઇગતપુરાની જરતોસતી અનજુમનનાં ફંડ ખાતે. |
| બાઈ રતનબાઈ તે શેઠ સોરાબજી ધનજીભાઈ વાડીયાનાં ધણીયાંણીનાં બેશીઓ. | ૫૦૦ | " " " " |
| નામદાર સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ. | ૧૦૦૦ | સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાની યાદગારી સારૂં કીધેલાં ધરમ ખાતે. |
| | રૂ.૧૭૩૦૦ | |

તા૦ ૧૭ મી જુલાઇ.

રોજ ૬ માહ ૧૧ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ.—ઉમર વર્ષ ૪૮). એવણ પ્રથમમાં માણેકજી ખરશેદજી જમશેદજીને નામે ઓળખાતા હતા, પણ બાવાનો બેરોનેટસીનો એતાબ ૧૮૭૭ માં મળવાથી સર જમશેદજી જીજીભાઇ ત્રીજા બેરોનેટને નામે ઓળખાવા લાગ્યા હતા. એમનો જનમ મુંબઇના કોટમાં હૉરનબી રોડવાળાં સર જમશેદજીનાં જાણીતાં કુટુંબી ઘેરમાં રોજ દેપાદર, માહ શેહરેવર અને ૧૨૨૦ યજદેજરદી, તા૦ ૩ જી મારચ ૧૮૫૧ ઇસવીને દીને થયો હતો. રાબેતાની ગુજરાતી વગેરે સાધારણ કેળવણી પછી બીજા સર જમશેદજીએ પોતાના બે દીકરાઓને ઇંગ્રેજી કેળવણી આપવા માટે મી૦ ડબલ્યુ. એચ. હેમીલટન નામે ઇંગ્રેજ ઉસ્તાદને ૧૮૬૩ થી રોકયા હતા. જેમની તાલીમ હેઠળ ઇ. સ. ૧૮૭૨ માં મુંબઇ યુનીવરસીટીની મેત્રીકયુલેશન પસાર કરી, એલફીનસ્ટન અને દખ્ખણ કૉલેજમાં અભ્યાસ ચાલુ રાખ્યો હતો. તા૦ ૭ મી ફેબરવારી ૧૮૬૯ ને દીને એવણનાં લગન એવણનાં ફુઇની દીકરી બાઇ જરબાઇ શાપુરજી ધનજીભાઇ બાટલીવાલા જોડે થયાં હતાં. પોતાના પીતાજીની હેયાતીમાં તેમની સાથે કલકત્તા, અને ૧૮૭૩ ની આગ્રાની દરબાર વેળા ઉત્તર હિંદુસ્થાનની મુસાફરી કરી હતી. ૧૮૭૩ ના આગશટ માસમાં પારસી સુલેહના અમલદારોએ પારસી મેટ્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ તરીકે ચુંટી કાઢયા હતા, જે બેઠક મરણ સુધી તેવણે ચાલુ રાખી હતી. અને ૧૮૭૫ માં મુંબઇ સરકારે એવણને એક સુલેહના અમલદાર તેમજ યુનીવરસીટીના ફેલો નેમ્યા. યુનીવરસીટીના તે વખતે સર જમશેદજી સૌથી નાહની વયના ફેલો ગણાયા હતા, અને એટલી નાહની વયે બીજા કોઇપણ દેશીને એ માન મલેલું નોંધાયું નથી. ૧૮૭૭ ની નામદાર માહરાણીજીએ "કયસરે હિન્દ" નો એતાબ ધારણ કર્યો તે માટેની દરબારમાં પોતાના પીતા સાથે ભાગ લીધો હતો, અને તેજ સાલના જુલાઇ મહીનામાં એમના પીતાજી મરણ પામ્યા, અને ૧૯૦૦) કરતાં વધુ જરથોસ્તીઓએ પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબો ઉપર એક રેકવીઝીશન મોકલી અરજ કરી, કે મરહુમ બેરોનેટ સાહેબનાં મરણ માટે કોમની દલગીરીની નોંધ પંચાયતનાં દફતરમાં લેવી, અને તેવણના વડા બેટા શેઠ માણેકજીને જરથોસ્તી અંજુમનના વડા નેમવા માટે અંજુમનની જાહેર સભા બોલાવવી. જેની રૂહે તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૭૭ ને દીને જાહેર અંજુમન મેલવી એવણને પારસીઓએ પોતાના વડા નેમ્યા, જે માન છેલ્લાં ૨૧) વર્ષ થયાં એવણ ભોગવતા હતા. પોતાના પીતાની જગાએ એવણને મુંબઇની પારસી પંચાયતના વડા ટ્રસ્ટી, સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનિસ્ટીટયુશનના પ્રમુખ, સર જમશેદજી જીજીભાઇ ચેરીટી ફંડના પ્રમુખ, મુંબઇની પાંજરાપોળના પ્રમુખ વગેરે નેમવામાં આવ્યા હતા, જે સઘળા ઓહદા મરણ સુધી ખંતથી બજાવ્યા હતા. ૧૮૭૯ માં મુંબઇની ધારાસભામાં એમની નેમણુક થઇ જે માન તેવણને લાગટ ત્રણવાર નેમી અને ૧૮૮૫ સુધી ચાલુ રાખ્યું હતું. ૧૮૭૯ માંજ સુલેહના અમલદારો તરફથી કોરપોરેશનમાં બેઠક મેલવી ૭ વર્ષ સુધી જાળવી રાખી હતી. પછી ૧૮૮૬ માં નામદાર સરકારે પોતા તરફના પ્રતીનીધી તરીકે એમને નેમ્યા. જે માન એવણનાં મરણ સુધી આપવાનું ચાલુ રાખ્યું, અને એ રીતે ૧૯) વર્ષ સુધી કોરપોરેશનના સભાસદ તરીકે બીરાજ્યા હતા. એ ઉપરાંત પુનાની સુબરબન મ્યુનીસીપાલીટીના સરકારી સભાસદ વર્ષો સુધી હતા, અને ૧૮૮૪ થી તે પોતે ઇંગ્લાંડ ગયા ત્યાંસુધી તેના પ્રમુખ પણ હતા, અને પુણાંની એ મ્યુનીસીપાલીટીનાં કામમાં મોટી ઉલટ લેતા, જેની સરકારી નોંધ પણ લેવાયલીછે. એડમીનીસ્ટ્રેટર જનરલના આકટની ચોકસ કલમોમાંથી, બીજી કેટલીક કોમોની સાથ પારસીઓને પણ મોકલા કરવાની સુચના થવાથી, અને ૧૮૮૦ ના જુલાઇ માસમાં મુંબઇ સરકારે સર જમશેદજીને એમતેમાસ કરી હતી કે, પારસી કોમની સામાનય લાગણી શું છે તે જાણી લઇ નામદાર સરકારને વાકેફ કરવી. એ ઉપરથી એવણે તા૦ ૧૦ મી આગશટ ૧૮૮૦ ને દીને પોતાના મજગામ કાસલમાં આગેવાન પારસીઓની એક સભા બોલાવી તેઓના વિચાર જાણી લઇ, એ કલમોમાંથી પારસીઓને બાતલ રાખવાની અરજ કરી હતી. મુંબઇની દેશી સ્ત્રીઓને અબલા તબીબી મદદ અપાવવા માટે મરહુમ શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ જે ફંડ ઉભું કર્યું હતું, તે માટે ટાઉનહૉલમાં મલેલી સભામાં એવણને સરનશીનની ખુરશી આપી તે ફંડના પ્રમુખ પણ એવણનેજ નેમવામાં આવ્યા હતા. 'ઇલબર્ટ બીલ' ની હીમાયત કરનારી મોટી જાહેર સભા જે તા૦ ૨૮ મી એપ્રીલ ૧૮૮૩ ને દીને શેરીફે પોતાપર થયલાં રેકવીઝીશનની રૂહે બોલાવી હતી, તેના સરનશીનની ખુરશી એવણે લીધી હતી. પારસીઓની 'રીપન કલબ' ૧૮૮૪ ની શરૂઆતમાં સ્થાપાઇ તેના શરૂઆતથી લાંબી મુદત સુધી પ્રમુખ હતા. ૧૮૮૪ ના મે માસમાં માહરાણીજીની સાલગરેહની ખુશાલીમાં એવણને સી. એસ. આઇ. ના એતાબનું માન મલ્યું હતું. લૉર્ડ રીપનની યાદગારી માટે તા૦ ૨૯ મી નવેમબર ૧૮૮૪ ને દીને જે મોટી સભા ટાઉનહૉલમાં મલી હતી, તેનું પ્રમુખસ્થાન એવણે લીધું હતું, જે યાદગારી "રીપન ટેક્નીકલ સ્કુલ"—વીકટોરીયા જુબીલી ઇનસ્ટીટયુટના સંબંધમાં સ્થાપી—રાખીછે. તે ઇનસ્ટીટયુટના એવણ શરૂઆતથી તે પોતાનાં મરણ સુધી

એક કારોબારી હતા. લૉર્ડ રીપનની વીદાયગીરી ટાંકણે ટાઉનહૉલમાં જુદાં જુદાં શેહેરોનાં ૭૫) માનપત્રો અપાયાં, તેમાં મુંબઇનું એકજ વંચાયું તે એવણે બુલંદ અવાજે વાંચી સંભળાવ્યું હતું. ૧૮૮૬ માં શેઠ ખરશેદજી ન. કામાજીની યાદગારીનું ફંડ સ્થાપવામાં આવ્યું તેના પ્રમુખ નેમાયા. ૧૮૮૬ ના ડીસેમબર માસમાં ઇરાનના મરહુમ શાહ નાશરૂદીને એવણપર પારસી કોમના વડા તરીકે, મુંબઇના પોતાના કાનસલ જનરલ મારફતે એક ચાંદ ભેટ મોકલ્યો હતો. દેશીઓના રાજદ્વારી વધારા માટે લડત ચલાવનાર સર વીલ્યમ વેડરબરન પોતાને સ્વદેશ જાથુકના વીદાય થયા તેમને માન આપવાની હીલચાલમાં એવણે આગેવાન ભાગ લીધો હતો. તેવાજ એક બીજા હીમાયતી મી૦ ફીરોઝશાહ મેહતા ૧૮૮૭ માં ધારાસભામાં નેમાયા તેની મુબારકબાદીમાં પારસીઓની રીપન કલબે ખાણું આપ્યું, તે ઉપર પણ એવણ પ્રમુખસ્થાને બીરાજ્યા. ૧૮૮૮ ના અકટોબર મહીનામાં શેઠ નશરવાનજી માણેકજી પીટીટે પોતાના મરહુમ દીકરાની યાદમાં પારસી છોકરાઓ માટે આરફનેજ સ્થાપી તેના પ્રમુખ દાખલ પોતાને બદલે એવણને નેમી માન આપ્યું, જે પ્રમુખપદ પોતાનાં મરણ સુધી ચાલુ રાખી, એ ખાતાંમાં બહુ લાભ લેતા હતા. મુંબઇ યુનીવરસીટીની બોર્ડ ઑફ અકાઉંટસના એક અધીકારી તરીકે ૧૮૮૯ થી ચુંટી કઢાયા, અને હમણાં સુધી દર બબે વર્ષે ચુંટી કઢાતા હતા. ૧૮૮૯ માં મી૦ ઓમાનીવાલી ખટપટ વેળા પારસીઓની જે જાહેર સભા મળી તેના પ્રમુખ હતા. તા૦ ૨૨ મી મારચ ૧૮૯૧ ને દીને ચાંમોડની પાંજરાપોળમાં નવી બાંધેલી ગઉશાળા હીંદુઓના એક મોટા મેલાવડા હજુર એવણે ખુલ્લી મેળી હતી. ૧૮૯૨ માં શાહજાદા આલબર્ટ વીકટરનાં મરણ પ્રસંગે કોમ તરફના દલગીરી અને દીલસોજી બતાવનારા સંદેશા નામદાર માહરાણીજી અને પ્રીન્સ ઑફ વેલસ ઉપર એવણે મોકલ્યા હતા. મરહુમ શેઠ શોરાબજી શાપુરજી બંગાલીની યાદગારી કાયમ રાખવા માટે જુદી જુદી કોમોના પ્રતીનીધીઓએ મુંબઇના શેરીફ મારફતે તા૦ ૧૭ મી એપ્રીલ ૧૮૯૩ ને દીને જાહેર સભા બોલાવી, તેનું પ્રમુખસ્થાન એવણને આપ્યું હતું. ૧૮૯૩ ના જુલાઇ માસની આખરીએ એવણના એકપુરા વારસ બેટા બાઇ ખરશેદજીનું ૧૫) વર્ષની અતી જવાન વએ મરણ નીપજ્યું હતું, જે પ્રસંગે પારસી તથા બીજી બધી કોમોએ એવણ તરફ ઘણી દીલસોજી બતાવી હતી. એજ સાલની આખરીએ એવણને નામદાર સરકારે એલ્ફીન્સ્ટન કૉલેજ તથા સ્કુલ ઑફ આર્ટના એક ટ્રસ્ટી નેમ્યા હતા. તા૦ ૫ મી સપટેમબર ૧૮૯૫ ને દીને નામદાર મુંબઇ સરકારે એક પોર્ટ ટ્રસ્ટી નેમ્યા હતા. ૧૮૯૬ ના ફેબરવારી મહીનામાં અમદાવાદ પ્રાંતીજ રેલવેનો પાયો નાખવાની ક્રીયામાં ભાગ લેવા એવણ અમદાવાદ ગયા—ત્યાં પારસી અને બીજી કોમો તરફથી પણ સારો આવકાર મલ્યો હતો. ૧૮૯૭ માં માહરાણીજીની ડાયમંડ જુબીલીના અસાધારણ પ્રસંગની ખુશાલીમાં ભાગ લેવા એવણ ઇંગ્લાંડ પધાર્યાં, તે વેળા તા૦ ૨૭ મી એપ્રીલ ૧૮૯૭ ને દીને એવણના મીત્રોએ એવણને એક ખાણું આપી, એક ઇવિનીંગ પાર્ટીનો મેળાવડો કર્યો હતો, જેમાં નામદાર ગવરનર તથા મોટે વાગેના ઇંગ્રેજ અને દેશી ગ્રહસ્થો હાજર થયા હતા. તા૦ ૨૧ મી મે ૧૮૯૭ ને દીને લંડન પોંહચ્યા પછી તા૦ ૩ જી જુને એવણનાં માનમાં ત્યાંના પારસીઓએ એક મેળાવડો કરી માનપત્ર આપ્યું હતું. ત્યાં મોટે બાંચરે ઘણું માનપાન મેળવી યુરોપનાં બીજાં જાણીતાં શેહેરોની મુલાકાત લઇ તા૦ ૧૮ મી અકટોબરે મુંબઇ આવી પુગ્યા, જે પછી મરકીના બીજા હુમલાએ પોતાની પારસી કોમપર મોટો ગજબો કરેલો જોઇ, પારસી પંચાયતના પોતાના હમશરીક ટ્રસ્ટીઓ સાથે મળી તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૯૮ ને દીને પારસી આગેવાનોની એક સભા બોલાવી તેમાં "પારસી સંકટ નીવારણ ફંડ" સ્થાપવાનો ઠરાવ કીધો. જેમાં ટુંક વખતમાં રૂ. ૧૧૫૦૦૦) ની રકમ ભરાઇ ગઇ હતી. એજ સભામાં એવણે છેલ્લો જાહેર દેખાવ દીધેલો કહી શકાય. મુંબઇની દરેક જાહેર હીલચાલોમાં એવણ આગેવાન ભાગ લેતા, અને આવતા તથા જતા ગવરનરો અને વાઇસરોય તથા મોટા ઓહ્દેદારોની પરોણાગત પોતાના મજગાંમ કાસ્ટલમાં છુટે હાથે કરતા.

---

તા૦ ૧૯ મી જુલાઇ.

રોજ ૮ માહ ૧૧ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

આજ દીને મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ રૂ.૮૦૭૫), બાઇ શેઠ કાવશજી ખરશેદજી જમશેદજી તથા તેમનાં કુટુંબે રૂ.૫૦૦૦), એક મીતરે ઉપકાર અને માનની લાગણી સાથ રૂ.૫૦૦) તથા બીજા બે મિત્રોના રૂ.૧૭૬) મલી રૂ.૧૩૭૫૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. ઉઠમણાંની સેવટે શમસુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ ઉઠી મરનારનું નામ જાહેર જશનો તથા ધુપનીરંગની ક્રીયાઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથ દેવાની અથોરનાંનોને સુચનાં કીધી હતી. તેને સુરતવાળા દસ્તુર રૂસ્તમજી જમશેદજીએ ટેકો આપ્યો હતો.

અત્રે સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે સુચના કરી કે મરહુમ સર જમશેદજી ત્રીજાનું નામ દસ્તુર પેશોતનની સુચના મુજબ જાહેર જશનોમાં "બેહેદાન માણેકજી બેહેદીન ખરશેદજી" કરી લેવાશે, જેથી ભવીશના

જમાનાના જરથોસ્તીઓ એવાં નામને પીછાની શકે નહી, માટે એવું થવું જોઇયેછે કે મરહુમ પહેલા સર જમશેદજીનું નામ "સર જમશેદજી જીજીભાઇ પહેલા બારોનેટ", બીજા સર જમશેદજીનું નામ "સર ખરશેદજી જમશેદજી બીજા બારોનેટ," હાલ મરણ પામેલા જવાન બારોનેટ સાહેબનું નામ "સર માણેકજી જમશેદજી જીજીભાઇ ત્રીજા બારોનેટ" એમ લેવાવું જોઇયે.[1]

---

અજમેર મધે મરહુમ શેઠ નવરોજજી રૂસતમજી કલીઆંણીવાળાએ બંધાવેલી દરેમેહર ઇજવાની તથા એ મરહુમનાં પુનને માટે તેમના બાવા શેઠ રૂસતમજી દાદાભાઇ કલીઆંણીવાળાએ તેમાં પરઠાવેલા આતશદાદગાહના કેબલાને તખ્તનશીન કરવાની ક્રિયા આજ દીને એક મોટા મેળાવડાની હજુરમાં કરવામાં આવી હતી. શમસુલ ઓલમા ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાનાએ જશનની ક્રિયા શરૂ કીધી હતી, જે પુરી થયા બાદ મરહુમ શેઠ નવરોજજીના દીકરા શેઠ કુવરજી નવરોજજી કલીઆંણીવાળાએ એક અંજુમન પત્ર વાંચી સંભળાવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહર બંધાવવાનું શરૂ કર્યા પછી તેમના પીતાજી બેહશતનશીન થયા હતા તેથી તેવણે તે બંધાવી પુરી કરી આપીછે, અને તેમાં જોઇતાં કાઠી, લાકડાં, વગેરેનો ખરચ તેવણ પુરો પાડશે, તથા મોબેદનો પગાર અને બીજો નીભાવ ખરચ અજમેરની અંજુમનનાં ઉધરાંણાંનાં ફંડમાંથી કરવામાં આવશે. એ દરેમેહરને લગતો કુવો મરહુમ શેઠ નવરોજજીએ પોતાની હેયાતીમાંજ પોતાનાં માતાજી મરહુમ બાઇ પીરોજબાઇનાં પુનને માટે બંધાવ્યો હતો. ઉપલો અંજુમન પત્ર વંચાયા બાદ દસ્તુર હોશંગજીએ શેઠ કુંવરજીનો ઉપકાર માની તેમને શાબાશી આપી, તથા એક અસરકારક વાએજ કરી સંભલાવી હતી. એ પછી અંજુમન તરફથી શેક્રેટરી શેઠ પેશતનજી ફરદુનજી દીવાને દસ્તુરજીને તથા શેઠ કુવરજીને માનપત્રો વાંચી સંભળાવ્યાં તથા શેઆલો હોરાડી, તેમજ એ દરેમેહરના પંથકી એ૦ ફરદુનજી રૂસતમજી મોદી તથા મઉવાલા દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાને શેઆલો હોરાડવામાં આવી હતી. એ બાદ શેઠ કુવરજી તરફથી બપોરનું જમન તૈયાર કરવામાં આવ્યું હતું તેની ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[2]

---

તા૦ ૨૭ મી જુલાઇ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં મરણ માટે દલગીરી બતાવવા પુણાંના રેહવાસીઓની એક સભા આજ દીને ખાંનબાહદુર દોરાબજી પદમજીનાં મકાનમાં તેમનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી, જે વેળાએ એવો ઠેડાવ પસાર કરવામાં આવ્યો હતો કે "ત્રીજા સર જમશેદજી જીજીભાઇનાં નીપજેલાં અકાળ મરણથી જુદી જુદી કોમોને ગયલી મોટી ખોટની અને તેમનાં મરણથી ઉપજેલી અતીઘણી દલગીરીની જાહેર પ્રજા તરફથી નોંધ લેવામાં આવેછે."

એ બાદ સીટી માજીસ્ટ્રેટ મી૦ પલનકેટની દરખાસ્ત ઉપરથી ઠેડવ્યું કે એ મરહુમ ગ્રહસ્થની યાદગારી જાલવવાને મુંબઇમાં જે હીલચાલ થાયછે તેમાં મદદ કરવાને ૫ ઇંગ્રેજ, ૯ હિંદુ, ૪ મુસલમાંન અને ૨૧ પારસી ગ્રહસ્થોની એક કમીટી તથા મેશરસ કુપુસ્વામી મુડલીયર, નવરોજજી પદમજી અને દોરાબજી દાદાભાઇ બુતીને તેના શેક્રેટરીઓ નેમી સભા બરખાસ્ત થઇ હતી.[3]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૯૮.

સર જમશેદજીનાં ઊઠમણાં તારાપોર, દમણ, ઊદવાડા, વલસાડ, બીલીમોરા, ચીકલી, અંદેવી, નવસારી, સુરત, બાહરી, ભરૂચ, ખંબાત, અમદાવાદ, કલીઆણી, ઇગતપુરા, પુણાં, અહમદનગર, આકોલા, ઇંડોર, સીકંદરાબાદ, કરાંચી, એડન, વગેરે ઠેકાણાંઓપર થયાં હતાં.

નામદાર ડ્યુક ઑફ કૉનૉટ અને ગવરનર લૉર્ડ સેંડહરસ્ટે દીલાસાના તાર મોકલ્યા હતા.

૨ જામે જમશેદ, તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૯૮.

એ દરેમેહરમાં નીચલી બે તખ્તીઓ મારેલીછે:—

"શ્રી દાદાર અહુરમજદની મદદ હોજો.

"આ અગીઆરીનું મકાન શ્રી અજમેરના આબકારી કનટ્રાકટર શેઠ નવરોજજી રૂસ્તમજી કલ્યાણીવાલાએ પોતાની કમપની તરફથી મરહુમ શેઠ ફરાંમજી નવરોજજી બાલાભાઇ કલ્યાણીવાલાનાં પુનને માટે બંધાવી જરથોસ્તી અનજુમનનાં પવિત્ર ક્રિયાકામો માટે ખુલ્લું મુકયુંછે. શ્રી અજમેર, શેહેનશાહી રોજ ૮ દેપાદર દાદાર અહુરમજદ માહા ૧૧ બહમન અમશાસફંદ સને ૧૨૬૭ યજદજરદી, તા૦ ૧૯ મી જુલાઇ સને ૧૮૯૮ ઇશવી."

"બનામે યઝદ."

"આએ પવીત્ર આતશદાદગાહનો મુબારક કેબલો શ્રી અજમેરના આબકારી કનટ્રાકટર મરહુમ નવરોજજી રૂસ્તમજી કલ્યાણીવાલાનાં પુન માટે, તેઓના પિતાજી રૂસ્તમજી દાદાભાઇ કલ્યાણીવાલાએ પોતાને ખરચે દખણના વડા દસ્તુરજી સાહેબ હોશંગજી જામાસ્પજીની રાહબરી હેઠલ તખ્તનશીન કરાવ્યોછે. શ્રી અજમેર, શેહનશાહી રોજ ૮ દેપાદર દાદાર અહુરમજદ માહા ૧૧ બહમન અમશાસફંદ સને ૧૨૬૭ યજદજરદી, તા૦ ૧૯ મી જુલાઇ સને ૧૮૯૮ ઇશવી."

૩ ટાઇમ્સ ઑફ ઇં૦, તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૯૮.

તા૦ ૨૮ મી જુલાઇ.

લંડનની ત્રિનિટી કાલેજને લગતી ગાયન વિદ્યાની પરીક્ષા જે અતરે મી૦ સેમોર ડવ નામના ઉસ્તાદ તરફથી લેવાઇ હતી તેમાં નીચલાં પાંચ પારસી બાનુઓ તથા ગ્રહસ્થો માન સાથે પસાર થયાં હતાં:—

મિસો આવાંબાઇ શાપુરજી જશાવાલાં, ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ, શુનાંબાઇ શાપુરજી જશાવાલા; તથા મી૦ રૂસતમજી બરજોરજી મોતીવાલા અને ડા૦ ધનજીશાહ રૂસતમજી તાતા.[1]

મુંબઇની પારસી પંચાતનાં ફંડના એક ટ્રસ્ટી મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ની જગોએ પંચાતનાં ફંડના નવા ટ્રસ્ટી તરીકે શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજીને નેમ્યા હતા.[2]

શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ. ને મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ની જગોએ નામદાર સરકારે મુંબઇનાં બારાંના એક પોરટ ટ્રસ્ટી નેમ્યા હતા.[3]

હીંદી સરકાર તરફથી દર વરસ હીંદી યુનીવરસીટીના બે ચુનંદા ગ્રાડયુએટોને પસંદ કરી, પોતાનો અભ્યાસ આગળ વધારવા માટે ત્રણ વરસની મુદતની ૨૦૦ પાઉંડની વારસીક સકાલરશીપ તથા આવવા જવાનું જુદું નુર આપી ઇંગલંડ મોકલવામાં આવેછે, તેમાંની એક સકાલરશીપ મેળવવાને આ વખત મુંબઇ યુનીવરસીટીની વારી હોવાથી, આપણી યુનીવરસીટી સીનડીકેટે એક ચુનંદા એમ. એ. "જોડયા કામા બીરાદરો" માંનો એક મી૦ કામાજી નવરોજજી પેસતનજી હોરમજજી કામાને પસંદ કર્યાછે.[4]

તા૦ ૫ મી આગશટ.

પુનાના પાંજરાપોળના સેક્રેટરી મી૦ પેસતનજી લીમજીભાઇને તેવણે છેલ્લાં ૨૫ વરસ દરમયન પાંજરાપોળની બજાવેલી કીમતી સેવાની પીછાન તરીકે એક સોનાનો ચાંદ, એક હીરાની વીંટી તથા એક શાલ એનાયત કરવા માટે, પુનાના વેપારીઓ તથા આગેવાન ગ્રહસથોનો એક મોટો મેળાવડો આજ દીને સાંજના પુનાના "જોશી હોલ" માં મળયો હતો, જે વેળાએ આનરેબલ મી૦ ડબલયુ. એચ. ક્રો પ્રમુખસ્થાને બીરાજયા હતા.

પ્રથમમાં મી૦ જી. વી. લીમાયેએ શેઠ પેશતનજીની મેહેનત તથા ખંતની તારીફમાં કેટલુંક કહી સંભલાવ્યા બાદ મી૦ ક્રોએ તેમને એક ભાષણ કરી ઘટતી શાબાશી આપી ઉપલી ચીજો ભેટ આપી હતી. મી૦ પેશતનજીએ ભેટો કબુલ રાખતાં માહજનનો ઉપકાર માન્યો હતો.[5]

તા૦ ૭ મી આગશટ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં મરણ માટે પંચાતનાં દફતરમાં દલગીરી નોંધવાને તથા એ મરહુમ અકાબરની જગાએ તેવણના ભાઇ શેઠ કાવશજી ખરશેદજી જમશેદજી, જેવણ હવેથી ચોથા બારોનેટ સર જમશેદજી જીજીભાઇનાં નામે ઓળખાશે તેવણને આપણી કોમના વડા તરીકે પીછાંનવા તથા કબુલ રાખવાનો ઠેડાવ કરવા સારૂં જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા આલબલેસ બાગમાં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. સરનશીન સાહેબની તરફથી તેમના બેટા શેઠ બહમનજીએ મરહુમ સર જમશેદજીની તારીફમાં કેટલુંક કહી સમજાવ્યા બાદ મી૦ હોરમસજી મનચેરજી ચીચગરે પહેલી દરખાસત મેલી કે આપણી જરથોસતી કોમના મરહુમ વડા અકાબર શેઠ માણેકજી ખરશેદજી જમશેદજી તે નામદાર સર જમશેદજી જીજીભાઇ (ત્રીજા) બારોનેટ સી. એસ. આઇ. જેવણ રોજ ૬ ઠો માહા ૧૧ મો શેહેનશાહી સને ૧૨૬૭ યઝદેજરદી, તા૦ ૧૭ મી જુલાઇ સન ૧૮૯૮ ને વાર રવેઉને દીને મુંબઇમાં મેઝેગોન કેસટલ ખાતે હક થયાછે તેવણનાં શોકજનક મરણથી જરથોસતી અંજુમનને મોટી દલગીરી ઉપજીછે. એવણ સાહેબને જરથોસતી અંજુમને તા૦ ૨૯ મી જુલાઇ સને ૧૮૭૭ ને દીને પોતાના વડા અકાબર નેમયા હતા. તે દીનથી તે પોતાનાં મરણની ઘડી સુધી એટલે ૨૧ વરસ સુધી એવણ સાહેબે પોતાનો ઓધો ટોળાનાં સંપુરણ માન અને વીશવાસ સાથ બજાવ્યોછે, અને જરથોસતી ટોળાનાં ભલાં માટેનાં દરેક કામમાં ચપળ અને આગેવાન ભાગ લીધોછે. પારસી પંચાયતના ધરમખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ત્રસટી સાહેબોના સરનશીન તરીકે તે સાહેબો હસતકનાં સઘળાં ધરમખાતાંઓનો ઉપલી મુદત સુધી એવણે પોતાના હમશરીક ત્રસટી સાહેબો સાથે સંતોશકારક રીતે કારોબાર ચલાવ્યોછે, તેમજ પોતાના મુરબી પહેલા સર જમશેદજી જીજીભાઇ બારોનેટે પોતે સથાપેલાં ધરમખાતાંઓનો કારોબાર, તે ધરમખાતાંઓના સરનશીન તરીકે, પોતાના હમશરીક ત્રસટી સાહેબો સાથે, ઉમંગ અને કાળજીથી ચલાવી, એવણ સાહેબે પહેલા સર જમશેદજીનાં નામની કીરતી જાળવી રાખીછે. જરથોસતી

૧ રાસત ગોફતાર, તા૦ ૩૧ મી જુલાઇ ૧૮૯૮.
૨ જામે જમશેદ, તા૦ ૪ થી આગશટ ૧૮૯૮.
૩ બોમ્બે ગવ૦ ગેઝેટ, તા૦ ૪ થી આગશટ ૧૮૯૮.
૪ જામે જમશેદ, તા૦ ૫ મી આગશટ ૧૮૯૮.
૫ જામે જમશેદ, તા૦ ૯ મી આગશટ ૧૮૯૮.

ટોળાનાં લાભનાં સઘળાં કામકાજોમાં આગેવાન ભાગ લેવા ઉપરાંત એવણ સાહેબે મુંબઈની સઘળી કોમોના સામાનય લાભનાં ઘણાંક જાહેર કામોમાં આગેવાન ભાગ લઈને બીજી કોમોનો પણ વાહ પોતા તરફ મેળવ્યોછે. નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઈ બારોનેટનું મુબારક નામ એવણ સાહેબે વગર ઝાંખ લાગાડે પવીત્ર જાળવી રાખ્યુંછે, અને તેવણનાં નામનો પમરાટ ચાલુ રાખ્યોછે. વળી પોતાના મોટા દરજ્જા છતાં એવણ સાહેબે હમેશાં સાલેસાઈ, નમ્રતા, મીલનસારી, અને એક સુધા ગ્રહસ્થને છાજે એવો અમીરી ખવાસ જાળવી રાખ્યાં હતાં. એવા ભલા વડા અકાબરને ખોવાથી પારસી ટોળાને મોટી ખોટ ગઈછે, અને તે ખોટની દલગીરીભરી નોંધ અત્રેની અંજુમનની આ સભા લેછે. આ દરખાસ્તને દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણાએ ટેકો આપ્યા બાદ ખાંનબાહદુર ફીરોજ હોશંગ દસ્તુરે દરખાસ્ત કીધી કે અંજુમનની આ સભા પોતાના સરનશીન નામદાર સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટને અરજ કરેછે કે આ સભા તરફથી હાલ પસાર કરેલા પહેલા ઠરાવની એક નકલ, એક ઘટતાં પત્ર સાથે એવણ સાહેબે પારસી પંચાયતનાં ધરમખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ટ્રસ્ટી સાહેબો ઉપર, અંજુમનનાં દફતરમાં નોંધવા માટે મોકલી આપવી, અને એક નકલ મરહુમ સર જમશેદજી જીજીભાઈનાં વીધવા બાઈ જરબાઈ તે ડાવેજર લેડી જમશેદજી ઉપર અને એક નકલ મરહુમ શેઠના ભાઈ શેઠ કાવસજી ખરશેદજી જમશેદજી તે સર જમશેદજી જીજીભાઈ (ચોથા) બારોનેટ ઉપર ઘટતાં પત્રો સાથે મોકલી આપવી. એ દરખાસ્તને એ૦ શેહરીઆરજી દાદાભાઈ ભરૂચાએ ટેકો આપ્યો.

મી૦ ખરશેદજી રૂસતમજી કામાજીએ દરખાસત કરી અને તેને મી૦ નવરોજજી જહાંગીરજી ગામડીઆએ ટેકો આપ્યો કે, "મરહુમ ત્રીજા બારોનેટ સાહેબ સર જમશેદજી જીજીભાઈ પોતાના વખતમાં, આપણી અંજુમનનાં ધરમનાં ફંડના ટ્રસટી સાહેબો, તથા અકાબરો તથા બીજા આગેવાનોને પોતાની સાથે લેઈને મુંબઈની જરથોસતી અંજુમનને લગતાં કામકાજો જે પ્રમાણે ચલાવતા હતા, તેજ પ્રમાણે તેવણના ભાઈ સર જમશેદજી જીજીભાઈ ચોથા બારોનેટે હવે પછી કામકાજ ચલાવવું, તથા પ્રમુખનો જે દરજ્જો સર જમશેદજી જીજીભાઈ ત્રીજા બારોનેટ ભોગવતા હતા તે દરજ્જો સર જમશેદજી જીજીભાઈ ચોથા બારોનેટને આપવાને આ સભા ઠરાવ કરેછે."

શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ દરખાસ્ત કીધી અને તેને ડા૦ કાવશજી હોરમજજીએ ટેકો આપ્યો કે અંજુમનની આ સભા પોતાના સરનશીન નામદાર સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટને અરજ કરેછે કે તેવણ સાહેબે ત્રીજા ઠરાવની એક નકલ શેઠ કાવસજી ખરશેદજી જમશેદજી તે સર જમશેદજી જીજીભાઈ (ચોથા) બારોનેટ સાહેબ ઉપર એક ઘટતા પત્ર સાથે મોકલી આપવી.

શેઠ કાવશજી દાદાભાઈ દુબાશે દરખાસ્ત કીધી અને તેને શેઠ ફરાંમરોજ રૂસતમજી જોશીએ ટેકો આપયો કે જરથોસતી કોમના આગેવાન અને આબરૂદાર ગ્રહસથોએ કરેલી એજનેમાસને માન આપીને પારસી પંચાયતના ધરમખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ટ્રસટી સાહેબોએ આ સભા બોલાવી તે માટે આ સભા તે સાહેબોનો ઉપકાર માનેછે.

બાદ રાબેતાના ઉપકારના ઠરાવો પસાર કરી સભા બરખાસ્ત થઈ હતી.[1]

---

તા૦ ૧૧ મી આગશટ.

મુંબઈનાં મ્યુનીસીપાલ કારપોરેશનના એક અધિકારી સર જમશેદજી જીજીભાઈ (ત્રીજા) બારોનેટની ખાલી પડેલી જગા ઉપર નામદાર સરકાર તરફના એક અધિકારી તરીકે સર જમશેદજી જીજીભાઈ (ચોથા) બારોનેટને નેમ્યા હતા.[2]

---

અતરેના ફ્રેંચ વાઈસ-કૌનસલ શેઠ જમશેદજી શેરાબજી શેઠનાને તેમની ૧૪) વર્ષની લાંબી અને નીમકહલાલ નોકરીઓના બદલામાં ફ્રાન્સની સરકારે "નાઈટ ઑફ ધી ઑરડર ઑફ કેમબોજ" નો ખેતાબ આપ્યો હતો.[3]

---

૧ જામે જમશેદ, તા૦ ૮, ૯ મી આગશટ ૧૮૯૮.

પુણાં મધે તા૦ ૮ મી આગશટે નશરવાંનજી પીટીટ હૉલમાં દસ્તુર હોશંગજીનાં પ્રમુખપણાં હેઠલ મલેલી પારસીઓની સભામાં મરહુમ સર જમશેદજીનાં મરણની દલગીરી બતાવી પુણાં અને ખરકીની પારસી કોમના વડા તરીકે સર જમશેદજી ચોથા બારોનેટની નેમણુક કીધી હતી.

અમદાવાદ મધે તા૦ ૨૧ મી આગશટે ત્યાંની દરેમેહરમાં શેઠ જાંગીરજી પેશતનજી વકીલનાં પ્રમુખપણાં હેઠલ મલેલી સભામાં ચોથા સર જમશેદજીને અમદાવાદની જરથોશતી અંજુમનના ચુંટી કાઢેલા વડા અકાબર સ્વીકારયા હતા, તથા ડા૦ બાધુરજીનાં મરણ માટે દલગીરી દેખાડી હતી.

૨ બોમ્બે ગ૦ ગેઝેટ, તા૦ ૧૧ મી આગશટ ૧૮૯૮.

૩ ટાઈમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૭ મી આગશટ ૧૮૯૮.

તા૦ ૧૫ મી આગસ્ટ.

રોજ ૫ માહ ૧૨ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—ડાકટર કૈખશરૂ નશરવાનજી બાહાદુરજી[1]—(ઉમર વર્ષ ૩૮). એવણનો જનમ સુરત જીલ્લાનાં ઉમરા ગામમાં પોતાનાં મમાઇનાં સાદાં ઘેરમાં તા૦ ૪ થી નવેમ્બર ૧૮૬૦ ને દીને થયો હતો. ૧૮૭૮ માં લેતીન ભાષા લેઇ મેત્રીકયુલેટ થયા પછી ૧૮૮૦ માં એફ. ઇ. એ. ની પરીક્ષા પસાર કરી, ૧૮૮૧ માં બી. એ. ની પરીક્ષામાં નીષ્ફળ થવાથી ગીલક્રીસ્ટ સ્કાલરશીપ મેલવવાનો કસદ કર્યો. અને ૧૮૮૨ ના જાનેવારીમાં એ માટેની હરીફાઇ કરી એવણ આખા હિંદમાંથી રજુ થયલા ઉમેદવારોમાં પેહલા આવ્યાથી એ સ્કાલરશીપ એમને મલી. જે લઇ ૧૮૮૨ ના આગસ્ટ માસમાં ઇંગ્લાંડ ગયા, અને લંડન યુનીવરસીટી કૉલેજમાં દાખલ થઇ, સાયનસનો બહુ શોખ હોવાથી તે ખીલવવા ચુનંદા ઉસ્તાદોની તાલીમ લઇ મેહનત કરવા માંડી. એમ. આર. સી. એસ., તેમજ એમ. બી. ની તબીબી પરીક્ષાઓ પસાર કરી ફૉરેનઝીક મેડીસીનની પરીક્ષા "આનરસ" સાથે પસાર કરવાનું માન મેલવ્યું. એ તબીબી પરીક્ષાઓ પસાર કરવા સાથે "બેચલર ઑફ સરજરી" ની ડીગ્રી પણ મેલવી. લંડન યુનીવરસીટીની એમ. ડી. ની ડીગ્રી પેહલા વરગમાં "ડબલ આનરસ" સાથે ૧૮૮૬ માં પસાર કરી. જે બેશક અસાધારન હતું. ગીલક્રીસ્ટ ફંડના ટ્રસ્ટીઓ પણ એમની એવી ફતેહથી ખુશી થઇ નેમેલી મુદત ઉપરાંત એક વધુ વર્ષ એ સ્કાલરશીપ આપી હતી. જેમ આજ સુધી કોઇપણ બીજા હિંદી વિદ્યાર્થીના બાબમાં બન્યું નથી. એ ઉપરાંત "ફારમાકોલોજી" નો વધુ અભ્યાસ કરી કાંઇ નવી શોધખોલમાં ધ્યાન દોડાવવાને ટ્રસ્ટીઓએ ૭૫) પાઉંડની રકમ એવણને ખાશ ઉત્તેજન તરીકે ભેટ આપી હતી. એ અભ્યાસ માટે એવણ **બર્લીન** ગયા અને ત્યાંના જાણીતા પ્રો૦ લીબ્રીકની લેબોરેટરીમાં જોડાઇ અભ્યાસ ચલાવ્યો, અને જાણીતા જર્મન વૈદ પ્રો૦ કૉકની લેબોરેટરીમાં પણ કામ કર્યું. લંડન પાછા ફરી દીવાનાપણાંની માંદગીનો ખાસ અભ્યાસ કરવા માંડયો, અને તેને લગતી પરીક્ષા આપી. યુરોપના ઘણાક માનવંત વિદ્વાનોની ઉંચી સરટીફીકેટો અને ભલામણ મેલવી હિંદ પાછા ફર્યા, જે વેળા મુંબઇના ગવરનર લૉર્ડ રે હતા, જેવણ જરમન વિદ્વાનો તરફથી એમને મળેલાં સીફારસપત્રો વાંચી છક થઇ ગયા, અને ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં કલીનીકલ મેડીસીન તથા ફારમેકોલોજીના વધારાના પ્રોફેસર એમને નેમ્યા. પણ એક હિંદીવાન આગલ વધે તે એંગ્લો ઇંડીઅન તબીબોને રૂચ્યું નહી, અને એમને અનેક અગવડોમાં નાખ્યાથી, થોડીક મુદતમાંજ એ કૉલેજ, લેબોરેટરી વગેરે સાથેનો સંબંધ જાથુકનો છોડવો પડયો. પણ મુંબઇમાં એમની પ્રેકટીસ ઘણી મોટી થઇ ગઇ હતી, છતાં જાહેર કામોમાં ઘણો ભાગ લેતા. ૧૮૯૦ માં એમને માહબલેશ્વર ખાતે ઘોડેસ્વારી કરતાં સખત અકસમાત નડયો, અને કેટલાંક અઠવાડયાંની માંદગી પછી સાજા થયા. ૧૮૯૨ માં સુપ્રશાંતીની કૉનગ્રેસમાં ભાગ લેવા એવણ ઇંગ્લાંડ ગયા હતા. એ પ્રસંગે હિંદી મીલોની વધતી જતી સંખ્યાથી લેંકેશાયરના મીલવાળાઓ ચીંતામાં પડયા હતા, તેઓને રાજી રાખવા માટે મી૦ હોલટ હૅલેટ નામના ગ્રહસ્થે હિંદી મજુરોપર પડતાં "હેવાનીયતભર્યાં ઘાટકીપણાં" ઉપર અલંકારીક ચુજારો ઇંગ્લાંડમાં ચલાવવા માંડયો હતો, જે હસવાજોગ, ચુજારાનો એવણે એવો તો અસરકારક રદીઓ એ કૉનગ્રેસમાં તેમજ કૉનગ્રેસની બાહર જાહેર ભાષણો કરીને આપ્યો કે "ધી ટાઇમસ" જેવાં પત્રને પણ પોતાની ભુલ કબુલ કરવી પડી. હિંદુસ્તાનમાં સરકારી ખરચે પાશચુર ઇનસ્ટીટયુટ ઉભું કરવાની એંગ્લો ઇંડયન માંગણીને એવણે ઠંડી પાડી નાખી હતી. હિંદીવાન તબીબોને થતા ગેરઇનસાફ ઉપર એઓએ સતાવાળાઓનું મજબુત ધ્યાન ખેંચ્યું હતું. લૉર્ડ વેલબીવાલા બાદશાહી કમીશન સનમુખ આંકડાઓ સાથની જબાની આપી, ચંચળ દેશી તબીબોનો વધુ લાભ લેવાથી સરકારી તબીબી ખાતાને ખરચના ઘટાડા સાથ થનારા લાભો પુરવાર કરી આપ્યા. મુંબઇ યુનીવરસીટીના સેનેટમાં તબીબી પરીક્ષાઓનાં ધોરણમાં સુધારો કરવાની જીકર ઉઠાવી, જેના પરીણામમાં ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં ફીઝીયોલોજી તથા પેથોલોજીની મલતી તાલીમ વધારે ઉંચા પ્રકારની થઇછે. મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનમાં એવણે દાખલ થઇ બીનહેહસતે શેહરનું તનદરોસ્તીખાતું ચહડતી પંકતીપર મેલવાને પુર હીમતથી સેવા બજાવી હતી. પોતાની પારસી કોમના ભલાં માટેબી બહુ દાઝ બતાવી હતી. રાજાબાઇ ટાવરવાલી ગમખાર હોનારત વેળા તેનું મુળ શોધી કાઢવાને પોતાનો વખત અને પૈસાનો ભોગ આપી મરયા હતા, મુંબઇમાં ફેલાયલી મરકી વખતે પરેલની "પારસી ફીવર હોસ્પીટલ" સ્થાપી તેના તબીબ તરીકે પોતે તદન મુફત સેવા બજાવવાની હીમતવાન ઉદારતા બતાવી હતી. તે વેળા શેહરમાં મોટો ગભરાટ હતો. મરકીના દરદીની નજદીક જવું તે મોતની

---

૧ શેઠ દોરાબ (બારીસ્ટર), અને ડા૦ જમશેદ નશરવાનજી બાહાદુરજીના ભાઇ.

એવણનાં વલસાડ, નવસારી, સુરત, અને અમદાવાદમાં ઉઠમણાં થયાં હતાં, તથા ઘણે ઠેકાણે એવણનું ગોઅેદાએ ધુપનીરંગમાં નામ દેવાનું શરૂ કીધું હતું.

એવણનાં માનમાં અતરેની કેટલીક નીશાલો તથા શેરબજાર અને દાણાં બજાર બંધ કરવામાં આવ્યાં હતાં.

એવણની યાદગારીમાં મુંબઇના તબીબોએ ફંડ ઉભું કરી રૂ.૭૫૦૦) એકઠા કર્યા હતા, તેમાંથી ગ્રાંટ મેડીકલ કાલેજના કંપાઉંડમાં વિદ્યાર્થીઓને માટે એક વાર્ડ "ડાકટર બાહાદુરજી વાર્ડ" ને નામે બાંધવામાં આવ્યો હતો. જે તા૦ ૧૦ મી જાનેવારી ૧૯૦૨ ને દીને ડાકટર ડ્યુક પ્રીનસીપાલે ખોલ્લો મુકયો હતો.

આડાઆડ જવા જેવું લેખાતું, તે વેળાની એ સેવા કેવી અમુલ્ય હતી! એ હૉસપીટલના વડા તરીકેની બાહદુર સેવાઓના બદલામાં એવણને તા૦ ૧૩ મી નવેમબર ૧૮૯૭ ને દીને પારસી પંચાયતના ફંડના ટ્રસ્ટી સાહેબોએ એક મોટી મીજલસ ભરી મરહુમ ત્રીજા સર જમશેદજીના હાથે એક શુંદર ઘટતા લેખ સાથનું કપ ભેટ આપ્યું હતું. બીજે વર્ષે હૉસપીટલ પાછી ચાલુ કરાવી પોતાની બીનસ્વારથી સેવાઓ પાછી આપી હતી. કમનસીબે તેવણે દરદીનાં બેશીઓને તેની આગલ રેહવાની મના કરવાથી પારસી કોમમાં ઘણી ચરચા ચાલી હતી, અને એવણ કોમના—મુખ્ય કરી ગરીબ જાતભાઇ કુટુંબોના—મોટા અણગમામાં આવી પડયા હતા. પણ પ્રમાણીક નીષ્ટાથી પોતા હસ્તક મેલાયલાં દરદીઓનાં ભલાં કાજે તે બફગી એંચી લઇ પોતાની જેહમતભરી ફરજ બજાવવાનું અને બની શકતી ઉંચી સાહરવારથી તે કમનશીબ પટકઇ પડેલાંઓને બચાવવાનું ચાલુ રાખ્યું હતું. એવણ સુઘા, સાચા, બીનસ્વારથી, પરદુખ ભંજનીક તથા દેશહીતકારીક લાગણીના હતા અને એક બહુજ ફતેહમંદ તબીબ તરીકે બોહોળી પ્રેકટીસ ધરાવતા હતા.

---

તા૦ ૧૮ મી આગશ્ટ.

રોજ ૮ માહ ૧૨ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—બહમનજી દીનશાહજી બાંન[1]—ઉમર વર્ષ ૪૭). મુંબઇ તથા સીલોન ખાતે વેપાર કરતી જાણીતી મેસરસ દીનશાહ તથા ફરામજી ભીખાજી બાનની કંપનીના વડા ભાગ્યા હતા. એવણે હિંદુસ્તાનમાં મલબાર કોસ્ટા ઉપર અને ચીન ખાતે મુસાફરીઓ કરી હતી.

---

તા૦ ૧૯ મી આગશ્ટ.

રોજ ૯ માહ ૧૨ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—પેશતનજી શાપુરજી ગજધર[2]—ઉમર વર્ષ ૮૬). એવણ કલકતાવાળા પોતાના સસરા મરહુમ શેઠ નશરવાનજી મનચેરજી ગઝદર સાથે ભાગમાં ચીન તથા કલકતાનો વેપાર ચલાવતા હતા. ગણદેવી ગામની જરથોસતી અંજુમનનાં ધરમનાં ફંડો, વગેરેના વહીવટમાં એવણ પોતાની જીંદગીના છેડા સુધી જોડાઇ રહ્યા હતા, અને તેની ચોકાસી અને ચાલાકીભરી ચોંપથી એવણે જાળવણી કરી હતી તથા નાની શરૂઆત ઉપરથી ફંડને વધારી રૂ૫૦૦૦૦) ની મોટી રકમ ઉપર આણ્યું હતું. ગણદેવી તથા તેને લગતાં બીજાં ગામોના જરથોસતીઓને એવણ ઘણા ઉપયોગી થઇ પડયા હતા.

---

તા૦ ૨૦ મી આગશ્ટ.

મી૦ ધનજીભાઇ ફકીરજી કોમોડોર, તે મરી હીલના આનરરી માજીસ્ટ્રેટ છેલ્લી સરહદની લડાઇ દરમયાન, મેલ કંત્રાકટર તરીકે નામદાર સરકારની બજાવેલી કીમતી સેવાની નોંધ નામદાર વાઇસરાય તરફથી બાહેર પડેલાં એક જાહેરનામામાં લેવામાં આવીછે.[3]

---

તા૦ ૨૬ મી આગશ્ટ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ (ત્રીજા) બારોનેટ, સી. એસ. આઇ. નાં અકાલ મરણથી આ શેહરને ગયલી ખોટ માટે દલગીરીની નોંધ લેવા અને તેમની આતરે યાદગારી રાખવા સારૂં એક ફંડ ઉભું કરવાને તેમના મિત્રો અને વખાણનારાઓની એક મોટી સભા આજ દીને ટાઉન હાલમાં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટનાં ઇજનથી મલી હતી.[4] નામદાર ગવરનર લોરડ સેંડહરસ્ટે પ્રમુખની ખુરસી લીધી હતી, જે બાદ તેણે મરનારની લાયકી તથા સેફતમાં એક ભાષાણ કીધું હતું. એ પછી નામદાર ચીફ જસટીસ સર ચારલસ ફેરને દરખાસ્ત કરી કે સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. નાં મરણથી આ શેહરને ગયલી ખોટ માટે આ સભા બહુ દલગીરીભરી નોંધ લેછે, જે મરનાર ગ્રહસ્થ પ્રજાલાભનાં કામોની દરેક હીલચાલને ટેકો આપવાને હમેશ તઇયાર રેહેતા હતા અને સઘળી વરણના લોકો તરફની પોતાની દીલસોજીથી, પોતાની સાલેસ નમ્ર વરતણુકથી મુંબઇની સઘળી વરણના શેહેરીઓનો ચાહ અને માન મેળવ્યાં હતાં, અને સભા આતરેથી ઠરાવ કરેછે કે, આ સભાની દીલસોજીની લાગણી આતરે નેમાનારા સેક્રેટરીઓએ ડાવેજર લેડી જરબાઇ જમશેદજીને, મરનારના ભાઇ હાલના સર જમશેદજીને તથા મરનારનાં છોકરાંઓને લખી જણાવવી.

એ દરખાસ્તને હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતાએ ટેકો આપ્યો. એ બાદ રેવરંડ ડાકટર મેકીકનની દરખાસ્ત અને શેઠ હોરમજી દાદાભાઇ જડજના ટેકાથી ઠેડાવ થયો કે મરનાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટની યાદગારી ઘટતી રીતે જાળવી રાખવી જોઇયેછે, એવું આ સભાનું મત છે.

હાનરેબલ જસટીસ બદરૂદીન તૈયબજીની દરખાસ્ત અને પ્રોફેસર હાથોરનથવેટના ટેકા સાથે ફંડ ઉભું કરવા એક કમીટી મુકરર કીધી[5] તથા ફંડ કયાં કામમાં વાપરવું

---

1 શેઠ પેશતનજી દીનશાહ બાનના ભાઇ.

2 શેઠ નવરોજજી પેશતનજી ગજધરના બાવા.

3 જામે જમશેદ, તા૦ ૨૨ મી આગશ્ટ ૧૮૯૮.

4 ટાઇમસ ઑફ ઇં૦, તા૦ ૨૭ મી આગશ્ટ ૧૮૯૮.

5 કમીટીના સેક્રેટરીઓ તરીકે શેઠો કાઝી કબીરૂદીન, આદમજી પીરભાઇ, ડા૦ થામસ બ્લેની, સી. આઇ. ઇ.; નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ.; અને હરકીશનદાસ નરોતમદાસ નેમાયા હતા.

તે હવે પછી નાણાં ભરનારાઓની સભા બોલાવી નકી કરવાનો ઠેડાવ થયો.[1]

ડાકટર થામસ બ્લેનીની દરખાસ્ત ઉપરથી નામદાર પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.[2]

તા૦ ૨ જી સપ્ટેમબર.

રોજ ૨૩ માહ ૧૨ (શે૦) ૧૨૬૭ યજદેજરદી.

**મરણ**—દીનબાઇ તે મરહુમ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવા—ઉમર વર્ષ ૬૮). એવણ મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇના વડા દીકરા શેઠ મેહરવાનજી જીજીભાઇનાં બીજાં બેટી હતાં. એવણનો જનમ તા૦ ૧૨ મા જુલાઇ ૧૮૩૧ ને દીને મુંબઇમાં થયો હતો, અને ઇ૦ સ૦ ૧૮૩૭ માં પોતાની છ વર્ષની વયે એમનાં લગન પોતાના ફુઇના દીકરા શેઠ નશરવાનજી માણેકજી પીટીટ સાથે થયાં હતાં. એમનો એકપુરો દીકરો શેઠ જમશેદજી ૧૮૮૮ માં બેહસ્તનશીન થયાથી તે વખતથી એકાંતવાસ પકડી નેકી અને પુનનાં કામોમાં ચીત રોકયું હતું. પોતાના ધણીની હૈયાતીમાંજ બાઇ દીનબાઇએ પોતાના મમાવા મરહુમ શેઠ મેહરવાનજી માણેકજી પટેલની ભીંડીબજારની દરેમેહરનું મકાન પુરાતન થવાથી તે પોતાને ખરચે નવેસરથી બંધાવી તેમાં તા૦ ૩ જી જુન ૧૮૭૮ ને દીને જુના આદરીયાન તખ્તનશીન કીધાં. ૧૮૮૮ માં મરહુમ દીકરા જમશેદજીનાં ઉઠમણામાં એવણે પોતાના ગીરોના રૂ૫૦,૦૦૦) આપી પારસી ઑરફનેજની સ્થાપનામાં પેહલો હીસો આપ્યો. એ ખાતું ઉઘડવાને દીને રૂ૧૨,૦૦૦) અને મરહુમ શેઠ જમશેદજીની વર્ષીને દીને બીજા રૂ.૧૦૦૦) આપ્યા. તા૦ ૨ જી જુલાઇ ૧૮૯૧ ને દીને એવણે રૂ.૨૨૫૦૦) નાં બૉન્દ પારસી પંચાયતના ટ્રસ્ટીઓને સ્વાધીન કરી તેનાં વ્યાજમાંથી શેહનશાહી દેહ મહીનાના ચોથા ગહમબારની નાતનું જાહેર જમણ પોતાના દીકરાનાં પુન માટે કરાવવાની ગોઠવણ કરી. બાદ તા૦ ૧૯ મા નવેમબર

---

[1] એ ફંડમાં ભરાયલી રકમોમાં મુખ્ય નીચે પ્રમાણે હતી:—રૂ.૧૫૦૦) સર દીનશાહ માણેકજી પીટીટ; રૂ.૧૦૦૦) બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટ, બાઇ આવાંબાઇ ફરાંમજી પીટીટ, શેઠો જીજીભાઇ ફરાંમજી પીટીટ, નવરોજજી નશરવાંનજી વાડીઆ; રૂ ૭૫૦) શેઠો કાવશજી દીનશાહ બ્રધરસ; રૂ.૫૦૦) શેઠો જમશેદજી અરદેશર વાડીઆ, બહમનજી દીનશાહ પીટીટ, એદલજી દીનશાહ (કરાંચીવાળા), સર જાંહગીર કાવશજી જાંહગીર; રૂ.૩૦૦) શેઠ રૂસતમજી શેરાબજી પાણીવાળા; રૂ.૨૭૫) શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કામદીન; રૂ.૨૫૦) શેઠ જમશેદજી નશરવાંનજી તાતા; રૂ.૨૦૦) શેઠો એદલજી ફરાંમજી આલબલેસના છોકરાઓ; કાવશજી દાદાભાઇ દુબાશ, ઢાકાના નવાબ, લીમડીના ઠાકોર સાહેબ, આદમજી પીરભાઇ, નવરોજજી માણેકજી વાડીઆ, સર સુલતાન મહમદશાહ આગાખાંન, બાઇ ગુલબાઇ બહમનજી પીટીટ, ડોસાભાઇ ફરાંમજી કરાકા; રૂ.૧૫૦) સરદાર હાજી કાસમ મીઠા, શેઠો જાંહગીર, ધનજીભાઇ, અને પીરોજશાહ બહમનજી પીટીટ, બેહરાંમજી જીજીભાઇ, રૂસતમજી બેહરાંમજી જીજીભાઇ; રૂ.૧૨૫) શેઠ જાલભાઇ અરદેશર, નવરોજજી પેશતનજી વકીલ, ખા. બા. શેરાબજી પદમજી; રૂ.૧૦૦) શેઠો શાપુરજી સોરાબજી અને રતનશાહ દાદાભાઇ, નશરવાંનજી અરદેશર હો. વાડીઆ, કરીમભાઇ ઇબરાહીમ, બહમનજી જીજીભાઇના છોકરાઓ, ધનજીભાઇ બહમનજી, મેહરવાંનજી અને હોરમજજી મંચેરજી કામા, નવરોજજી જાંહગીર ગામડીયા, કાવસશાહ શેરાબજી પાણીવાલા, બાઇ સુનાબાઇ શેરાબજી પાણીવાલા, ડા૦ ધનજીભાઇ રૂસતમજી વાડીઆ, ડા૦ થામસ બલેની, તલકચંદ અને શાપુરજી, હીઝ હાઇનેસ માહરાજા ગાયકવાડ, જાંહગીરજી બેહરાંમજી દલાલ, સરદાર દસ્તુર હોશંગજી જામાસપજી, દસ્તુર બહમનજી જામાસપજી, સરદાર ઉમર જમાલ, શેરાબજી નવરોજજી તલાટી, શેરાબજી માણેકજી દમણવાલા, ખા. બા. હોરમજજી દાદાભાઇ, બેહરાંમજી નશરવાંનજી સીરવઇ, મેસરસ ધરમસી તથા નરોતમ મોરારજી ગોકળદાસ વગેરે નાહની મોટી રકમો દરેક કોમમાંથી ભરાઇ હતી.

લંડનથી પણ એ ફંડમાં હીંદુસ્તાનના આગલા મોટા અમલદારોએ સર મંચેરજી મેહરવાનજી ભાવનગરીના મારફતે પૌંડ ૩૭ શીલીંગ ૧૧ રૂ.૫૬૦) ની રકમ ભરી મોકલી હતી.

[2] એ ફંડમાં નાણાં ભરનારાઓની એક સભા તા૦ ૮ મી ડીસેમબર ૧૯૦૦ ને દીને મળી હતી તેમાં નીચે મુજબ ભરાયલાં ફંડનો ફેસલો કરવાને ઠેરવ્યું હતું:—

ફંડના એક સેક્રેટરી મી૦ હરકીસનદાસ નરોતમદાસે વાંચેલા હીસાબમાં જણાવવામાં આવ્યું હતું કે, રૂ.૧૮૬૩૯) ની રકમ વસુલ થઇ હતી, જયારે રૂ.૭૦૦) ની રકમ વસુલ થઇ નહી. રૂ.૧૭૫૦૦ ઉપર સાડાત્રણ ટકાનાં વ્યાજ પ્રમાણે રૂ.૧૧૦ાા મળતાં કુલે રૂ.૧૯૭૪૮ાા ની રકમ હાથમાં હતી, જેમાંથી ખરચ બાદ જતાં રૂ.૧૯૧૨૯ા રહયાછે. ભરાયલા રૂપીઆમાં પારસીઓના રૂ.૧૬૪૭૪, મહામેદનોના રૂ.૮૭૬, યુરોપીયનોના રૂ.૫૬૮, હીંદુઓના રૂ.૪૭૬ તથા યાહુદીઓના રૂ.૨૪૫ હતા.

મી૦ અમીરૂદીન તઇયબજીએ દરખાસત કરી, જેને ડાકટર કાવસજી હોરમસજીએ ટેકો આપયો કે મરહુમ ત્રીજા બારોનેટ સર જમશેદજી જીજીભાઇની યાદગારીનાં ફંડનો જે હીસાબ આનરરી સેક્રેટરીઓએ રજુ કરયોછે તે બહાલ રાખવો. દરખાસત પસાર થઇ હતી.

મી૦ ખરશેદજી રૂસતમજી કામાએ દરખાસત કરી કે ત્રીજા બારોનેટ સર જમશેદજી જીજીભાઇની યાદગારીનાં ફંડની ભેગી થયલી રકમમાંથી રૂ.૬૦૦૦ મરહુમ સર જમશેદજીની યાદગારીમાં મુંબઇ યુનીવરસીટીને આપવા, અને બાકીની રકમ પારસી પંચાયતના ત્રસટીઓને એવી અરજ કરીને સવાધીન કરવી કે, મરહુમ ત્રીજા બારોનેટ સર જમશેદજી જીજીભાઇનાં નામનું તેઓના ચોપડામાં જુદું ખાતું પાડી તેમાં એ રકમ જમે કરી, તેનું દર વરસે જે વયાજ ઉપજે, તે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટયુશનની મેનેજીંગ કમીટીના મેમબરોને સવાધીન કરવું, જેઓ મરહુમ ત્રીજા બેરોનેટ સર જમશેદજી જીજીભાઇની યાદગારી જળવાય તેવી રીતે પોતાની મુનસફી પ્રમાણે તેનો ઉપયોગ કરશે.

૧૮૯૧ ને દીને એવણના ધણી બેહસ્તનશીન થયા, ત્યારે પોતાની લખોની પુંજી બાઇ દીનબાઇને કશા પણ બાધ વીના ગમેતેમ ખરચવાની વસીહત કરી આપી ગયા. પોતાના ધણીનાં ઉઠમનાંમાં એવણે રૂ.૨૩૬૫૦૦) ની રકમ ધરમખાતે આપી વર્ષ દહાડા સુધી દર મહીનાની બાજને દીને ધરમખાતે રકમો આપી હતી. માસીશાને દીને પુનાનો ભવાનીપેંઠનો બંગલો ત્યાંના જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાને "ન. મા. પીટીટ હૉલ" ને નામે ભેટ આપ્યો, તથા તેની મરામત, ફેરફાર અને કીયા માટે હીંદોળા બાંધવા વગેરેના રૂ.૧૫૦૦૦) ખરચ્યા. તથા તેનો નીભાવ અને કદમી મોબેદ રાખવા વગેરે માટે રૂ.૧૦૦૦૦) અનામત આપ્યા. તથા પુનાની "દેવીડ સાસુન ઇનફર્મ અસાઇલમ" મા રકતાપીતના બે વૉર્ડ બાંધવા રૂ.૮૦૦૦) અને બીજાં ધર્મખાતાંઓમાં રૂ.૩૦૦૦) આપ્યા હતા. બીજા મહીનાની બાજને દીને પરેલ લાલબાગને લગતી ૨૦૦૦૦) ચોરસવાર જગા અને તેપરનો બંગલો જેની કીમત તે વેળા રૂ.૫૦૦૦૦) અંકાતી હતી તે જ. ન. પીટીટ ઑરફનેજને ભેટ આપ્યો. કોટમાં જુને મોદીખાને રૂ.૫૦૦૦૦) નું એક મકાન ગરીબ પારસી વીધવાઓને ફકત આઠ આનાનાં માસીક ભાડે ઓરડીઓ આપવાની સરતે "ન. મા. પીટીટ વીધવાશ્રમ" ને નામે ભેટ આપી ખુલ્લું મુકયું, અને તેની મરામત માટે રૂ.૫૦૦૦) ની રકમ અલાહેદી કાઢી. છમશીને દીને રૂ.૨૦૦૦૦) ની રકમનાં વ્યાજમાંથી ઑરફનેજમાં છોકરાઓને ૧૮) વર્ષના થયા પછીબી એકુ બે વર્ષ રાખવાની જરૂર હોય તો રાખી તેનાં લવાજમના માસીક રૂ. ૧૦) છોકરા દીઠ લેવાનો બંદોબસ્ત કર્યો.. સાતમાં અને આઠમાં મહીનાની બાજને દીને રૂ.૫૦૦૦) અને રૂ.૨૫૦૦૦) અનુક્રમે ગરીબ દીવાંના જરથોસ્તીઓની પરવરશીનાં ન. મા. પીટીટ ફંડમાં આપ્યા. નવમાં મહીનાની બાજને દીને તેહરાંન મધે દરેમેહર બંધાવવા રૂ.૧૨૦૦૦) તથા કેરમાંનના આતશબેહરાંમની મરામત માટે રૂ.૭૦૦) અને ગરીબ જરથોસ્તીઓનાં રેહઠાણોનાં ફંડની મંડળીને રૂ.૬૦૦૦) એક મકાન બંધાવવા આપ્યા. "લેડી શાકરબાઇવાલી જાનવરોની આસપીટલ" નાં કમપાઉંડમાં દરદી ઢોરો માટે એક વૉર્ડ બાંધવા રૂ.૯૦૦૦), અને રૂ.૫૦૦૦) ની રકમ ઇરાંન દેશમાં જરથોસ્તી ધરમને લગતી નહીં જણાયલી કેતાબો ખરીદવા આપી. અને રૂ.૨૦૦૦૦) ની રકમ તેનાં વ્યાજમાંથી જુદી જુદી બાજો કરી છોકરાઓને જમાડવા ઑરફનેજમાં આપ્યા. તથા શેઠ નશરવાંનજીની વર્ષીને દીને રૂ.૨૦૦૦૦૦) રૂપીયા બે લાખની રકમ જ. ન. પીટીટ ઑરફનેજમાં આપી કે તેનાં વ્યાજમાંથી માબાપ હેયાત છતાં પાલણ કરવા અશકત હોય તેવા છોકરાઓને લવાજમ આપી દાખલ કરે. એ ઉપરાંત એ સાલમાં જુદાં જુદાં ફંડોમાં રકમો ભરી, રૂ.૨૨૫૦૦) ની રકમ પંચાયતના ટ્રસ્ટી સાહેબોને પોતાના મરહુમ ખાવીંદના પુન માટે દર સાલ મેહર મહીનામાં ગહમબારની નાતનું જમણ કરાવા આપી હતી, અને પોતાની દોત્રી બાઇ હમાબાઇ ફરાંમજી પીટીટની નવજોતને દીને રૂ.૭૦૦૦) ધરમ ખાતે આપ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૯૩ માં બાઇ દીનબાઇએ સુરત મધે રૂસતમપરાંમાં એક દરેમેહર રૂ.૧૩૦૦૦) ને ખરચે પોતાના ખાવીંદની નેયતે પરથાવી રૂ.૩૦૦૦) ની નોટ તેના નીભાવ માટે આપી હતી, અને સુરત મધે એક નશાખાનું પોતાના બેટાને નામે રૂ.૩૦૨૫) ને ખરચે બંધાવી ઇજનસું હતું. મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટે ખેતવાડી ખાતે ડીસપેનસરીનું મકાન નજદીક રૂ.૪૫૦૦૦) ને ખરચે બંધાવવા માંડયું હતું, તે તૈયાર થવાથી, બાઇ દીનબાઇએ જશન કરાવી ખુલ્લું મેલાવ્યું હતું. એજ સાલમાં એવણે સુરત મધે એક ધરમનું દવાખાનું ખોલવાને સરકારને રૂ૪૦૦૦૦) આપવાની માંગણી કરી હતી. પણ તે કાંઇ કબુલ રખાયલી માલમ પડતી નથી, અને તેજ પ્રમાણે મુંબઇની મ્યુનીસીપાલીટીને એક જાહેર હૉલ બાંધવાને રૂ.૫૦૦૦૦૦) પાંચ લાખ આપવા માંગ્યા હતા. પણ તે માંગણીબી ખોરંબે પડી છે. બદનેરા તથા આકોલામાં એકેક સગડીનું મકાન બંધાવી આ વર્ષમાં ઇજનચ્યાં હતાં. પુના મધે પોતાના બેટાને નામે "મેડીકલ લાઇબ્રેરી" સ્થાપવા રૂ.૨૦૦૦), જ૦ ન૦ પીટીટ ઑરફનેજમાં છોકરાઓને હુન્નર શીખવવા રૂ.૫૦૦૦), અમરેલીની દરેમેહરના નીભાવ માટે રૂ.૩૦૦૦) અને સુરત કનપીઠની દરેમેહરની મરામત માટે રૂ.૧૪૦૦) આપ્યા હતા.

પોતાના એકપુરા દોત્રા અને વારસ શેઠ જીજીભાઇ ફરામજી પીટીટનાં લગન તા૦ ૩ જી મારચ ૧૮૯૪ ને દીને થયાં તેની ખુશાલીમાં રૂ.૩૪૦૦૦) ધરમ ખાતે આપ્યા હતા. પોતાના મરહુમ બેટાને નામે ખેતવાડીમાં એક કસરતશાળા બંધાવી તે ત્રીજા સર જમશેદજીને હાથે ખુલ્લી મેલાવી હતી. મટુંગાનાં રકતપીટ્યાંઓનાં આશ્રમમાં બીમારો માટે એક વૉર્ડ રૂ.૨૦૦૦૦) ને ખરચે આ સાલમાં બંધાવ્યો. નવસારીમાં દોખ્મમાં આગળ જવાની સડક રૂ.૧૪,૦૦૦) ને ખરચે બંધાવી તેની મરામત માટે રૂ.૨,૦૦૦) અનામત આપ્યા હતા, અને એજ સાલમાં રૂપીયા ૭૫૦૦૦) ને ખરચે સુરતની પાસે આવેલાં બીમપોર ગામમાં જરથોસ્તીઓને હવાફેર જવા માટે એક કુશાદે સેનીટેરીયમ બંધાવી તેના નીભાવ માટે રૂ.૨૫૦૦૦) આપ્યા.

ઇ૦ સ૦ ૧૮૯૫ માં પોતાના મરહુમ દીકરાની આઠમા વર્ષની બાજને દીને રૂ.૧૦૦૦૦૦) એક લાખ જ. ન. પીટીટ ઑરફનેજને લાચાર છોકરાઓ માટે, અને

રૂ.૫૦૦૦) નું વ્યાજ ત્યાં મારેજ લાયક પરીક્ષકોને આનરેરીયમ આપવા આપ્યા. તથા ત્યાં છાપાખાનું, સુથારખાનું; અને કસરતશાલાનાં મકાંનો રૂ.૨૭૫૫૭) ના ખરચે બંધાવ્યાં. એજ સાલમાં એમના જમાઇ શેઠ ફરાંમજી દીનશાહ પીટીટ ગુજર્યા તેમનાં ઉઠમનાંમાં રૂ.૩૦૦૦૦) ધરમખાતે આપ્યા. તથા તારાપોરની દરેમેહર, સુરતની દોખમાપર જવાની સડક, વીઆરામાં દરેમેહર, અને કુડીયાનાની સગડી વગેરે હજારોને ખરચે બંધાવ્યાં.

તા૦ ૧૬ મી મારચ ૧૮૯૬ ને દીને જાંહમોરડી ગામમાં દરીયે કીનારે એક સેનીટેરીયમ રૂ.૯૭૫૮૧) ને ખરચે બંધાવી ખુલ્લું મુક્યું અને તેના નીભાવ માટે રૂ.૨૫૦૦૦) અલાહેદા કાઢયા, અને એજ દીને એટલે પોતાના વાહલા દીકરાની નવમા વર્ષની બાજને દીને જ. ન. પીટીટ ઑરફનેજવાળાં મકાનમાં એક દરેમેહર રૂ.૧૨૨૧૦) ના ખરચે બંધાવી પરથાવી, અને લાલબાગ અગેની આશરે ૩૫૮૮૫ ચોરસવાર જમીન અને તેપરના બે બંગલા સાથે જેની કીંમત રૂ.૨૫૦૦૦૦) હડીલાખ થાયછે, તે ઑરફનેજનાં ફંડને ભેટ આપી તેની ઉપજમાંથી ૬) શેહનશાહી મોબેદના છોકરાઓને ઑરફનેજમાં રાખી યોજદાથરેગરીનું કામ શીખવવાનો, અને દરેમેહરમાં કાઠી–તેલ વગેરેના ખરચનો બંદોબસ્ત કર્યો. એજ વર્ષમાં કોટેકોટ જ. ન. પીટીટ લાઇબ્રેરી માટે રોનકદાર મકાંન બંધાવવાનો પાયો નાખવાની ક્રીયા સર દીનશાહજી માણેકજી પીટીટને હાથે કરાવી, જે રૂ.૨૧૯૦૦૦) ને ખરચે તૈયાર થઇ ૧૮૯૮ ના મે માસથી વપડાસમાં આવ્યુંછે. એ સાલમાં દુકાળ–મરકી વગેરેનો જે ત્રાસ થઇ રહ્યો હતો તેમાં એ મરહુમ બાઇએ હજારોની રકમ ઉદાર હાથે ગામેગામ આપી હતી. જેવી કે ગરીબ જરથોસ્તીઓને સસ્તો અનાજ આપવાનાં ફંડમાં રૂ.૧૦૦૦૦), હિંદુસ્થાંનનાં દુકાળ ફંડમાં રૂ.૪૦૦૦), વગેરે.

ગયાં વર્ષમાં ગીરગામ ઠાકોરદ્વાર આગળ એક મોટું ઘર રૂ.૮૮૦૦૦) ને ખરચે ખરીદી તેમાં રૂ.૧૫૦૦૦) ને ખરચે ઘટતો ફેરફાર કરાવી એક બીજું વીધવાશ્રમ સ્થાપવાનું કામ આરંભ્યું હતું, પણ તે એમનાં મરણ વેળા તૈયાર થયું ન હતું.

એ રીતે તેવણે છેલ્લાં સાત વર્ષમાં રૂ.૨૫૦૦૦૦૦) પચીસ લાખની જાહેર સખાવત કરી હતી, અને ખાનગી બક્ષમનસાઇ એટલી હતી કે ખાનગી સખાવતબી ઘણી રકમની કહેવાયછે. પારસીઓમાં એવી મોટાં દીલગુરદાની કોઇ બીજી સ્ત્રી આજ સુધી થયલી સંભળાઇ નથી. એવાજ ખરેખરાં પુરેપુરાં સખાવતી, પરોપકારી, અને પરમજ્ઞુ બાનુ થઇ ગયાંછે.

---

તા૦ ૩ જી સપટેમબર.

આજનાં "સેંટ પાલસ" નામનાં લંડનમાં છપાતાં ચોપાનીયાંમાં મરહુમ ડા૦ કેખુશરો નશરવાંનજી બાધુરજીની સબી તથા પારસી હાસ્પીટલનાં ત્રણ ચીત્રો આપવામાં આવ્યાં હતાં.

---

તા૦ ૪ થી સપટેમબર.

આજ દીને મરહુમ બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦૦૦), દીકરી બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ ફરામજી દીનશાહ પીટીટનાં વીધવાએ રૂ.૧૫૦૦૦), વહુ બાઇ હીરાંબાઇ તે મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં વીધવાએ રૂ.૩૦૦૦), દીકરીના દીકરા શેઠ જીજીભાઇ ફરાંમજી પીટીટે રૂ.૭૦૦૦) તથા તેમનાં ધણીઆંની બાઇ દીનબાઇએ રૂ.૧૫૦૦), દીકરીની દીકરી બાઇ હમાંબાઇ ફરાંમજી પીટીટે રૂ.૩૦૦૦), જેઠ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ તથા છોકરાઓએ રૂ.૫૫૦૦), બેહન બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ કાવસજી દીનશાહ પીટીટનાં વીધવાએ રૂ.૫૦૦), ભાઇ શેઠ દાદાભાઇ મેરવાનજી જીજીભાઇએ રૂ.૫૦૦), ભત્રિજા શેઠજી મેરવાનજી મંચેરજી જીજીભાઇએ રૂ.૫૦૦), ભાઇ મરહુમ શેઠ ધનજીભાઇ મેરવાનજી જીજીભાઇનાં કુટુંબે રૂ.૨૫૦), તથા મેશરસ ખરશેદજી એંડ સનસે રૂ.૧૦૧) મલી રૂ.૨૩૬૮૫૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. ઉઠમણાંની સેવટે નાયબે દસ્તુર કેખશરૂ જામાસપજીએ પોતાના બાવાની તરફથી હાજર થયલા અથોરનાંનોને બાઇ દીનબાઇનું ભણતરોમાં નામ દેવાની ભલાંમણ કીધી હતી, જેને દખણના નાયબે દસ્તુર કેકોબાદ આદરબાદ નોશરવાંને ટેકો આપ્યો હતો.

પાછલી રાતનાં ઉઠમણાંમાં બાઇ દીનબાઇની પોતાની પુંજીમાંથી રૂ.૨૫૦૦૦), દીકરી બાઇ આવાંબાઇએ રૂ.૫૦૦૦), ભત્રિજા શેઠ બહમનજી દીનશાહજી પીટીટ તથા કુટુંબે રૂ.૨૦૦૦), ભત્રિજીઓ સર દીનશાહજીની બેટીઓએ રૂ.૧૦૦૦), ભત્રિજા શેઠ શોરાબજી કાવશજી પીટીટે રૂ.૨૫૦), તથા બેહન બાઇ ગુલબાઇ મનચેરજી દાદીશેઠે રૂ.૨૫૦) મલી રૂ.૩૩૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

૧ જામે જમશેદ, તા૦ ૫–૬ સપટેમબર ૧૮૯૮.

મરહુમ બાઇ દીનબાઇનાં ઊઠમણાં ઊદવાડા, વલસાડ, બેરગાંમ, બીલીમોરાં, ગંદેવી, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, ઇગતપુરા, ઇંડોર, સીકંદરાબાદ, અમરોલી, નારગોલ, સતારા, સુબાલી વગેરે ઠેકાણે થયાં હતાં.

તા૦ ૪ થી સપટેમબર.

રોજ ૨૫ માહ ૧૨ (શે૦) ૧૨૬૭ યઝદેજરદી.

**મરણ**—દીનશાહ દાદાભાઈ અપુ[1]—ઉમર વર્ષ ૪૦). મુંબઈની "પારસી નાટક મંડળી" ના એક માલિક અને મેનેજર હતા. પોતાની મંડળી સાથે મધરાજ ખેલો કરવા ગયા હતા, ત્યાં એમનું મરણ નીપજ્યું હતું.

---

તા૦ ૫ મી સપટેમબર.

રોજ ૨૬ માહ ૧૨ (શે૦) ૧૨૬૭ યઝદેજરદી.

**મરણ**—ખરશેદજી મેહરાંમજી નાણાંવટી—ઉમર વર્ષ ૮૮). એવણ સરકારી કમીસરીયટ ખાતામાં મુખ્ય કરી અમદાવાદમાં નોકરી બજાવી, પેનશન ઉપર ઘણાં વર્ષ થયાં રીટાયર થયા હતા, અને સુરત મધે ગુજર્યા. અમદાવાદના રેહવાસ વેળા ત્યાંની પારસી પંચાયતના સરનશીન હતા.

---

દાદર મધે એક નશાખાનું બાંધવાને સારૂં શેઠ ફરદુનજી બહમનજી જીજીભાઈએ તે તરફ આવેલી પોતાની ૧૦૦૦) વાર જમીન પંચાતનાં ફંડના ટ્રસ્ટી સાહેબોને ભેટ આપી હતી.[2]

---

મુંબઈનાં મ્યુનીસીપલ કારપોરેશનની સ્ટેનડીંગ કમીટીના એક અધિકારી ડાકટર કેખશરૂ નશરવાનજી બાધુરજીની જગોએ કારપોરેશને આજ દીને શેઠ કાવશજી મેહરવાનજી સરાફને ચુંટી કાઢયા હતા.[3]

---

સર જ. જી. પા. બેનીવોલંટ ઇનસ્ટીટયુટના એક અધિકારી મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટની જગોએ આજ દીને શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીને નેમ્યા હતા.[4]

તા૦ ૬ થી સપટેમબર.

રોજ ૨૭ માહ ૧૨ (શે૦) ૧૨૬૭ યઝદેજરદી.

**મરણ**—જમશેદજી શેરાબજી લાલકાકા[5]—ઉમર વર્ષ ૮૧). એવણનો જનમ સુરત શેહરમાં ઇ. સ. ૧૮૧૮ માં થયો હતો. જયાં થોડીક ગુજરાતી ઇંગ્રેજી કેળવણી લેવા બાદ એવણનાં સાસુ બાઇ બચુમાએ પેશતનજી વકીલ એવણને પોતાનાં અમદાવાદ શેહરમાં લઇ ગયાં, અને કલેકટરની ઑફીસમાં કારકુનની નોકરીએ રહ્યા. બાદ વડોદરા રેસીડંસીમાં ડપ્યુટીથી હેડ એકાઉંટંટ થઇ અને ૧૮૭૦ માં પેનશનપર રીટાયર થયા, અને છેલ્લાં ૨૮) વર્ષ અમદાવાદમાંજ ગુજાર્યાં.

---

તા૦ ૧૫ મી સપટેમબર.

રોજ ૧ માહ ૧ (શે૦) ૧૨૬૮ યઝદેજરદી.

એ૦ બીખાજી જામાસપજી દસ્તુર મેહરજીરાંણાના જેઓ જોધપુરના માહરાજાના બાળઅવસ્થામાં શિક્ષક હતા, તથા હાલ ત્યાંની માઉંટ નોબલસ સ્કુલ જેમાં સરદારો તથા અમીરઉમરાવોના છોકરાઓ શિખેછે તેના સુપ્રીટેંડંટ છે, તેમને માહરાજા સરદારશીંગજી બાહદુરે સોનું એનાયત કર્યું, એટલે સોનું પગમાં પેહરવાનો હક આજે પારસીઓનાં નવાં વર્ષને દાહડે બખશયોછે. એ માન પારસીઓમાં પેહલવેહલું એવણનેજ મલ્યુંછે.[6]

---

તા૦ ૧૭ મી સપટેમબર.

કલીઆંણીવાલા ડાકટર રતનજી રૂસતમજી દાદીના તથા થાંણાવાલા ડાકટર ફરામરોજ અરદેશર મુસને મલેલા ખાનબાહદુરના એતાબની સનદ આજ દીને થાંણાના કલેકટર મી૦ મેરોએ પોતાના બંગલામાં એક મેળાવડો કરી એનાયત કીધી હતી.[7]

---

તા૦ ૧૮ મી સપટેમબર.

મરહુમ ડાકટર કેખશરૂ નશરવાનજી બાધુરજીએ સામાન્ય પ્રજાને લગતાં કામો ઉપરાંત ઘણી મુશકેલી તથા સંકટના વખતમાં તારીફ લાયક હીમત તથા દીલસોજીથી બીનસ્વારથે અને ઘણા કીમતી ભોગે ખાસ કરીને આપણા પારસી ટોળાની જે અમુલ્ય સેવા પારસી હાસપી-

---

૧ એવણનાં પુનને માટે એવણની પારસી નાટક મંડલીએ મધરાજમાં એક ખાસ ખેલ કરી તેની આખી આવક રૂ.૧૧૪૬lll મધરાજની જરથોસ્તી અંજુમનનાં ફંડમાં એવી સરતથી આપી હતી કે ત્યાંની પારસી ધર્મશાલામાં એક ઓરડો વધારવો, અને સ્વાંનોને સુભિતા કરવાની જગાની આસપાસ એક પાકી દેવાલ બંધાવવી. એ સરત ટ્રસ્ટીઓએ બાહલ રાખી, એ તર્ફે અંજુમનનાં ફંડમાંથી કેટલોક ખરચ કરી ધર્મશાલાનાં મકાનમાં બીજો કેટલોક ફેરફાર કરી પછવાડે એક બીજો વરંડા વગેરે બંધાવ્યો હતો, અને તે તૈયાર થવાથી તા૦ ૨૧ મી મે ૧૮૯૯ ને દીને જશન કરી વાપડવાને ખોહલો મુકયો હતો.

૨–૩ જામે જમશેદ, તા૦ ૬ ઠી સપટેમબર ૧૮૯૮.

૪ જામે જમશેદ, તા૦ ૬ ઠી સપટેમબર ૧૮૯૮.

૫ શેઠો રતનજી, કાવશજી (બરમાહના માજી પોસ્ટ માસ્તર જનરલ), શેરાબજી, અને અરદેશર જમશેદજી લાલકાકા વગેરેના બાવા.

૬ જામે જમશેદ, તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૯૮.

એજ મુજબ તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૯૯ ને દીને માહરાજાની સાલગરેહને દીને એમને પાળખી અને "તાઝીમ" નું માન મલ્યું હતું, એટલે એઓ જ્યારે દરબારમાં જાય ત્યારે માહરાજા સાહેબ ઊઠીને એમને આવકાર આપે.

૭ જામે જમશેદ, તા૦ ૨૨ મી સપટેમબર ૧૮૯૮.

ટલના સંબંધમાં તથા બીજાં કામોથી બજાવી હતી તેવણનાં અકાળ મરણથી આપણા ટોળાને જે ભારે ખોટ ગઇ તથાં દુઃખ ઉપજ્યું તે જાહેર કરવા તથા તેમની યાદગારી કાયમ રાખવાના ઠેડાવો કરવા સારૂં જરથોશ્તી અંજુમનની એક જાહેર સભા ઑલબ્લેસ બાગમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. સરનશીન સાહેબે મરહુમ ડાકટર બાહુરજીની તારીફમાં કેટલુંક કહી સંભળાવ્યા બાદ હાનરેબલ ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ. એ દરખાસ્ત કીધી અને તેને શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ ટેકો આપ્યો કે:—

"ડાકટર કૈખશરૂ નશરવાનજી બહાદુરજી જેવણ રોજ ૫ મો માહા ૧૨ મો શેહેનશાહી, ગાથા ૫ મો કદમી, સને ૧૨૬૭ યજદેજરદી, તા૦ ૧૫ મી આગસ્ટ સને ૧૮૯૮ ને વાર સોમને દીને ૩૮ વરસની ઉમરે મુંબઇમાં વાલકેશવર ખાતે "દીના લોડજ" બંગલામાં હક થયાછે, તેવણનાં અકાળ અને દુઃખદાયક મરણ માટે જરથોસ્તી અંજુમનની આ સભા પોતાની દલગીરી જાહેર કરેછે. સઘળી કોમોનાં કેટલાંક સામાનય લાભોનાં કામો ઉપરાંત, પારસી પંચાયતનાં ધરમખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ત્રસટી સાહેબો હસતક ઉભાં થયલાં "ગાંઠીયા તાવ માટે કામચલાઉ આસપીટલ ઉભી કરવાનાં ફંડ!" માંથી ચલાવવામાં આવતી પારસી ફીવર આસપીટલ એવણ સાહેબે મરકીનાં સંકટ વેળાએ ઘણી મુશકેલી વચે, ઘણી બાહોશી, ચાલાકી અને ઉદયોગથી અને વળી ઘણી ધીરજ, હીમત અને સબુરી સાથે, બીનસવારથે, ઘણાક કીમતી ભોગે ચલાવી હતી અને તેમ કરી એવણ સાહેબે પારસી ટોળાની મોટી સેવા બજાવી હતી. પોતાના ટોળાના આવા એક બાહોશ, ઉમંગી અને ઉપયોગી નરનાં મરણથી જરથોસતી ટોળાને મોટું દુઃખ ઉપજ્યુંછે અને તે માટે અંજુમનની આ સભા પોતાની દલગીરી જાહેર કરેછે, અને પોતાના સરનશીન નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટને અરજ કરેછે કે એવણ સાહેબે મેહેરબાની કરી એક પત્રથી આ સભાની દલગીરી ડા૦ બહાદુરજીના પીતા શેઠ નશરવાનજી દોરાબજી બહાદુરજીને જાહેર કરવી."

દસ્તુર દારાબ પેશોતનજી સંજાણાએ દરખાસ્ત કીધી અને તેને ખાંનબાહદુર ફીરોજ હોશંગ દસ્તુરે ટેકો તથા ડાકટર કૈખશરૂ મનચેરજી હીરામાણેકે તથા મી૦ કુંવરજી મેહરવાંનજી મેહતાએ વધુ ટેકો આપ્યો કેઃ—

મરહુમ ડાકટર કૈખશરૂ નશરવાનજી બહાદુરજીની યાદગારી જાળવી રાખવા માટે જરથોસતીઓમાં એક ફંડ ઉભું કરવાને આ સભા દરૂસત ધારેછે અને તે ફંડ માટે નાણું એકઠું કરવા સારૂ અને જે નાણું એકઠું થાય તેમાંથી કેવા પ્રકારે યાદગારી રાખવી તે બાબે ગોઠવણ કરવા સારૂ એક કમીટી, એ નામોમાં વધારો કરવાની સતા સાથ, નેમવામાં આવેછે.[1]

બાદ રાબેતાના આભારના ઠરાવો કરી સભા બરખાસ્ત થઇ હતી.[2]

---

તા૦ ૨૩ મી સપટેમબર.

કલકંતાવાળા શેઠ મેહરામજી રૂસતમજી ધનજીભાઇ મેહતાએ લંડન મધે લેવાયલી ઇંડીઅન સીવીલ સરવીસની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[3]

---

શેઠ પેશતનજી શોરાબજી ભુજવાલાને મલેલા ખાંનબાહદુરના ખેતાબની સનદ આજ દીને કછના નામદાર રાવે પોતાના મેહલમાં એક દરબાર ભરી એનાયત કીધી હતી, તથા પોતાની તરફથી એક સરપાવ ભેટ આપ્યો હતો અને બીજે દીને ભુજની પારસી અંજુમન તરફથી તેમને મુબારકબાદીનું એક માનપત્ર આપવામાં આવ્યું હતું.[4]

---

૧ એ કમીટીમાં નીચલા ગ્રહસથોને ઑનરરી સેક્રેટરી નેમ્યા હતા:—મેસરસ રૂસતમજી ધનજીભાઇ શેઠના, ફરદુનજી માણેકજી કાંગા, રતનજી બમનજી દુબાશ, ડાકટર ફરામજી એદલજી દાવર અને ડાકટર જહાંગીર જમશેદજી ખરશેદજી લીલાંઊવાળા.

એ ફંડમાં બધા મલી રૂ.૨૮૬૦૪) ભરાયા હતા, અને તેનો ઊપયોગ કરવા નાણાં ભરનારાઓની તા૦ ૧૦ મી ફેબરવારી ૧૯૦૦ ને દીને મલેલી સભામાં નીચે મુજબ ઠેડાવ થયો હતો:—મરહુમ ડા૦ બહાદુરજીની યાદગારી રાખવાનું ફંડ ચાલુ રાખવું. એ ફંડમાં હાલ સુધીમાં જે રકમ ભરાઇ છે, તથા હવે પછી તેમાં વધારો થાય તેમાંથી ખરચ બાદ જતાં, જે રકમ બાકી રહે તે, "ડાકટર કે. એન. બહાદુરજી સેનીટેરીયમ" એ નામનું મકાન પારસીઓના ઊપયોગ માટે દેવલાલી યા બીજી જગાએ એક યા વધુ સેનીટેરીયમો મધે બાંધી તેનો જાથુક નીભાવ કરવા વાપરવી. એ કામ પાર પાડવા માટે તેને લગતી સરવે પ્રકારની વ્યવસથા કરવાની પુરતી સતા સાથે નીચલા ગ્રહસથોની કમીટી તેમાં વધારો કરવાની સતા સાથે નેમવી. એ કમીટીને ફંડના સેક્રેટરીઓએ એ ફંડના હાલના નાણાંની રકમ, ખરચ બાદ કરી, સવાધીન કરવી. કમીટી: મેસરસ જહાંગીર બેહેરામજી મરઝબાન, નશરવાનજી દોરાબજી મીરઝાં, જહાંગીર જમશેદજી ખરશેદજી, સોરાબજી એદલજી વારડન, ડા૦ નશરવાનજી હોરમસજી ચોકસી તથા ફરદુનજી માણેકજી કાંગા.

એવણની એક બીલોરપર કોતરેલી તસવીર મેશરસ કાંગા બ્રધર્સે પાડેલી માસીક મજાહનાં ઘરાકો વચ્ચે મી૦ શોરાબ લીમજીભાઇ પાલમકોટે ઊઘરાંણાંથી પડાવેલી તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૯૯ ને દીને એક જાહેર મેળાવડામાં સર જમશેદજીએ ક. કા. ઇનસ્ટીટયુટમાં બોક્ષી મુકી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૯૮.

૩ જામે જમશેદ, તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૯૮.

૪ જામે જમશેદ, તા૦ ૨૬ મી સપટેમબર ૧૮૯૮.

તા૦ ૨૪ મી સપટેમબર.

શેઠ જમશેદજી નશરવાંનજી તાતાએ પોતાના વારેસોના ફાયદા માટે મોટી રકમનું એક ટ્રસ્ટ કરેલું છે, તે ટ્રસ્ટમાંથી દર સાલ લગભગ સવા લાખ રૂપીઆની આમદાની અતરે કાલેજોમાં આપવામાં આવતી કેળવણીમાં પસાર થઇ બાહેર પડેલા ગ્રાડયુએટોને દેશને લાભ થાય તેવી શોધખોલ કરવાને લાયકનો અભીઆસ કરાવવા તેમજ વધારે ઉંચ્ચા પ્રકારના શીક્ષકો મેલવવા વગેરે સારૂ લંડન મધે ઉભી કરવા ઠરાવેલી "ટીચીંગ યુનીવરસીટી" ના નમુના ઉપર આ દેશમાં પણ એક યુનીવરસીટી કાહડવા માટે આપવા નકી કર્યું.[1]

---

તા૦ ૨૫ મી સપટેમબર.

શેઠ પેશતનજી મેહરવાનજી તલાટીએ સુરતનાં રૂસ્તમપરાનાં બેહદીનો તથા મોબેદો સાથનાં દોખમાંને લગતી જમીન ઉપર એક મોટો કુવો તથા હવાડો રૂ૧૧૦૦) ખરચી બંધાવી આપ્યો હતો.[2]

---

તા૦ ૨૬ મી સપટેમબર.

રોજ ૧૨ માહ ૧ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના[3]—ઉમર વર્ષ ૬૮). એવણનો જનમ તા૦ ૨૨ મી નવેમબર ૧૮૩૦ ને દીને થયો હતો. નાનપણમાં થોડીક કેળવણી લઇ મોબેદી કરી હતી, પછી ૧૮૫૯ થી બે વર્ષ સુધી અત્રેની શેઠ નશરવાંનજી મંચેરજી કામાનાં નામથી ચાલતી નિશાળમાં ધર્મગ્નાનના શીક્ષક તરીકે કામ કર્યું હતું. બાદ એઓને ઇ૦ સ૦ ૧૮૬૧ માં પોતાના બાપનાં મરણ પછી મુંબઇના પારસીઓના એક ભાગના દસ્તુર તરીકે ૧૪ શયાશો ઓઢાડવામાં આવી હતી. એ વેળાએ ભગર સાથના અથોરનાનોના વડા શેઠ માણેકજી મેહરવાનજી શેઠનાએ અંજુમન પત્ર વાંચ્યો હતો.

એવણને પોતાના વડીલો તરફથી જરથોશ્તી મહજબને લગતી ઘણીક પુરાતન કેતાબો વારસામાં મલી હતી. ૧૮૬૩ માં ડા૦ મારટીન હાઉગે એવણના કેતાબખાનાની મેટ લેતાં, ત્યાં ૫૦૦ વર્ષની લખેલી એક ખોરદેહ અવસ્તા તેના સંસ્કૃત અર્થ સાથે તથા બીજી ૫૫૦ વર્ષની પુરાણી યજશ્નેની એક નકલ તેના પેહલવી તરજુમા સાથે, તથા એટલીજ પુરાણી એક પેહલવી શાહનામાંની કેતાબ જોઇ હતી. દસ્તુરીપર આવ્યા પછી જરથોશ્તી ધરમ વિષે એવણે ઘણીક વાયજો કીધી હતી. ૧૮૬૫ માં પેહલી પારસી ચીફ મેત્રીમોનીઅલ કોરટ ઉઘડી, ત્યારે તેના એક ડેલીગેટ નેમાયા હતા, પણ ૧૮૭૦ માં તે ઓહદો છોડયો હતો. ૧૮૬૬ માં કનેરીના ગુફાઓ માહેલા કેટલાક પેહલવી લેખો જે ડા૦ ભાઉ દાજી ઉતારી લાવ્યા હતા, તેના એવણે ગુજરાતીમાં તરજુમા કરી તે અત્રેનાં વર્તમાનપત્રોમાં છપાવ્યા હતા. ૧૮૬૯ માં અત્રેની કામાબાગની દરેમેહર ઇજવાની ક્રીયા એવણનાં ઉપરીપણાં હેઠલ થઇ હતી, તેમજ આકોલાની મરહુમ બાઇ બચીઆઇ તે દસ્તુર જામાસપજી એદલજી જામાસપઆશાનાનાં વીધવાની પુંજીમાંથી બંધાવલી દરેમેહર ઇજવાની જશનની ક્રીયા એવણે ત્યાં જઇ કરી હતી, તથા એજ સાલમાં એલાવની મરહુમ શેઠ જમશેદજી

---

૧ જામે જમશેદ, તા૦ ૨૭ મી તથા મુંબઇ સમાચાર, તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૯૮.

૨ જામે જમશેદ, તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૯૮.

એ જમીન ઊપર બાઇ આઇમાએ તે ખાંનસાહેબ આદરજી જમશેદજી ભાજીવાલાનાં બેટીએ એક પાકો દરવાજો બંધાવી આપ્યો હતો.

૩ દસ્તુર કેખશરૂ અને નાયબે દસ્તુર મીનોચેહરજી જામાસપજી જામાસપઆશાના બાવા.

એવણનાં મરણની ખબર જાણી પ્રોફેસર મીલ્સે અત્રેનાં ટાઇમસપર લખેલું પત્ર નીચે આપ્યે છીએ:—

TO THE EDITOR OF THE TIMES OF INDIA.

Sir,—I only learnt to day, by the courtesy of a friend who sends me a copy of your issue of Oct. 1st, of the sad loss which has befallen all of us in the death of the venerated Dastur, Dr. Jamaspjee Minocheherjee, High Priest of the Parsees.

No person with whom I have ever corresponded has more touched me by his genial dignity and kindness, and I feel as if I had lost, indeed, a closely-endeared friend. His letters to us in Oxford made the most favourable impression upon our leading men; and his magnanimous gift of the most ancient manuscript of the Yasna not only enriched the collections of this University, but was the means of multiplying the treasure in fac-simile, so that incipient investigators could learn from it how to read ancient handwriting.

No Asiatic was more honoured in Oxford, as was shown by the wholly exceptional gift of our degree of D.C.L. *in absentia*.

His portrait, in large form, adorns one of the most conspicuous public rooms devoted to Indian interests; it hangs on the wall of the Reading Room at the Indian Institute, and it will be draped with mourning on the occasion of my opening my course of lectures as Professor of the University.

This will be no empty token of regret. . . .

Believe me to be, Sir, yours most sincerely,

LAWRENCE HEYWORTH MILLS,

Professor of Zend Philology in the University of Oxford.

119, Iffley Road, Oxford, 16th Oct., 1898.

[Times of India, 5th November, 1898.]

બરજોરજી મીસ્ત્રીવાલી દરેમેહેર ઇજવાનાં જશનની ક્રીયા એસાવના પંથકવાલા અથોરનાનોની ફરમાશથી એવણે કરી હતી, અને ત્યાં કેટલીક વાયજો આપી હતી. નામદાર મોહરાણી વીક્ટોરીયાનો બીજો પુત્ર ડયુક ઑફ એડીનબરો મુંબઇ આવ્યો તેની મુલાકાત એવણે તા૦ ૧૭ મી મારચ ૧૮૭૦ ની સાંજે પરેલ ખાતે ખાશ લઇ તે નામદારને જંદ ભાષામાં લખેલું એક દુવાનું એડ્રેસ ભેટ આપ્યું હતું.

ઇ. સ. ૧૮૭૫ થી અત્રેંની જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલીના એવણ પ્રમુખ નેમાયા, અને તે મંડલી હસ્તક ઘણીક વાયજો કરી ઘણાક સવાલો ચરવાવ્યા હતા. ૧૮૭૭ માં નામદાર સરકારે એવણને મુંબઇ યુનીવરસીટીના ફેલો નેમ્યા. એજ સાલમાં એવણે પેહલવી, ગુજરાતી અને ઇંગ્રેજી ડીક્ષનરીનો ૧ લો ભાગ બાહેર પાડયો અને તે પછી બીજા ત્રણ ભાગ બાહર પાડયાછે. ૧૮૮૦ માં એવણની આગેવાની હેઠલ "જરથોશ્તી ક્રીયા અને ધર્મ ઉપર એતેકાદ વધરાવનારી મંડલી" ઉભી થઇ હતી જેના એવણ સેવટ સુધી સરનશીન હતા. તા૦ ૨૬ મી જુન ૧૮૮૨ ને દીને એવણની આગેવાની હેઠળ મજગામ તરફ રહેનારા પારસી બાપ અને જુદદીન માયને પેટના ૯ જણાઓને સુદરેહ કુસ્તી પહેરાવવાની ક્રીયા કરવામાં આવી હતી, જે વેળાએ કોમમાં કેટલીક તકરાર તથા ચકચાર ચાલી હતી. ઇ. સ. ૧૮૮૩ માં લંડન ખાતે મલેલી છઠીવારની "ઓરીયંટલ ઇનટરનેશનલ કૉનગ્રેસ" માં એવણનો લખેલો "અવસ્તાના થોડાક અગતના બોલોનો અભ્યાસ" એ બાબદનો રેસાલો વંચાયો હતો. ૧૮૮૪ માં એવણને જરમનીની તુબીનજન યુનીવરસીટી તરફથી "ડાકટર ઓફ ઓરીયેંટલ સાયનસ" ની માનસુચક પદવી મળી હતી. ૧૮૮૬ માં ભગરયા મોબેદો માટે ચંદનવાડી તરફ અંજુમનના ઉશ્રરાટથી બાંધવા માંડેલાં નવાં આતશકદેહના પાયાની સથાપના એવણે કરી હતી, અને તે આતશકદેહની હીંદોલાવાલી જગા તૈયાર થયે તે તા૦ ૨૧ મી આગશટ ૧૮૮૭ ને દીને ઇજાવી, એ મકાનના દસ્તુર તરીકે એજ દીનથી એવણને મુકરર કીધા હતા. તા૦ ૨૬ મી અકટોબર ૧૮૮૭ ને દીને એવણને અમેરીકન ઓરીયંટલ સોસાઇટીના એક "કોરસપોંડીંગ મેમબર" તરીકે બાલટીમોર ખાતે મલેલી સભામાં ચુંટી કાઢયા હતા. ઇ૦ સ૦ ૧૮૮૯ ના મે માસમાં એવણના વડા બેટા એ૦ ફીરોજજી એકાએક ગુજરી જવાથી પારસી કોમમાં એવણ તરફ ઘણી દીલસોજી એંચાઇ હતી, અને તે વખતે અત્રે તથા દેશાવરના પારસીઓએ સર દીનશાહજી પીટીટની આગેવાની હેઠલ એક ફંડ ઉંઘાડી તેને "દસ્તુર જામાસપજી મીનાચેહરજીનો દરજ્જો સાચવનારૂં ફંડ" એવું નામ આપ્યું હતું. તેમાં રૂ.૨૧૭૬૨) ની રકમ ભરાઇ હતી, જેનો ૧/૩ ભાગ દસ્તુરજીને આપી બાકી રૂ.૧૪૦૦૦) નું એક ફંડ દસ્તુરજીના વારસોના લાભ માટે કર્યું છે. ૧૮૮૯ ના નવેમબર માસમાં એવણને ઓક્ષફરડ યુનીવરસીટીની 'ડી. સી. એલ.' યાને "ડાકટર ઓફ સીવીલ લોઝ" ની આનરરી ડીગ્રી આપવામાં આવી હતી. ૧૮૯૦ ના ફેબરવારી માસમાં એવણ હિંદુસ્થાનની સેહલગાહે ગયા હતા, જે વેળા કલકત્તા, અલાહાબાદ, આગ્રા, લખનોર, કાનપોર, ઝાનસી વગેરે ઠેકાણેના પારસીઓએ એમને ઘણું માન આપ્યું હતું. એવણે અલાહાબાદ તથા ઝાનસીમાં ત્રણ બાળકોની નવજોત બરશનુમવાળા મોબેદ વગર પોતાને હાથે નાહન નહવાડી કીધી હતી. ૧૮૯૨ ના સપટેમબર માસમાં લંડન ખાતે મલેલી ઉગમણ તરફની ભાષાઓના અભ્યાસીઓની ઓરીયંટલ કોનગ્રેસમાં મરહુમ પ્રોફેસર ડારમેસ્ટેટરે યુરોપ અને અમેરીકાના જંદ વિદ્વાનો તરફથી એવી દરખાસ્ત રજુ કરી હતી કે, "મુંબઇવાળા દસ્તુરો પેશોતન બેહરાંમજી તથા જામાસપજી મીનોચેહરજીએ ઓક્ષફર્ડની બૉડલીઅન લાઇબ્રરીને અવસ્તાનાં જે કીમતી કદીમ હાથનાં લખેલાં પુસ્તકો ભેટ આપ્યાંછે તે માટે એ દસ્તુર સાહેબોનો ઉપકાર માનવો."

૧૮૯૩ ના સપટેમબરમાં ચીકાગા ખાતે મળેલી ધરમ સંબંધી કૉનગ્રેસના હેવાલનાં બે દફતર તેના પ્રમુખ ડા૦ બેરોઝે બાહર પાડયાં હતાં, તેનાં પેહલાં દફતરમાં એવણની એક તસવીર આપી, વખાણ કરીછે. એજ સાલમાં લાહોર ખાતે શેઠ અરદેશર બેહરાંમજી લીંબુવાલાએ બંધાવેલી દરેમેહર પરથવાની ક્રીયા કરવા એવણ લાહોર ગયા હતા. ત્યાંના જરથોશ્તીઓએ એવણને પંજાબના દસ્તુર તરીકે શીઆલ ઓઢાડી હતી. એજ વર્ષના આગશટ મહીનામાં એવણે આક્ષફર્ડની લાઇબ્રરીને ભેટ આપેલી ઇ૦ સ૦ ૧૩૨૩ માં લખાયલી ઇજશનેનાં પુરાતમ પુસ્તકની આક્ષફર્ડ યુનીવરસીટીએ "કોલા ટાઇપ" કરાવી તેની ૨૦૦) નકલો આબેહુબ છપાવી પ્રગટ કરી હતી. ૧૮૯૬ માં ભરૂચની શેઠ શાપુરજી શોરાબજી નારીયળવાલાની દરેમેહર ઇજવાની ક્રીયા કરવા એવણ ભરૂચ ગયા હતા. ૧૮૯૭ ના જુન માસમાં એવણે "અઇબાદ ગારેહ જરીરાન" યાને પહેલવી શાહનામાની બાબદના પહેલવી ટેક્ષટનો પહેલો બાગ બાહેર પાડયો હતો. તેમાં નોશરવાંન આદેલની નસીહતોનો સંગ્રહ પણ છે. એજ સાલની તા૦ ૧૭ મી અકટોબરે ચંદનવાડી ખાતે અંજુમનના ઉશ્રરાટથી ભગર સાથના મોબેદો માટે નવું આતશબેહેરામ બંધાવાની સરવે આગેવાની એવણે લીધી હતી અને તેનાં ફંડમાં પોતે જાતે મેહેનત કરી ઘણુંક નાણું ભરાવ્યું હતું. એ આતશબેહેરામ પરથાવાની સઘળી ક્રીયા એવણનાં ઉપરીપણા હેઠળ થઇ હતી તથા તેના વડા દસ્તુર તરીકે એવણને નેમ્યા હતા. એ વેળાએ એવણને આતશબેહરાંમ કમીટી તથા જુદા જુદા મોબેદો અને બેહદીનો તરફથી બધી મલી ૪૩) શીઆલો અને મુંબઇની જરથોસ્તી અંજુમનનાં

ફંડના ટ્રસ્ટીઓ તરફથી પણ એ આતશબેહરામના દસ્તુર તરીકે એક શેઆલ ઓઢાડવામાં આવી હતી.

એવણ બહુ સાધેસ અને મીલનસાર હતા અને ૩૭) વર્ષ સુધી ઘણાં માન અને ઇજત સાથે તેવણે દસ્તુરી ચલાવી હતી.

---

તા૦ ૨૮ મી સપટેમબર.

આજ દીને મરહુમ દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસ્પઆશાનાનાં ઉઠમણાંમાં મોથની દરેમેહરના પંથકી એ૦ ફરાંમજી હોરમજજી માદને મરહુમ દસ્તુરજીનું નામ જરથોસ્તી દીન આઇનની ક્રીઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાને દરખાસ્ત કીધી હતી જેને શેઠ રૂસતમજી ડાથાભાઇ શેઠનાએ ટેકો આપ્યો હતો અને તે સુચના પસાર થઇ હતી. એ પછી અંજુમનનાં ઉધરાતનાં આતશબેહરાંમની કમીટી તરફથી તેના એક શેક્રેટરી શેઠ શાપુરજી બેહરાંમજી કાતરકે એક અંજુમન પત્ર વાંચી સંભળાવી મરહુમ દસ્તુરજીના વડા બેટા નાયબે દસ્તુર કૈખશરૂ જામાસપજીને આતશબેહરામના દસ્તુર તથા બીજા બેટા એ૦ મીનોચેહરજી જામાસપજીને નાયબે દસ્તુર નેમવા બાબેનું જાહેર કીધું, અને તે મુજબ બંને ભાઇઓને પ્રમુખ શેઠ જાલભાઇ અરદેશર શેઠનાએ શેઆલો ઓઢાડી હતી. એ પછી દસ્તુર કૈખશરૂને નીચે મુજબ જુદી જુદી ૨૩) શેઆલો ઓઢાડવામાં આવી હતી:—

(૧) ભગરીયાઓનાં નવાં આતશબેહેરામની કારોબાર મંડળી તરફથી; (૨) મુંબઇની ભગરસાથની અંજુમન તરફથી; (૩) સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ તરફથી; (૪) મી૦ રૂસતમજી ડોસાભાઇ શેઠ તરફથી; (૫) એરવદ જહાંગીર મેરવાનજી કાત્રક તરફથી; (૬) વાંદરાની દરેમેહેર તરફથી; (૭) શેઠ કાવસજી દીનશાહ એડનવાળા તરફથી; (૮) દસ્તુર જમશેદજી રૂસતમજી જામાસપઆસાના તરફથી; (૯) એરવદ પેસતનજી રૂસતમજી કાંગા તરફથી; (૧૦) સુરતના નવાં આદરાનના ત્રસટીઓ તરફથી; (૧૧) શેઠ બનાજી લીમજીની દરેહમેહેરના ત્રસટીઓ તરફથી; (૧૨) એજ દરેહમેહેરના આથોરનાનો તરફથી; (૧૩) કામાબાગના ત્રસટી તરફથી; (૧૪) શેઠ જીજીભાઇ દાદાભાઇના ધરમખાતાં તરફથી; (૧૫) મી૦ બમનજી દીનશાહ પીટીટ તરફથી; (૧૬) મરહુમ દસ્તુર જામાસપજી એદલજી જામાસપઆસાના છોકરાઓ તરફથી; (૧૭) મી૦ રૂસતમજી નાનાભાઇ બેહેરામજી જીજીભાઇ તરફથી; (૧૮) મી૦ મેરવાનજી જીજીભાઇના છોકરાઓ તરફથી; (૧૯) મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ તરફથી; (૨૦) આસમાનરોજની કુ૦ તરફથી; (૨૧) આપાબાગની કું૦ તરફથી; (૨૨) કોટના ગોળવાડની મી૦ પેસતનજી નશરવાનજી ગોદીવાળાની અગીયારી તરફથી; અને (૨૩) જરથોસતી ધરમ તથા ક્રીયાઓ ઉપર એતેકાદ વધારાવનારી મંડળી તરફથી.

દસ્તુર કૈખશરૂએ પોતાને મળેલાં આ માન માટે અંજુમનનો ઉપકાર ઘટતા શબ્દોમાં માનયો હતો.[1]

---

તા૦ ૨૯ મી સપટેમબર.

શેઠ જીજીભાઇ ફરાંમજી પીટીટ અને શેઠ ફરાંમરોજ રૂસતમજી જોશીને મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. તથા મરહુમ શેઠ દાદાભાઇ બહમનજી જીજીભાઇની જગોએ મુંબઇની પારસી ચીફ મેટ્રીમોનીઅલ કોરટના ડલીગેટો નેમ્યા હતા.[2]

---

તા૦ ૩૦ મી સપટેમબર.

પુણાં ખાતે આજ દીને ભરવામાં આવેલાં ઉંચી જાતના ઘોડાઓનાં પ્રદર્શનમાં શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ. ને પેહલા વર્ગના ઉંચા પ્રકારના ઘોડાઓની જોડી તેમજ "ડયુક" નામના એક સરસ ઘોડા માટે ઇનામો મલ્યાં હતાં.[3]

---

તા૦ ૧ લી અકટોબર.

આ વર્ષ પારસીઓમાં મરકીનો ઉપદ્રવ આગશટ માસથી થોડો કમી થયો હતો. પંચાતના ટ્રસ્ટીઓએ હેંડબીલો કાઢી પારસીઓને મરકી શેહરમાં લાગુ પડે તે આગમજ રસી મુકાવવાની સુચનાં કીધી હતી,[4] તથા મરકી વિષે કોટમાં

---

૧ જામે જમશેદ, તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૯૮.

દસ્તુર જામાસપજીનાં ઊઠમણાં ઊદવાડા, ગંદેવી, નવસારી, સુરત, અમદાવાદ, વરોડરા, સીકંદરાબાદ, આકોલા, એડન, વિગેરે મથકોએ થયાં હતાં.

૨ બોમ્બે ગવ૦ ગેઝેટ, તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૯૮.

૩ જામે જમશેદ, તા૦ ૩ જી અકટોબર ૧૮૯૮.

૪ ઇ. સ. ૧૮૯૮ અને ૧૮૯૯ મલી (તા૦ ૨૫ મી મે ૧૮૯૯ સુધીમાં) ૬૫૪૧ પારસીઓએ મુંબઇમાં રસી મુકાવી હતી.

ભરૂચ મધે જાનેવારી ૧૮૯૯ થી મરકી લાગુ પડી હતી, અને ઘણાક પારસીઓ મરી ગયા હતા. પારસીઓ માટે જુદી હાસ્પીટલ તથા સેગ્રીગેશન કાંપ ત્યાંની પંચાતે ઊભી કીધી હતી. ફંડમાં શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ રૂ.૫૦૦) ભર્યાં હતા. તા૦ ૮ મી ફેબરવારીએ કલેકટર મી૦ કેનડીએ મરકી દાબી દેવા પાછળ જેઓ મેહેનત લેતા હતા તેઓનાં વખાણ કરી મી૦ ફરદુનશાહ પેસતનજી બરૂ અને મી૦ દીનશાહ ફરદુનજી જીનવાળા, જે બેજ ગ્રહસ્થો બીનસરકારી નોકરોમાં પલેગ સુપ્રીનટેનડંટ હતા, તેઓ મરકીનાં કામ માટે જે મદદ કરતા હતા તે સારૂં તેઓનો આભાર માન્યો હતો.

હીંદી સરકારે જે પલેગ કમીશન નવેમબર ૧૮૯૮ માં નેમ્યું, તેમાં પારસીઓમાં કરાંચી ખાતે જાનેવારી માસમાં ડાકટર શેસખજી માણેકજી કાકાએ તથા અમદાવાદમાં ખા.

માણેકજી શેઠની વાડીમાં ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરકે તા૦ ૧૨ મી અકટોબરે અને મી૦ દારાશા રતનજી ચીચગરે હોરમસજી વાડીઆના આતશબેહરામમાં તા૦ ૧૮મી અકટોબરે તથા ડાકટર રૂસ્તમ નાનાભાઇ રાંણીનાએ કા. બી. બનાજીનાં આતશબેહરામમાં તા૦ ૨૨ મી અકટોબરે તથા ડાકટર નાના-ભાઇ નવરોજજી કાતરકે બાહેરકોટ સર જ. જી. ના એલાહી-બાગમાં તા૦ ૧ લી નવેમબરે ભાષણો આપયાં હતાં.

---

બા. બમનજી એદલજી મોદીએ જબાંની આપી હતી. સુરત ખાતે લફટનંટ કરનલ કેખશરૂ શોરાબજી નરીમાંન, ખાં. બા. ડા૦ પાલણજી હોરમજજી દાદાચાનજી તથા ખા. બા. ડા૦ ડોશાભાઇ પેશતનજીએ જબાંની આપી હતી. વડોદરા ખાતે ડા૦ અરદેશર ડોશાભાઇ કુપરે, ડાકટર પીરોજશાહ ડી. કુપર (અકલેસરના), ભરૂચવાલા ડા૦ રૂસ્તમજી જમશેદજી પેતીગરા, અને વડોદરાવાલા ડા૦ ધનજીભાઇ હોરમજજી મેહતાએ જબાંની આપી હતી.

મુંબઇમાં કમીશન પાછું ફેબરવારીની અધવચમાં ફર્યાં પછી ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરક, ડાકટર કાવશજી બેહરાંમજી સરાફ, ડાકટર કેખશરૂ શોરાબજી ઇનજીનીઅર, જાંહગીર કેખશરૂ કાબરાજી, ડાકટર બેહરાંમજી નવરોજી દારાબશેઠ, નાનાભાઇ અરદેશર મુસ, ખાંનબાહદુર ડાકટર નશરવાંનજી હોરમજજી ચોકસી; પુણાં મધે ડાકટર એરચજી શેહરીઆરજી ભરૂચા; મુંબઇ મધે (મારચની અધવચમાં) પેશતનજી બેહરાંમજી દાંતરા, ખાં. બા. બહમનજી બેહરાંમજી પટેલ, તથા શોરાબજી માણેકજી દમણ-વાલાએ જુબાની આપી હતી.

નારગોલ અને તેની આજુબાજુનાં ગામોમાં ફેબરવારી ૧૮૯૯ માં મરકી ફેલાઇ હતી, અને ઘણાક જરથોસ્તીઓ તેના ભોગ થયા હતા તેમનું સંકટ ટાલવા માટે પંચાયતના ટ્રસ્ટીઓએ ફંડ કીધું હતું, જેમાં રૂ.૧૯૬૦॥ ભરાયા હતા.

વલસાડ મધે ૧૮૯૯ ના માર્ચમાં પાછી મરકીની શરૂ-આત પારસીઓમાં થવાથી હાસ્પીટલ ફંડ ઊભું કીધું હતું, તથા નવરોજ બાગમાં પારસી હાસ્પીટલ કાહડી હતી. એ બાગ શેઠ પેશતનજી નવરોજજીએ વાપડવા આપયો હતો અને ડાકટર જાંહગીર મંચેરશાહ મેહરહોમજી તથા ડા૦ પાહલનજી હોરમજજી દાદાચાનજીએ તે હાસ્પીટલમાં મદદ આપી હતી.

ડાકોરના રેહવાસીઓએ તા૦ ૨૦ મી જુન ૧૮૯૯ ને દીને ત્યાંની ધર્મશાલામાં શ્રી રણછોડજી માહરાજનાં મંદીરમાં રાવસાહેબ હરદેવરાંમ અનુપરાંમ મુનશીનાં પ્રમુખ-પણાં હેઠલ મલેલી સભામાં નીચલો ઠેડાવ પસાર કીધો હતો:—

"ડાકોર ગામના રહીશો જેઓ આ જાહેર સભામાં એકઠા થયલાછે તેઓ એકમતે ઠરાવ કરેછે કે ખેડાના કલેક-ટર મી૦ જે. કે. એન. કાબરાજી, ડાકટર મનચેરજી શોરા-બજી પોસ્ટવાળા તે ખેડાના સીવીલ સરજન, અને મી૦ ફીસન-સીંગ દેવીસીંગ ડાકોરના હાસ્પીટલ આસીસ્ટંટ એમણે પલેગ દૂર કરવાના ઉપાયો એવી સરસ રીતે યોજયાછે કે તેની કદર પીછાનયા વગર રહેવાતું નથી, અને તેમનો અંતઃકરણ-પુરવક આભાર માનયા વીના ચાલતું નથી, વાસ્તે તેઓ તેમનો આભાર માને છે."

. તા૦ ૩ જી અકટોબર.

મુંબઇ શેહરના સુધારા અર્થે સરકારે સ્થાપેલાં ઇમપરૂવમેંટ ટ્રસ્ટની બોરડનાં કારપોરેશન તરફના એક અધિકારી તરીકે શેઠ દીનશાહ એદલજી વાછાને ચુંટી કાહડયા હતા.[1]

---

ડા૦ નાદરશાહ હોરમજજી સુખીયાએ પોતાના મરહુમ ભાઇ શેઠ જાંહગીરજીની યાદમાં કોટમાં પોતાના રેહવાનાં ઘેરમાં એક ધર્મનું દવાખાનું લાચાર જરથોસ્તીઓ જેઓ પંચાયતનો બવાજમ મેળવતાં હોય તેઓ માટે ઉઘાડયું હતું.[2]

---

તા૦ ૬ ઠી અકટોમર.

શેઠ જીજીભાઇ ફરામજી પીટીટે (તે પાછળથી થયલા સર દીનશાહ માણેકજી પીટીટે) કલાઇવ ડુરાંટ, ધનજીભાઇ દાદી દાદીશેઠ, કુવરજી મહેરવાનજી મહેતા, અને સોરાબજી રૂસ્તમજી બાટલીવાલા સામે મુંબઇના વડા મેજીસ્ટ્રેટ મી૦ સાન્ડર્સ સ્લેટરની કોર્ટમાં એવો વાંક મેલ્યો કે ખોટો અપરાધ મુકી નાણા ઓકાવવાને માટે તેઓએ એકઠા થઇ મનસુબો કીધો હતો તે કેસ ઉપલા મેજીસ્ટ્રેટે મુંબઇની અપરાધીઓને તપાસનારી સેશન કોર્ટમાં નોંધ્યો હતો ત્યાં કેટલાક દીવસ સુધી જસ્ટીસ કેન્ડી સનમુખ આરોપી ડુરાંટ સાંમે પહેલાં જુદી તપાસ ચાલી હતી અને શેવટે તેને જુરીએ એકમતે નીરદોષ ઠરાવી છોડી મેલ્યો હતો. આ ઉપરથી બાકીના આરોપીઓની ઉપરના ચાર્જ ખેંચી લીધા હતા અને તેમને તે મધેથી મુક્ત કરવામાં આવ્યા. હતા.[3]

---

તા૦ ૧૦ મી અકટોબર.

રોજ ૨૬ માહ ૧ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—મેહરવાનજી મોટાભાઇ,[4] પંચગનીવાલા—ઉમર વર્ષ ૯૦). તા૦ ૧૦ મી અકટોબર ૧૮૫૨ ને દીને એવણ મી૦ જોન ચેસન નામના ઇંગ્રેજ સાથે પંચગની મધે તેનો બંગલો બાંધવાને ગયા હતા. તે વખતે ત્યાં મજુરો મલવા કઠણ હોવાથી એમને બહુ મેહનત પડી હતી. પછી ત્યાંજ બંગલાઓ બાંધવાનાં કંત્રાકટનું કામ તેઓ

---

૧ જામે જમશેદ, તા૦ ૪ થી અકટોબર ૧૮૯૮.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૯ મી અકટોબર ૧૮૯૮.

૩ I. L. R, 23 Bom. 213.

એજ મુકદમામાં ફર્યાદી તરફથી એક મુખ્ય શાક્ષી નાહનાભાઇ કાવશજી ઇજનેર સામે ખોટી જુબાની આપવાના વાંક માટે ફર્યાદી માંડવાની પરવાનગી ઉપલા જડજે આપી હતી, જેની રૂહે મેજીસ્ટ્રેટ સનમુખ તપાસ ચાલવા બાદ તેને બીનતકસીરવાર ઠરાવવામાં આવ્યો હતો.

૪ પંચગનીવાલા શેઠ એદલજી. મેહરવાનજી મીસ્ત્રી-ના બાવા.

કરતા હતા, અને પંચગની તથા માહબલેશ્વરના રહીશોમાં જાણીતા થઇ પડયા હતા અને સાંજ ગુજર્યાં હતા.

---

તા૦ ૧૩ મી અકટોબર.

શેઠ દીનશાહ ખરશેદજી દાજી, બી. એ; એલએલ. બી. એ હાઇ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[1]

---

તા૦ ૧૩ મી અકટોબર.

રોજ ૨૯ માહ ૧ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ મેહરબાઇ તે શેઠ મોટાભાઇ ઓખાજી કંત્રાકટરનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના ખાવંદે થાણા જીલ્લામાં આવેલી પોતાની ૩૪૦ વીંઘા જમીન, દર વીંઘાં દીઠ રૂ૭૫ ના ભાવે તેની કીમત રૂ૨૫૫૦૦ ની ગણીને એવી સરતે આપી કે સર્વે હકુમત પોતાના તાબામાં રાખી એ રકમનું સેંકડે ૪ ટકા લેખેનું વ્યાજ જુદાં જુદાં ધરમખાતાંઓમાં આપતા જવું, કયાં ધરમખાતાંઓમાં તે હવે પછી નકી કરવામાં આવશે. એ ઉપરાંત બીજાં ઉઠમણાંઓએ રૂ. ૬૧૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૧૬ મી અકટોબર.

મરહુમ બાઇ સાહેબ દીનબાઇ નશરવાનજી પીટીટનાં મરણથી પારસી કોમમાં જે દલગીરી ફેલાઇ હતી તેની નોંધ અંજુમનનાં દફતરમાં લેવા સારૂં જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા આલબલેસ બાગમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. સરનશીન સાહેબે મરહુમ બાઇ દીનબાઇની તારીફમાં કેટલુંક કહી સંભલાવ્યા બાદ શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ હોરમજજી દાદાભાઇ જડને ટેકો આપયા બાદ પસાર થઇ કે:—"આપણા ટોળાનાં એક સખીવજીદ બાનુ બાઇ દીનબાઇ નશરવાનજી માણેકજી પીટીટ, જેવણ રોજ ૨૩ મો માહા ૧૨ મો શેહેનશાહી સને ૧૨૬૭ તથા રોજ ૧૮ મો માહ ૧ લો કદમી સને ૧૨૬૮ યઝદેઝરદી, તા૦ ૨ જી સપટેમબર ૧૮૯૮ ને દીને વરસ ૬૯) ની ઉમરે હક થયાંછે, તેવણનાં મરણ માટે જરથોસ્તી અનજુમનની આ સભા પોતાની દલગીરી જાહેર કરેછે. મરહુમ બાઇએ નજદીક રૂપયા ૨૫ લાખની જાહેર સખાવત કરીછે અને બીજી કેટલીક છુપી સખાવત કરીછે, જેના આંકડા જાહેરમાં આવયા નથી. પોતાના મરહુમ પતીને પગલે ચાલી એવણ બાઇએ પોતાની મોટી સખાવતથી પારસી ટોળાના લાભનાં ઘણાંક કામોમાં મદદ કરી હતી. એવણ બાઇની કેટલીક સખાવત જેમ જરથોસ્તી ટોળા માટે હતી, તેમ કેટલીક નશાનજાતના તફાવત વીના સરવેનાં ભલાં માટે હતી. પોતાની ખાનગી સખાવતથી અને ગરીબગુરબાંઓ તરફની અતયંત દાઝ અને દીલસોજીથી ઘણાંક ગરીબોના એવણ પાલનહાર થયાં હતાં. દુકાળ, રેલ, આગ વીગેરે સંકટોના વખતમાં પોતાના માણસજાતભાઇઓને મદદ કરવામાં એવણ બાઇ હંમેશાં પોતાનો સખી દીલગુરદો દેખાડતાં હતાં. એવાં એક સાદાં, સદગુણી અને સખી બાનુનાં મરણ માટે જરથોસ્તી અનજુમનની આ સભા દલગીરીભરી નોંધ લેછે, અને પોતાના સરનશીન નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટને અરજ કરેછે કે આ સભાની દલગીરી મરહુમ બાઇનાં બેટી બાઇ આવાંબાઇ ફરામજી પીટીટને અને નબીરા શેઠ જીજીભાઇ ફરામજી પીટીટને પત્રોથી જાહેર કરે અને આ નોંધની એક નકલ પારસી પંચાયતનાં ધરમખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ટ્રસ્ટી સાહેબો ઉપર અનજુમનનાં દફતરમાં નોંધવા માટે મોકલી આપે."[3]

---

તા૦ ૧૭ મી અકટોબર.

રોજ ૩ માહ ૨ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

આજ દીને મુંબઇ મધે ચંદનવાડી ખાતેનાં ભગરીઆ મોબેદોને માટેનાં અંજુમનના ઉધરાતનાં આતશબેહરામની પેહલાં વર્ષની સાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપઆશાનાએ "આતશના નુરી કેબલા" વિષે એક વાએજ કરી સંભલાવી હતી. એજ દીને સાંજનાં એજ મકાનમાં શમશુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદીએ "આતશની નીયાએશમાં યાદ કરેલાં આતશકદેહોની શાહનામાં અને બીજાં પુસ્તકો પ્રમાણે હકીકત" એ બાબદ ઉપર એક ભાષણ કીધું હતું.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી અકટોબર ૧૮૯૮.

૨ જામે જમશેદ, તા૦ ૧૫ મી અકટોબર ૧૮૯૮.

એ જમીન ધર્મખાતે અપાયલી જણાતી નથી.

૩ જામે જમશેદ, તા૦ ૧૭ મી અકટોબર ૧૮૯૮.

૪ જામે જમશેદ, તા૦ ૨૯ મી અકટોબર ૧૮૯૮.

એ આતશબેહરામનાં ફંડ ખાતાંના છેલા (૧૯૧૨ સુધીના) રીપોર્ટપરથી જણાયછે કે તા૦ ૧૨ મી અકટોબર સને ૧૯૧૨ ને દીને તેની બાકી પુંજી નીચે મુજબ હતી:—

| | |
|---|---|
| આતશબેહરામ સાહેબની જમીન તથા મકાનની લાગત.......... | ૧૯૮૬૩૩-૧૪- ૭ |
| આતશબેહરામ સાહેબનાં નીભાવ ફંડના વધારાનાં ખાતાંના ..... | ૭૪૫૫-૧૧-૧૧ |
| આતશબેહરામ સાહેબનાં મકાનનાં સુધારા વધારાનાં ફંડ ખાતાંના. | ૫૫૦૦- ૬- ૨ |

**જુદા જુદા ગ્રહસ્થો તથા બાનુઓએ આપેલી અમાનત રકમો જેનું વ્યાજ ઉપજે તે ફસર મુજબ વાપરવું:—**

તા૦ ૨૨ મી અકટોબર.

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે તેહરાંન મધે ઉભી કરેલી સરકારી આરફનેજને મદદ તરીકે ૧૨૫૦) કરાંન ત્યાંના ફારેન મીનીસટરપર ભેટ મોકલ્યા હતા.[1]

તા૦ ૨૫ મી અકટોબર.

શેઠ બહમનજી હોરમજજી જનરાણે રૂ.૧૦૦૦૦) ની રકમ આતશેનાં નાવારસ ઇરાંની જરથોસ્તીઓનાં ધર્મ-ખાતાંમાં આપી હતી.[2]

તા૦ ૨૬ મી અકટોબર.

રોજ ૧૨ માહ ૨ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—મનચેરજી ખરશેદજી રતનાગર[3]—ઉમર વર્ષ ૫૯). એવણ આગળા વખતમાં અત્રેની આયના ઇનશયુરંસ કંપની અને બીજી વીમા કંપનીઓમાં સેક્રેટરી હતા. ૧૮૭૦ થી મીલોના સંબંધમાં આવ્યા હતા અને બોંબે યુનાઇટેડ, સુંદરદાસ, એલેકઝાનડરા, નરસી કેશવજી વગેરે મીલોના મેનેજર હતા. એ ઉદયોગમાં એવણની માહીતી તથા વાંચન બોહોળા પ્રકારનું હતું, અને કારખાનાઓમાં સુધરેલી વિદ્યાકળાને લાગુ પાડવાની ઘણી ઉલટ ધરાવતા હતા. ૧૮૯૦ થી માંદગીને લીધે એકાંતવાસ પકડયો હતો. પણ તે અરસામાં એવણના દીકરા શેઠ સોરાબજીએ કાઢેલાં "ઇંડીયન ટેક્ષટાઇલ જરનલ" નાં ચોપાનીયાંને ખીલ-વવા તથા વધારવામાં ભાગ લઇ તે સાહસની ફતેહથી ખુશાલ હતા. મરહુમ રમુજી અને હસમુખા સ્વભાવના હતાં.

તા૦ ૩ જી નવેમબર.

અહમદનગર મધેની સર દીનશાહ માણેકજી પીટીટ સ્કુલ ઓફ ઇનડસ્ટ્રીઅલ આરટસ કે જે બાંધવા માટે સર દીનશાહજીએ રૂ.૧૦૦૦૦) આપ્યા હતા તે ખોલી મુકવાની ક્રિયા મુંબઇ ઇલાકાના ડાએરેકટર ઓફ પબલીક ઇનસ્ટ્રકશન હાનરેબલ મી૦ ઇ. જાઇલસે આજ દીને કીધી હતી.[4]

તા૦ ૩ જી નવેમબર.

રોજ ૨૦ માહ ૨ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

નવસારીની મોબેદ મીનોચેહરહોમજીવાલી પુરાતમ દરેમેહર કે જે પેહલવેહલી ઇ૦ સ૦ ૧૬૮૭ માં પરઠાઇ હતી, તથા જે પછવાડેથી ૧૮૬૨ માં શેઠો અરદેસર, નશરવાંનજી, અને હોમજી ખરશેદજી દાદીશેઠે પાછી બંધાવી આપી હતી તે આએ સાલમાં જરથોસ્તીઓ વચ્ચે ઉઘરાણું કરી પાછી બંધાવવામાં આવી હતી, અને તેમાં નવેસરથી આતશ આદરાંન પરઠાવ્યા હતા તે પરઠવાની ક્રિયા આજ દીને એક મોટા મેળાવડાની હજુરમાં કરવામાં આવી હતી. જશનની ક્રિયા એ૦ ફરાંમજી ખરશેદજી મીનોચેહરહોમજી-નાએ કીધી હતી, જે પુરી થવા બાદ એ દરેમેહરના એક ટ્રસ્ટી શેઠ બહમનજી પાલણજી દાદાચાંનજીએ એક અંજુમનપત્ર વાંચી સંભળાવ્યો હતો, જેમાં જણાવ્યા મુજબ એ દરેમેહર નવેસરથી બાંધવા માટે ઉભું કરેલું ફંડ આસરે રૂ. ૩૪૦૦૦) નું થયું હતું, જે મધેથી એ મકાંન નવેસરથી બાંધવા તથા તેની પાસેનું ઘર અને જમીન ખરીદવા પાછળ આસરે રૂ. ૨૫૦૦૦) ખરચાયા હતા, અને બાકી વધેલાં નાણાં દરેમેહરનાં મકાંન તથા આતશ આદરાંન સાહેબના નીભાવ માટેના ખરચ સારૂં સરકારી જામીનગીરીઓમાં રોકવાના હતા. શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા, સી. આઇ. ઇ. એ આદરાંન સાહેબને માટેનો સર્વે ઘટતો સામાન પોતાને ખરચે અપાવ્યો હતો તેમનો તથા એ મકાન નવેસરથી બાંધવાનું તથા તેને સરંજામ ઉતારવાનું કામ ખાંનસાહેબ કાવશજી હોરમજજી દાદાચાનજીની આગેવાંની હેઠળ થયું તેમનો ઉપકાર માનવામાં આવ્યો હતો. એ બાદ ખાનબાહદુર ડાકટર પાલણજી હોરમસજી દાદાચાનજીએ, મીનોચેહેર-હોમજીની અંજુમન તરફથી એક સુંદર શાલ વડા ત્રસ્ટી મી૦ પેજનજી બરજોરજી મીનોચેહેર હોમજીને તેઓએ

| | |
|---|---|
| મરહુમ શેઠ માણેકજી લીમજીભાઇ આંતરીઆના પુસ્તકખાનાનાં ખાતાંનાં ............... | ૫૦૦૦ |
| દસ્તુરજી સાહેબ જમશેદજી શેરાબજી કુકાદારૂના ખુરશો મુકવા માટેનાં ખાતાંના ............... | ૧૦૧૬— ૮— ૦ |
| મરહુમ શેઠ દાદાભાઇ નશરવાનજી કંત્રાકટર હોલને રીપેર કરવાનાં ખાતાંના ............... | ૫૭૪૭— ૨— ૮ |
| શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા-ના ગુંબજ રીપેર કરવાના ખાતાંના. | ૪૨૨૦— ૯— ૪ |
| શેઠ શેરાબજી બેહરાંમજી બાબાએ કાઠી ખરીદવા માટે પડાવેલાં ખાતાંના ............... | ૧૧૦૯૪—૧૪— ૮ |
| ચાલુ ખરચમાં વ્યાજ વાપડવા માટેનાં ખાતાંવાલાઓના ખાતાંના.... | ૯૧૦૦ |
| બતી કરવા માટે વ્યાજ વાપરવાનાં ખાતાંવાલાઓનાં ખાતાંના.... | ૭૧૦૦ |
| બાજ તથા મુકતાદની કીધા કરાવવા માટે તથા સુખડ અને સુખડની ચાસીઓ ચહડાવવા માટેના મુદ્દલ. | ૧૪૧૧૦૦ |

૧ જામે જમશેદ, તા૦ ૨૫ મી અકટોબર ૧૮૯૮.

૨ જામે જમશેદ, તા૦ ૨૭ મી અકટોબર ૧૮૯૮.

૩ શેઠો સોરાબ તથા જાંહગીર મનચેરજી રતનાગર વિના બાવા.

૪ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૭ મી નવેમબર ૧૮૯૮.

આ દરેહમેહેરનાં કામમાં તેમજ પોતાની અંજુમનના ફાયદાનાં કામોમાં તન, મન, ધનથી લીધેલી મેહેનત માટે, એક સુબાખીત બાથણુ કરીને ઓઢાડી હતી, જેમ કરતાં એવું જાહેર કરયું હતું કે મીઠ બેજનજીની એક તસવીર ઉતરાવીને દરેહમેહેરમાં મુકવાની ગોઠવણ અંજુમને કરી છે. બીજી એક શાલ ખાનસાહેબ કાવસજી હોરમસજી દાદાચાનજીને, તેઓએ મકાન બાંધવા પાછળ લીધેલી મેહેનત માટે મી૦ બેજનજીએ ટ્રસટીઓ તરફથી ઓઢાડી હતી. ત્રીજી શાલ એજ પ્રહસથે ટ્રસટીઓ તરફથી મોબેદ ફીરોજજી એદલજી દાદાચાનજીને તેવણે એ કામમાં બજાવેલી સેવા માટે ઓઢાડી હતી. ચોથી શાલ એજ પ્રહસથે દસતુરજી સાહેબ દારાબજી માહીયારજીને ઓઢાડી હતી. બાદ બીજી ત્રણ શાલો એજ ગ્રહસથે ટ્રસટીઓ તરફથી આ દરેહમેહેરના નવસારી ખાતેના મેનેજરો મોબેદો હોરમસજી ફેરસાસજી દાદાચાનજી, ફરામજી ખુરશેદજી મીનોચેહેરહોમજી, તથા રૂસતમજી જમશેદજી કકલ્યાને અનુક્રમે તેઓની સેવાના બદલામાં ઓઢાડી હતી.

એ બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[1]

---

૧ જામે જમશેદ, તા૦ ૫ મી નવેમબર ૧૮૯૮.

એ દરેમેહર બાંધવાને ઊભાં કરેલાં ફંડમાં નીચલી મુખ્ય રકમો ભરાઇ હતી:—

રૂ.૫૭૦૧) મી૦ બેજનજી બરજોરજી મીનોચેહેર-હોમજીએ મરહુમ મીનોચેહેરજીની દરેહમેહેરની પાસે આવેલું ઘર મનાજી દોરાબજી તલાટી પાસેથી રૂ.૩૭૦૦) એ ખરીદીને પોતાના મરહુમ બાવા બરજોરજી બમનજી મીનોચેહેર-હોમજીનાં પુન માટે દરેહમેહેરની સાથે જોડીને બાંધવા બક્ષીશ આપયું તથા પોતાનાં મરહુમ માતાજી કુવરબાઇનાં પુન સારૂં રૂ.૨૦૦૧) આપયા. રૂ.૪૧૦૦) મરહુમ બાઇ હમાબાઇ વીધવા એદલજી તેમુલજી દાદાચાનજીનાં ઊઠમણામાં ભરાયલા તેવણની પુંજીમાંથી રૂ.૩૦૦૦, મરહુમ ખરશેદજી નવરોજજી દાદાચાનજીના રૂ.૫૦૦, બાઇ માણેકબાઇ તે ભીખાજી શાપુરજી દાદાચાનજીના રૂ.૫૦૦ તથા બાઇ સુનાબાઇ ખરશેદજી એદલજી દાદાચાનજીના રૂ.૧૦૦). રૂ.૩૦૦૦) શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાએ મરહુમ ધણીઆંની જરબાઇનાં ઊઠમનાંમાં ભરાયલી રકમમાંથી, રૂ.૨૨૫૦) સર દીનશાહ માણેકજી પીટીટ, બેરોનેટ; રૂ.૧૪૦૦) શેઠ કાવશજી રૂસતમજી બાટલીવાલા. રૂ.૧૦૦૦) બાઇ દીનબાઇ નશરવાંનજી પીટીટ, શેઠ ભીખાજી કાવશજી મોતીવાલા. રૂ.૮૦૦) બાઇ હીરાંબાઇ વીધવા માણેકજી ખરશેદજી ફેરાંવાલા. રૂ.૭૫૦) શેઠ બહમનજી દીનશાહજી પીટીટ. રૂ.૫૦૦) એક જરથોસ્તી બાનુએ મરહુમ દીકરીની યાદમાં, શેઠ અરદેશર શોરાબજી દસ્તુર કામદીન, રતનશાહ નશરવાંનજી ગેઆરા તથા આબકારી ઇજારદાર. રૂ.૩૦૦) શેઠો બહમનજી પાલનજી દાદાચાનજી, હોમજી માણેકજી દાદાચાનજી, અને ફરામજી મંનચેરજી કામાના ધરમખાતાંના ટ્રસ્ટીઓએ. રૂ.૨૫૦) સર જમશેદજી જીજીભાઇ, બેરોનેટ, શેઠો પેશતનજી દોરાબજી દાદાચાનજી, દીનશાહજી દોરાબજી કરાંણી, દાદાભાઇ નશરવાંનજી કંટ્રાકટર, વગેરે.

તા૦ ૫ મી નવેમબર.

ખાનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઇ. ઇ. એ અંદેરી કસબામાં છેલ્લાં ૧૫) વર્ષમાં વસ્તી કરી તેમાં ઘણાંક ઉપયોગી કામો બજાવ્યાં હતાં તેથી તે કસબાનાં અંદેરીથી તે એરલા સુધીના રસ્તાને "મરઝબાન આબાદ" કરી નામ આપ્યું હતું, અને તે નામ આપવાની ક્રિઆ આજ દીને થાણાના કલેકટર મી૦ આર. પી. બેરોએ એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી.

---

મી૦ બેહરામજી મેહરવાનજી મલબારીની જીંદગીના હેવાલનું ફ્રેંચમાં પુસ્તક મીસ મેનાએ પ્રગટ કર્યું હતું.[2]

---

તા૦ ૬ થી નવેમબર.

મીસ માણેકબાઇ ખરશેદજી બેનેટે બેતવાડી ૭ મી ગલીમાં છોકરીઓની એક નીશાલ ઉઘાડી હતી.

---

એ દરેમેહરનો સઘળો અંદરનો દેખાવ જોવાને તા૦ ૨૫ મી અકટોબરે સવારના નવસારીના સુબા સાહેબ, જડજ, નાયબે સુબા, વગેરે સરકારી અમલદારો પધારયા હતા, અને તેઓએ સઘળું બારીકીથી જોયું હતું.

આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલીછે:—

"પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

મીનોચેહેરહોમજીની દરેમેહેર.

"આએ પાક દરેમેહેર મરહુમ મોબેદ મીનોચેહેર "હોમજીનાં મલતીયા સાથ સમસતની અનજુમનને વાસતે "સને ૧૦૫૭ યજદેજરદી, સંવત ૧૭૪૩, સને ૧૬૮૭ "ઇસવીનાં સાલમાં યોજદાથરેગરીનાં કાંમ માટે બંધાવી "હતી, અને તેમાં આતશ દાદગાહ રાખવામાં આવીઆ "હતા, પણ એ કદીમ પાક મકાનની હાલત ઘણો વખત "થયો બીશમાર થઇ પડેલી જણાવાથી તેમજ અસલ મકાન "દીનઆઇનનાં વધતાં જતાં પાક કામો તથા કીરીઆઓ "માટે પુરતું નહી માલમ પડયાથી એજ દરેમેહેરને લગતાં "ફંડોના ટ્રસટીઓએ જાહેરમાં ઊગરાણાનું લીશટ ફેરવી "એક ફંડ ઊભું કરયું અને તેમાં ભરાયલાં નાણાં મધેથી "અસલ મકાંન તોડીને નવેસરથી બંધાવવામાં આવયુંછે, "અને તેની અંદર આપણી પાક દીનનાં કાનુન પ્રમાણે "આજના મુબારક રોજે આદરાન સાહેબના નુરી કેબલાને "તખતનશીન કીધાછે.

"આએ પાક દરેમેહેર મીનોચેહેરહોમજીનાં મલતયા "સાથ સમસતનાં મોબેદોની અનજુમનને માટે દીનઆઇન-"નાં પાક કામો તથા કીરીયાઓ કરવા સારૂ તથા કુલે "જરથોસતી સાહેબોને બંદગી કરવા સારૂ જાહેરમાં ખુલી "મેલીછે. આએ પાક મકાન ખાંનસાહેબ કાવશજી હોરમજી "દાદાચાનજીની દેખરેખ હેઠલ બંધાવવામાં આવયુંછે. રોજ "૨૦ મો બેહેરામ યજદ, માહ ૨ જો અરદીબેહેસત "અમશાસપંદ શેહેનશાહી સને ૧૨૬૮ યજદજરદી, સંવત "૧૯૫૪ ના આસો બીજો વદ ૫ ને ગુરૂવાર, તારીખ "૩ જી નવેમબર ૧૮૯૮ ઇસવી."

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૬ ઠી નવેમબર ૧૮૯૮.

તા૦ ૧૬ મી નવેમબર.

હિંદુસ્થાનમાં સરકારી રૂપાં ચલણની ગજતર બાબે લંડનમાં તલાસ કરવાને બેઠેલાં કમીશન હજુર આજ દીને મુંબઇની બ્રોકરસ એસોશીએશન તરફથી શેઠ મેહરવાનજી રૂસતમજી દલાલે શાહેદી આપી હતી.[1]

તા૦ ૧૭ મી નવેમબર.

લંડનમાં પ્રગટ થતાં "બ્લેક એંડ વાઇટ" નામનાં માસીક ચોપાનીઆંના આએ માસના અંકમાં મરહુમ દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાની તસવીર તથા થોડોક અહેવાલ છપાયલો હતો.[2]

તા૦ ૧૮ મી નવેમબર.

શેઠ રૂસ્તમજી પેસ્તનજી કરકરયાને રોયલ હીસ્ટોરીકલ સોસાયટીના ફેલો (F. R. Hist. S.) તરીકે ચુંટી કાઢવામાં આવ્યા.[3]

તા૦ ૧૯ મી નવેમબર.

ઑક્ષફર્ડની મેન્સફીલ્ડ કાલેજનો પ્રિન્સીપલ ફેરબેર્ન જે મિશિસ હાસ્કેલ નામની બાનુએ સ્થાપેલી લેકચરશિપનો લાભ લઇને અતરે પશ્ચિમ તરફના ખ્રિસ્ટી આચાર-વિચારોનો ફેલાવો કરી, હિંદુસ્તાનને તેની સાથે નિકટ સંબંધમાં લાવવાની નેમથી શેહેરેશેહેર ભાષણો આપવાને ગઇ પરમની મેલ સ્ટીમરમાં અતરે આવ્યો, તેનાં માનમાં શેઠ જમશેદજી નસરવાનજી તાતાએ આજે રાત્રે પોતાના મેદાનમાંના સુંદર મેહલમાં "ઇવનિંગ પાર્ટી" નો એક મેળાવડો કીધો હતો.[4]

તા૦ ૨૭ મી નવેમબર.

ગરીબ જરથોસ્તીઓનાં રેહઠાંણોનાં ફંડની કારોબાર મંડલી હસતક, મરહુમ શેઠ મનચેરજી ફરામજી કામા તથા વીધવા બાઇ આવાંબાઇનાં પુન માટે બંધાવેલું મકાન, મરહુમ શેઠ કેખુશરો રૂસતમજી ઉનવાળાનાં પુન માટે બંધાવેલું મકાન, જરથોસતી આલમે સરઅવસરે ભરેલાં નાણામાંથી બંધાવેલું મકાન અને મરહુમ શેઠ ધનજીભાઇ એદલજી આલબલેસની પુંજીમાંથી બંધાવેલાં ગરીબ જરથોસતી કુટુંબોને તબીબી મદદ પુરી પાડવાનાં દવાખાનાના મકાન[5] ખુલ્લાં મેલવાની, તેમજ મરહુમ બાઇ ગુલબાઇ કાવસજી બેજનજી પારખનાં પુનને માટે અને મરહુમ શેઠ જહાંગીર રૂસતમજી મોદીનાં પુનને માટે બંધાવવામાં આવનારાં મકાનોનો પાયો નાખવાની ક્રીયા આજ દીને કરવામાં આવી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટને આપવા બાદ ફંડના હાનરરી સેક્રેટરી ખાનબાહદુર મનચેરજી કાવશજી મરજબાન, સી. આઇ. ઇ. એ રીપોર્ટ વાંચી સંભળાવ્યો, જે બાદ ક્રિઆ કરી ઉપલાં મકાંનો ખોલ્લાં મેલવામાં આવ્યાં તથા પાયાની ક્રિઆ સર જમશેદજીએ પોતાને હાથે કરી એક સુભાષિત ભાષાણ કીધું.[6]

તા૦ ૨૮ મી નવેમબર.

રોજ ૧૫ માહ ૩ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—રતનજી શાપુરજી ચોથીઆ—ઉમર વર્ષ ૫૩). એવણ પ્રથમમાં સરકારી કેળવણીખાતાંમાંથી નડીઆદ હાઇ સકુલના વડા માસતર થઇ સુરતના કલેક્ટરના હેડ કલારક થયા હતા અને તે પછી સુરત, ભરૂચ, પંચમહાલ, ખેડા અને અમદાવાદ તથા થાણા ડીસ્ટ્રીક્ટોમ રેજીસ્ટ્રેશન તથા સ્ટેમપખાતાંમાં ઇનસપેક્ટરનો ઓધ્ધે બજાવી ૧૮૯૩ માં પેનશન ઉપર રીટાયર થયા હતા, એવણ તબીયતના સુધારા અરથે ઇંગલંડ ગયા હતા ત્યાંજ એમનું મરણ નીપજ્યું હતું.

---

૫ એ દવાખાનાનાં મકાનપર નીચે મુજબ તખ્તી છે:—

—દવાખાંણું—

મરહુમ શેઠ ધનજીભાઇ એદલજી આલબલેસ ચેરીટેબલ ડીસપેનસરીનાં નાંમથી બંધાએલું દવાખાંણું મરહુમ શેઠ ધનજીભાઇ એદલજી આલબલેસે પોતાનાં છેલ્લાં વસીએતનામાંમાં રૂપીઆ ૨૫૦૦૦) એલાહેદા કાઢવા ફરમાવ્યા હતા, તે એવણનાં એક્ઝીક્યુટરોએ આપેલા રૂપીઆ ૨૫૦૦૦) અંકે પચીસ હજાર તેમાં એવણનાં દીકરી બાઇ દીનબાઇ તે શેઠ દોરાબાઇ દાદાબાઇ આલબલેસનાં ધણીઆંનીએ પોતાનાં બાવાનાં પુંનને સારૂ રૂપીઆ ૫૦૦૦) આપીઆ તે મલી રૂ.૩૦૦૦૦) મધેથી આ મકાંન બાંધી તથા એક દવાખાંણું સ્થાપી ગરીબ જરથોસ્તીઓનાં રહેઠાંણ ફંડની કારોબાર મંડલીને શવાધીન કરયુ છે. આ મકાંન બાંધવા પાછલ કુલે ખરચ રૂ.૭૧૦૪-૧-૬ નો થયોછે. રોજ ગોસ, માહ ખોરદાદ શહેનશાહી, માહ તીર કદમી સને ૧૨૬૮ યજદેજરદી, તા૦ ૨૭ મી નવેમબર ૧૮૯૮ ઇસવી.

૬ જામે જમશેદ, તા૦ ૨૮ મી નવેમબર ૧૮૯૮.

---

૧ જામે જમશેદ, તા૦ ૭ મી ડીસેમબર ૧૮૯૮.

૨ જામે જમશેદ, તા૦ ૧૭ મી નવેમબર ૧૮૯૮.

૩ તવારીખમાં શોધ કરનારાં આ મંડળને પાદશાહી ચારટરથી સ્વીકારવામાં આવ્યું છે અને નામદાર માહારાણી વિક્ટોરિયા તેનાં પેટ્રન નેમાયાંછે. મી૦ રૂ. પે. કરકરયા આ અગાઉ ઠેની હરખારત પ્રોફેસરો મેક્સ મુલર અને લેકીએ કીધી હતી. મુંબઇ ગેઝેટ તા૦ ૧૯ મી નવેમબર ૧૮૯૮.

આ અગાઉ મી૦ કરકરયાને અમેરીકન ઓરીએન્ટલ સોસાયટીના પત્રવહેવાર ચલાવનાર સભાસદ (corresponding member) નેમ્યા હતા.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૯૮.

તા૦ ૩ જી ડીસેમબર.

દીનશાહ એદલજી રાંડલીઆ (પાઘડીવાળા) નામના ૪૦) વર્ષની ઉમરના એક દીવાના પારસીએ આજ દીને રાતનાં ૭ કલાકે ચંદનવાડી તરફનાં પોતાનાં રેહવાનાં ઘરમાં પોતાની ૭ તથા ૧૦ વર્ષની નાહની બે દીકરીઓ તથા ૩૨ વર્ષની ધણીઆંની તથા ૭૦ વર્ષની માએને કાંઇ દીવાના-પણાંના ધખારામાં વેહતી છરીના જખમો કીધા હતા તે બપડાંઓને હાસ્પીટલમાં સારવારને માટે લઇ ગયાં હતાં, જ્યાં નાંહની બુચી હીરાંબાઇ મધરાતનાં મરણ પામી હતી, અને બાકીનાંઓ કેટલેક દીવસે સાજાં થયાં હતાં.[1]

તા૦ ૯ મી ડીસેમબર.

રોજ ૨૬ માહ ૩ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

આકોલા મધે મરહુમ બાઇ કુવરબાઇ તે એ૦ પેશોતનજી જમશેદજી દસ્તુર જામાસ્પઆશાનાનાં ધણી-આંનીનાં પુનને માટે તેમની પુંજીમાંથી તથા ખાવંદ અને દીકરા શેઠ જમશેદજી પેશોતનજી દસ્તુરે મલી રૂ.૪૦૦૦) ને ખરચે ત્યાંની દરેમેહરના કંપાઉંડમાં જરથોસ્તી મુસાફરો ના ઉતારાને માટે એક મકાન બંધાવી તે આજ દીને એક જશન કરી "કુવર હૉલ" નાં નામથી ખોલ્લું મુકયું હતું.[2]

તા૦ ૨૧ મી ડીસેમબર.

મુંબઇના નામદાર ગવરનર લૉરડ સેંડહરસ્ટે આજ દીને અતરેનાં ટાઉનહાલમાં એક "લેવી" ભરી હતી, જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ખાનગી એનત્રીમાં ત્યાં હાજર થયા હતા:—સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સર જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની, કાવશજી દાદાભાઇ રૂસતમજી, ડાકટર કાવશજી હોરમજજી, ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઇ. ઇ; નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ; પેશતનજી જાંહગીર તાલેયારખાં, સી. આઇ. ઇ.[3]

તા૦ ૨૩ મી ડીસેમબર.

ગ્નાન પ્રસારક મંડલીની જુબીલી કૉનવરસેઝીયૉની આજ દીને એલફીનસ્ટન હાઇ સ્કુલનાં મકાનમાં નામદાર ગવરનર લૉર્ડ સેંડહર્સ્ટનાં મુરબીપણાં અને ડા૦ હોરમજજી કુવરજી તવરીયાની કારસાજી હેઠલ થયો હતો. જે ચાર દીવસ ખોલ્લું રાખી, વિદ્યા, હુન્નર કેળવણી વગેરેની બાબદોના અખતરાઓ જુદા જુદા ગ્રહસ્થોએ રજુ કર્યા હતા.[4]

1 જામે જમશેદ, તા૦ ૫ મી ડીસેમબર ૧૮૯૮.

એ પારસી દીવાંનો શાબેત થવાથી તેને કોલાબાની દીવાનશાળામાં સરકારની મરજી સુધી રાખવાનો હોકમ વડા કાજીસે તે તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૯૯ ને દીને વાંચી સંભલાવી દીવાનશાળામાં મોકલ્યો હતો.

2 જામે જમશેદ, તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૯૮.

આ મકાનમાં નીચલી તખ્તી મારેલીછે:—

"બનામે દાદાર અહુરમઝદ અશોની મદદથી!

"આ કુંવર હોલ, મુરબ્બી માતાજી સાહેબ કુંવરબાઇ "તે આકોલેવાલા પેશોતનજી જમશેદજી દસ્તુર જામાસ્પ-"આશાનાં ધણીઆણી જેવણ રોજ ૨૦ મો માહા ૯ મો "સને ૧૨૬૬ યજદેજરદી, તા૦ ૧ લી જુન સને ૧૮૯૭ "ઇસ્વીના દને બેહેસ્તનશીન થયાં; તેવણનાં પુન્ય માટે "તેવણના દીકરા જમશેદજી પેશોતનજી દસ્તુરે મરહુમ "વહાલાં માતાજીની પવીત્ર યાદમાં બંધાવી આકોલાના "જરથોસ્તીઓને સર અવસરે વાપડવા અને દેશાવરથી "આવતા જરથોસ્તી મુસાફરોના ઉતારા માટે ઇજાવી "ખુલ્લુ મુકયું છે. આકોલા રોજ ૨૦ મો માહા ૯ મો "સને ૧૨૬૭ યજદેજરદી તા૦ ૧ લી જુન સને ૧૮૯૮ "ઇસ્વી વાર બુધ."

તખ્તીમાં જણાવેલા દીવસે તે ન ઇજાતાં છ માસ પછી એ મકાન ઇજાયું હતું.

3 ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૯૮.

4 એ કૉનવરસેઝીયૉની માટેની ખાસ કમીટી શેઠો ખરશેદજી રૂસતમજી કામા (સરનશીન), એદલજી દોરાબજી તલાતી, દારાશા રતનજી ચીજગર (આ૦ ખજાનચી), અને નશરવાંનજી હીરજીભાઇ પટેલ (આ૦ સેક્રેટરી) ની નેમાઇ હતી.

રજુ કરવામાં આવેલી બાબદોમાં કેળવણીને લગતી કીંડરગારટન ધોરણની સમજ શેઠ દારાશા રતનજી ચીજગર, અને બાઇઓ ગુલબાઇ દાદાભાઇ રાણીના, તથા શીરીનબાઇ બેહરાંમજી મેહતા આપતાં હતાં. શેઠ એદલજી દોરાબજી તલાતી અને તેમના દીકરા કેખશરૂ ચામડાં કેળવવા અને રંગવાની બાબદ સમજાવતા, જુદા જુદા કોલસાની ગરમીમાપકયંત્રની સમજ ડા૦ હોરમજજી કુવરજી તવરીયા, શેઠો સપીતમ ખરશેદજી કામા, એચ. જી. શેઠના, અને એચ. એફ. બનાજી દેખાડતા હતા. ડા૦ અરદેશર દાદાભાઇ મોદી આંખના મોતીયા માટેની સાધારણ માન્યતા દેખાડતા હતા. કપડાં ધોવા રંગવા અને છાપવાની બાબદમાં હિંદુ ગ્રહસ્થોની સાથે શેઠો હોરમજજી નવરોજજી બીલીમોરીયા, ખરશેદજી નશરવાનજી વેવાઇ, અને એચ. એમ. કોહલા હતા. શેઠો નવરોજજી દોરાબજી ધાકમારવાલા અને શોરાબ નાહનાભાઇ રાણીના જાનવરી વૈદાંના નમુના દેખાડતા હતા. ડા૦ શોરાબ કાવશજી હોરમજજી અને વીકાજી એદલજી વખારીઆ માઇક્રોસકોપની અજાયબીઓ બતાવતા હતા. ડાકટરો કાવશજી એદલજી દાદાચાનજી, બી. ડી. કાપડીઆ અને કે. એમ. બાટલીવાળા હીંદી બજારૂ વસાંનાની સમજ આપતા અને ડા૦ માણેકજી ડોસાભાઇ કામા બાળકનાં બધારણની જુદી જુદી હાલત સમજાવતા હતા. પ્રો૦ કાવસશાહ દાદાભાઇ નાયગામવાલા અને દીનશાહ દોરાબજી કાપડીઆએ ૧૮૯૮ માં થયલાં સુર્ય ગ્રહણની ચીત્રોવાળી તખ્તી બતાવી હતી. ડા૦ રૂસતમજી માણેકજી કાળાપેસી અને ડા૦ જાલ શોરાબજી વકીલે મરકીનાં જંતુઓની તખ્તી દેખાડી હતી. ડા૦ બીખાજી એદલજી ઘાસવાલા અને ડોસાભાઇ રૂસતમજી બરડીએ ઍક્ષરેના યંત્રની, શેઠ રથાવકશાહ મેહરવાનજી તારાચંદે નાહનીના નળની, શેઠો કાવસશાહ ધનજીભાઇ માહલક્ષ્મીવાળા અને

તા૦ ૨૪ મી ડીસેમબર.

સર જાંહગીર કાવસજી રેડીમનીએ અને તેમનાં બાનુએ મીસ માર્નીંગનાં માનમાં આજે સાંજના પોતાના વાલકેશ્વરના રેડીમની હાઉસમાં એક આફટરનુન પારટી કીધી હતી.[1]

---

પુણાંની વૉલંટીયર પલટણવાલા લફટનંટ દીનશાહ ડોશાભાઇ ખંબાતાને "કેપટન" તરીકે ચુંટી કાઢી નામદાર વડી સરકાર તરફથી એ ઓહદા ઉપર નેમ્યા હતા. હિંદી વૉલંટીયર ફોજમાં કેપટનની પદવી મેલવનાર એવણ પેહલાજ હતા.[2]

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

ખાંનબાહદુર ડાકટર નશરવાંનજી હોરમજજી ચોકસીને મરકીના સંબંધમાં શોધખોલ ચલાવવાને ઇટલીની સરકાર તરફથી અતરે આવેલા તબીબોને સઘળી પ્રકારની સગવડ તથા મદદ કરવાને માટે તે સરકાર તરફથી "કેવેલીયર ઑફ ધી આરડર ઑફ ધી ક્રાઉન ઑફ ઇટલી" નો "નાઇટહુડ" નો નામીચો એતાબ આપવામાં આવ્યો હતો.[3] તે એતાબની સનદ તથા સોનેરી ચાંદ આજ દીને અતરેના ઇટાલીઅન કૉનસલ સીનોર બોગીયાનોએ ખાંનબાહદુર ડાકટર ચોકસીને બંગલે જઇને તેમના થોડાક દોસ્તઆશનાઓ તથા કુટુંબની બાનુઓની સમક્ષ આપયાં હતાં.[4]

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

રોજ ૧૩ માહ ૪ (શે૦) ૧૨૬૮ યજદેજરદી.

**મરણ**—શમશુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, એમ. એ., ડા. ફી—ઉમર વર્ષ ૭૦). એવણનો જનમ તા૦ ૧૫ મી અકટોબર ૧૮૨૯ ને દીને થયો હતો. એવણ મરહુમ દસ્તુર એદલજી દારાબજી સંજાણાના કાકાના દીકરાના દીકરા એ૦ શાપુરજી તેમુલજી સંજાણાના દીકરા હતા. પણ દસ્તુર એદલજીના ભાઇ મરહુમ દસ્તુર બેહરાંમજીના પાળક થવાથી તેમનાં નામ સાથે ઓળખાતા હતા. જરથોસ્તી ધરમને લગતા વિદ્યાભ્યાસ પાછલ એવણનું ધ્યાન નાહની ઉમરથીજ લાગેલું હતું. અને જરથોસ્તી ધરમ સંબંધી બાબદો વિષે ઘણાંક ઉપયોગી પુસ્તકો પ્રગટ કીધાં હતાં, અને નીબંધો લખી ઇનામો મેલવ્યાં હતાં. ૧૮૫૩ ના જાનેવારી માસમાં પ્રોફેસર ગ્રીનની મારફતે મુંબઇની રૉયલ એશીયાટીક સોસાઇટીની સભામાં, નામીચા મુસાફર સર આર. કે. પોરટરે પોતાના ગ્રંથમાં આપેલી "નકશે રૂસતમ" ની પડોશના "હાજી આબાદ" ના ગુફાની પેહલવી તખ્તી આપી હતી, તે ઉકળાવી તેનો તરજુમો રજુ કર્યો હતો, જે વિષે વાંધો ઉઠયાથી તે બાબે તકરાર કરવા દસ્તુરો અને વિદ્યાર્થીઓની બે સભા એલફીનસ્ટન ઇનસ્ટીટયુશનમાં ભરવામાં આવી હતી. જયાં ઘણીક તકરાર પછી ફકત બાર બોલો શકભર્યા છે એવી નોંધ લેવામાં આવી હતી. એજ શાલમાં "કારનામે અરદેશર બાબેગાન" નામનાં પેહલવી પુસ્તકનો તરજુમો જગત પ્રેમી ચોપાંનીઆંમાં છપાવ્યો જેનું છુટું ચોપાનીઉ શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ દીબાચો લખી છપાવ્યું હતું. તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૫૭ ને દીને મરહુમ દસ્તુર બેહરાંમજી એદલજી સંજાણાનાં ઉઠમણાંની મીજલસમાં તેમની જગાએ શેઠ વાડીઆજીવાળાં આતશબેહરાંમના એવણને દસ્તુર ઠેરવી, તેના મુતવલી શેઠ બહમનજી હોરમજજી વાડીઆએ અને ત્યાંના મોબેદોએ શેઆલ ઓઢાડી હતી. તા૦ ૪ થી મારચ ૧૮૬૩ ને દીને સર જમશેદજી મદરેસા ઉઘડી ત્યારથી તે પોતાના મરણ સુધી એવણ તે મદરેસાના વડા શીક્ષક હતા. ૧૮૬૪ માં જરમનીની ઓરીયંટલ સોસાઇટીના એવણને એક મેમબર ચુંટી કાઢયા હતા. આ માન પારસીઓના એક દસ્તુરને પેહલુંજ મલ્યું હતું. ૧૮૬૪ થી તે પોતાની હૈયાતી સુધી દર શાલ વાડીઆજીના આતશબેહરાંમની શાલગરેહને દીને જરથોસ્તી મહજબને લગતી બાબદોપર વાયજ કરવાનું ચાલુ રાખ્યું હતું, જેમાંની ઘણીક વાયજનાં છુટાં ચોપાનીયાં છપાવી પ્રગટ કર્યાં હતાં. તેમજ ઘણાંક નીબંધો લખી ઇનામ મેળવ્યાં હતાં. ૧૮૬૫ માં પેહલી પારસી મેત્રીમોનીયલ કૉરટ થઇ તેના ડેલીગેટ નેમાયા હતા. ૧૮૬૬ માં પુના કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર ડા૦ મારટીન હાઉગને તેને વતન જતી વેળા માનપત્ર આપવાની જે મોટી સભા મલી તે સભામાં એ નામીચા વિદ્વાને એમનાં જંદ સાહીત્યના અભ્યાસની ઘણી તારીફ કરી હતી. એજ શાલમાં મુંબઇ યુનીવરસીટીના એવણ ફેલો નેમાયા. ૧૮૭૧ માં એવણે પેહલવી ભાષાનાં વ્યાકરણનું એક પુસ્તક પ્રગટ કીધું હતું. ૧૮૭૪ માં દીનકર્દ કેતાબ તેની પેહલવી એબારત, ઉચ્ચાર તથા ગુજરાતી અને ઇંગ્રેજી તરજુમા અને સરેહ સાથે પ્રગટ કરવા માંડી, જેનાં ૮) આઠ દફતરો એવણે અત્યારસુધીમાં પ્રગટ કર્યાં હતાં. ઇ. સ. ૧૮૮૩ માં વાડીઆજીનાં આતશબેહરામનાં બોયનાં નાણાં સંબંધી જે મુકદમો હાઇ કૉરટમાં નીકલ્યો હતો, તેમાં એવણે મોટો ભાગ લીધો હતો, અને આટલાંબધાં વર્ષોનો રેવાજ ફેરવી પોતાના આતશબેહરામમાં અથોરનાનોના ફરજંદોને નાવર મરાતબ કરવાનો તેના ટ્રસ્ટીઓ સાથે ઠરાવ કર્યો, અને એ ઠરાવ પોતાના બે નબીરાઓ એ૦ રૂસતમજી તથા દીનશાહજી એદલજી સંજાણાને ફેબરવારી માસમાં અત્રે નાવર મરાતબ કરી અમલમાં લાવ્યા હતા.

---

જમશેદ માણેકશાહ ડાકટરે શોભાના અને જપના રોપાઓની વગેરે સમજ આપી હતી, અને છેલ્લે દીવસે યાને તા૦ ૨૬ મી ડીસેમબરની રાતે શેઠ બહમનજી બેહરાંમજી પટેલે એ મંડલીની ૫૦) વર્ષની તવારીખ અને કામોની ટુંક નોંધ વાંચી સંભલાવી હતી.

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૬ મી ડીસેમબર ૧૮૯૮.

૨ જામે જમશેદ, તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૯૮.

૩ જામે જમશેદ, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૯૮.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૯.

આ ઉપરથી મુંબઇમાં વસનારા તમામ ભગરસાથના મોબેદોએ વાડીઆજીના આતશબેહરામથી છુટા પડી કોટની મરહુમ માણેકજી શેઠની દરેમેહરમાં નવો વરસીયો તથા નીરંગદીન કરી તે વડે યોજદાથરેગરીનું કામ ચલાવવાનું શરૂ કર્યું. આ ઉપરથી એવણે આગેવાની લઇ નવસારી મધે મુંબઇના વાડીઆજીના આતશબેહરામની મોબેદોની મદદ અને આશરાને માટે એક આદરાંનની દરેમેહર બંધાવી પરથાવી હતી. તેની સામે નવસારીના દસ્તુર મોબેદોએ વાંધો લઇ ત્યાંની મુનસફ કોરટમાં મુકદમો માંડયો, અને કોરટે તે દરેમેહર નવસારીમાંથી ખસેડવાનો હોકમ આપ્યો હતો. એ બાદ વાડીઆજીનાં આતશબેહરામમાંથી નીકલી ગયલા મોબેદો માટે નવું અંજુમનનું આતશબેહરામ અત્રે બંધાયું.

૧૮૮૬ ના આગસ્ટ માસમાં એવણને જરમનીની ટુબીનજેન યુનીવરસીટી તરફથી "માસ્ટર ઑફ આરટસ" અને "ડાક્ટર ઑફ ફાઇલાલોજી" ની માનસુચક પદ્દી મલી હતી. ૧૮૮૯ નાં નવાં વર્ષને દીને શમશુલ ઓલમાનો એતાબ એમને મલ્યો, જેની સનદ તથા ખેલાત નામદાર ગવરનર લૉર્ડ રેએ તા૦ ૧૨ મી મારચ ૧૮૯૦ ને દીને અત્રેની સેક્રેટરીયટના કાઉનસીલ હૉલમાં એવણને એનાયત કરી હતી. ૧૮૯૨ માં લંડન ખાતે મલેલી ઑરીયેંટલ કોનગ્રેસમાં યુરોપ અને અમેરીકાના જંદના વિદ્વાનો તરફથી એવણે ઑક્ષફર્ડની બોડલીયન લાયબ્રેરીને જે કીમતી પુસ્તકો ભેટ આપ્યાં તે માટે એમનો આભાર માન્યો હતો. નવું આતશબેહરામ પરથાયું તેની થોડાક માસ આગમજ એવણે એ નવાં આતશબેહરામને સબબેજ ડુટ મરકીનો રોગ મુંબઇમાં ફાટી નીકળ્યો એવી બાબદનું ચોપાંનીઉ બાહેર પાડયું હતું. પણ તે તરફ જરથોસ્તી કોમે સામાન્ય નાપસંદગી બતાવી હતી.

એવણે ૪૨) વર્ષ સુધી દસ્તુરી ભોગવી હતી.[1]

તા૦ ૨૮ મી ડીસેમબર.

આજ દીને મરહુમ શમશુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા, એમ. એ; ડા. ફી. નાં ઉઠમણાંમાં તેમનું નામ જરથોસ્તી મજહબને લગતી ક્રિઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાને સુરતવાલા દસ્તુર રૂસતમજી જમશેદજીની દરખાસ્ત તથા કલીઆંણીવાલા દસ્તુર દારાશાહ રૂસતમજી સંજાણાના ટેકા સાથે ઠેડાવ થયો હતો.

એ પછી મરહુમ દસ્તુરજીની જગોએ મરહુમ શેઠ હોરમજજી વાડીઆવાલાનાં આતશબેહરામના દસ્તુર તરીકે તેમના બીજા બેટા તે નાયબે દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ. ને દસ્તુર તથા એ૦ રૂસતમજી એદલજી સંજાણા, બી. એ. ને નાયબે દસ્તુર તરીકે એ આતશબેહરામના ટ્રસ્ટીઓએ નેમી બંધેને જુદી જુદી શીઆલો હોરાડી હતી. એ પછી દસ્તુર દારાબજીને જુદી જુદી ૨૬) તથા નાયબે દસ્તુર રૂસતમજીને ૬) શીઆલો હોરાડવામાં આવી હતી,[2] અને તેઓ બંધેએ ભાષણો કરી પોતાના ઓહદાની ફરજો પોતાના મરહુમ બુજરગોજીને પગલે ચલાવવાની કબુલાતો આપી હતી. બાદ શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ એક ભાષણ કરી બંધે દસ્તુરોની કેળવણીની તારીફ કીધી હતી.[3]

તા૦ ૨૯ મી ડીસેમબર.

શેઠ નવરોજજી જાંહગીરજી ગામડીઆને મુંબઇનાં બારાંના એક પોર્ટ ટ્રસ્ટી તરીકે શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઈ. ની ગેરહાજરીમાં નેમ્યા હતા.[5]

---

૧ એ૦ એદલજી તથા શ. એ. દસ્તુર દારાબ પેશોતન સંજાણાના બાવા.

૨ દસ્તુર દારાબને નીચે મુજબ શીયાલો એનાયત થઇ હતી:—(૧) શેઠ વહાડયાજીનાં આતશબેહેરામના ત્રસ્ટીઓ તરફથી; (૨) સર જમશેદજી જીજીભાઈ; (૩) શેઠ નવરોજજી માણેકજી વહાડયા; (૪) સર જહાંગીર કાવસજી રેડીમની; (૫) દસતુર રૂસતમજી જમશેદજી સુરતવાળા; (૬) કલયાણીવાળા દસતુર દારાશાહ રૂસતમજી સંજાના; (૭) શેઠ ફરામજી હોરમસજી શેઠના; (૮) મરહુમ હોરમસજી બમનજી વહાડયાજીના છોકરા; (૯) મરહુમ અરદેશરજી હોરમસજી બમનજી વહાડયાજી તરફથી વીધવા બાઇ મેહેરબાઈ; (૧૦) શેઠ માણેકજી મનચેરજી હીરામાણેક; (૧૧) શેઠ માણેકજી ફરામજી હોરમસજી શેઠના; (૧૨) મરહુમ રૂસતમજી હોરમસજી બમનજી વહાડયાજીના છોકરાઓ; (૧૩) મરહુમ પેસતનજી કાવસજી શેઠનાના ભત્રીજાઓ; (૧૪) શેઠ ખરશેદજી એદલજી ઝવેરીના છોકરાઓ; (૧૫) શેઠ દાદાભાઇ રાનજીભાઇ કરંજયા; (૧૬) શેઠ નશરવાનજી અરદેશર હોરમસજી વહાડયા; (૧૭) શેઠો અરદેશર જહાંગીરજી વહાડયા તથા રતનજી ખરશેદજી વહાડયા તે સીગનપોરની દરેહમેહેરના ત્રસટીઓ; (૧૮) ચંદનવાડી ખાતે વસતા કેટલાક જરથોસતીઓ; (૧૯) મોબેદ અસપંદયારજી બરજોરજી પંથકી તથા બેલીફ; (૨૦) વહાડયાજીનાં આતશબેહેરામમાં વસતા ભગરસાથના મોબેદો; (૨૧) એ આતશબેહેરામમાં વસતા ઉદવાડયા મોબેદો; (૨૨) એ આતશબેહેરામમાં વસતા વલસાડા મોબેદો; (૨૩) એ આતશબેહેરામમાં વસતા સુરતવાળા મોબેદો; (૨૪) મોબેદ ફરામજી માણેકજી મોબેદજીના; (૨૫) સંજાના ખાનદાનનાં કુટુંબીઓ અને (૨૬) શેઠ બરજોરજી રૂસતમજી પાદશાહ.

નાયબ દસતુર રૂસતમજી એદલજી સંજાનાને એનાયત થયલી ૬ શીયાલોમાં (૧) આતશબેહેરામના ત્રસટી સાહેબો તરફથી; (૨) શેઠ ફરામજી હોરમસજી બમનજી શેઠના તરફની; (૩) શેઠ નશરવાનજી અરદેશર હોરમસજી વહાડયા તરફની; (૪) શેઠ માણેકજી ફરામજી હોરમસજી શેઠના તરફની; (૫) વહાડયાજીના આતશબેહેરામમાં વસનારા મોબેદો તરફની તથા (૬) મરહુમ શેઠ પેસતનજી કાવસજી શેઠનાના ભત્રીજાઓ તરફની હતી.

૩ જામે જમશેદ, તા૦ ૨૯ મી ડીસેમબર ૧૮૯૮.

મરહુમ દસ્તુરજીનાં ઊઠમણાં મુંબઈ ઊપરાંત ઊદવાડા, ગંદેવી, નવસારી મધે થયાં હતાં.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી ડીસેમબર ૧૮૯૮.

બીજે વર્ષે શેઠ નવરોજજી વાડીઆની મરણથી એવણની નેમણુક કાયમ કીધી હતી.

તા૦ ૩૧ મી ડીસેમ્બર.

**આખા** વર્ષમાં યાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૮૯૮ સુધીમાં મુંબઇના પારસીઓમાં **૨૨૨૬** જન્મ થયાં હતાં.

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં **૨૬૭** જોડાંનાં લગન તથા **૧૫** જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| **લગન**—૧૧ થી ૧૫ વર્ષનાં.... | ૦ | ૩૦ | ૩૦ |
| ૧૬ થી ૨૦ વર્ષનાં.... | ૯ | ૧૦૭ | ૧૧૬ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં.... | ૮૭ | ૯૭ | ૧૮૪ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં.... | ૧૦૭ | ૨૬ | ૧૩૩ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં.... | ૩૬ | ૫ | ૪૧ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં.... | ૧૭ | ૧ | ૧૮ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં.... | ૮* | ૧ | ૯ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં.... | ૧ | ૦ | ૧ |
| ૫૧ થી ૫૫ વર્ષનાં.... | ૨† | ૦ | ૨ |
| | ૨૬૭ | ૨૬૭ | ૫૩૪ |

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| **ગગરનાં**—૧૬ થી ૨૦ વર્ષનાં.... | ૦ | ૧ | ૧ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં.... | ૦ | ૧ | ૧ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૦ | ૮ | ૮ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૦ | ૩ | ૩ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૪ | ૧ | ૫ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૫ | ૧ | ૬ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં.... | ૩ | ૦ | ૩ |
| ૫૧ થી ૫૫ વર્ષનાં.... | ૩ | ૦ | ૩ |
| | ૧૫ | ૧૫ | ૩૦ |

એજ વર્ષમાં મુંબઇ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે **૧૯૫૯** મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૪૮ | ૨૮ | ૭૬ |
| **૧ દીનથી ૧ માસ** સુધીનાં.. | ૩૫ | ૩૩ | ૬૮ |
| **૧ માસથી** ૧ વર્ષ સુધીનાં.. | ૧૦૪ | ૧૦૫ | ૨૦૯ |
| **૧ થી** ૫ વર્ષનાં...... | ૧૦૨ | ૯૯ | ૨૦૧ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૩૪ | ૪૨ | ૭૬ |
| **૧૧ થી** ૨૦ વર્ષનાં...... | ૧૧૬ | ૧૦૦ | ૨૧૬ |
| **૨૧ થી** ૩૦ વર્ષનાં...... | ૧૧૮ | ૧૦૮ | ૨૨૬ |
| **૩૧ થી** ૪૦ વર્ષનાં...... | ૮૦ | ૮૩ | ૧૬૩ |
| **૪૧ થી** ૫૦ વર્ષનાં...... | ૯૩ | ૬૬ | ૧૫૯ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૧૧૩ | ૧૧૪ | ૨૨૭ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૮૮ | ૮૯ | ૧૭૭ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૫૪ | ૬૯ | ૧૨૩ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧૫ | ૨૧ | ૩૬ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં...... | ૧ | ૫ | ૬ |
| | ૯૯૭ | ૯૬૨ | ૧૯૫૯ |

* ૪૪ વર્ષનો કુંવારો ૪૨) વર્ષની રંડાયલી સાથે.

† ૫૪ વર્ષનો બીજવર ૪૦) વર્ષની કુંવારી સાથે.



એ ૧૯૫૯) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૧૦ | મદનપુરા .... | ૧ |
| કોટ ...... | ૪૫૪ | ભીંડીબજાર .... | ૨૩ |
| મેદાન ...... | ૩૦ | ભાંએખલા .... | ૪૫ |
| ધોબીતલાવ .. | ૩૧૪ | મજગાંમ .... | ૫૪ |
| કરેલવાડી.... | ૨૭ | પરેલ ...... | ૬૪ |
| ગીરગાંમ .... | ૨૪ | ડીપન રોડ .... | ૧ |
| ચોપાટી .... | ૨૧ | ચીંચપોગલી .... | ૪ |
| ગ્રાંટ રોડ.... | ૪૫ | દાદર ........ | ૪ |
| તારદેવ...... | ૨૩ | નાયગાંમ .... | ૨ |
| ગોવાલીઆ .. | ૧૪ | સીવરી ...... | ૨ |
| ખંભાલા .... | ૪ | વરલી ........ | ૧ |
| માહલક્ષમી ... | ૨ | માહીમ ...... | ૧૧ |
| વાલકેશર .... | ૮ | વાંદરા | ૨૫ |
| બાહેરકોટ.... | ૧૫૧ | અંદેરી ...... | ૧ |
| ખેતવાડી .... | ૧૪૪ | મલાહર ...... | ૧ |
| નલ બજાર.... | ૨૦ | મોદીખાંના હાસ્પીટલ ...... | ૬૮ |
| કામાટીપુરા .. | ૫ | પરેલ સરકારી હાસ્પીટલ.... | ૨૪ |
| ખેટાંકી....... | ૫ | પારસી હાસ્પીટલ. | ૩૨૫ |
| ઉમરખાડી .. | ૧ | | |
| ડુંગરી .... | ૧ | | |
| | | | ૧૯૫૯ |

એ ૧૯૫૯) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| તાવ .......... | ૧૪૫ | મરડો ........ | ૧૧૧ |
| મરકી.......... | ૪૮૩ | પેટ .......... | ૫૧ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો. | ૨૬૩ | છુપા ભાગોને લગતાં દરદો ........ | ૧૯ |
| ફેફસાંને લગતાં દરદો. | ૨૧૪ | પીશાબને લગતાં દરદો. | ૨૨ |
| લોહી વિકાર .... | ૭૫ | ચામડીને લગતાં દરદો. | ૨૩ |
| ખાંહી.......... | ૭૩ | હાલચાલ તથા તંતુને લગતાં દરદો .. | ૧૬ |
| જલંદર ........ | ૨૧ | આંખ કાનનાં દરદો. | ૧ |
| શીતલા ........ | ૧ | તરતનાં જન્મેલાં .. | ૭૬ |
| ગોવરૂં .... ... | ૬ | જઇફી તથા નાકવતી. | ૧૮૭ |
| કોલેરા ........ | ૫ | | |
| રગતપીત........ | ૧ | | |

આપઘાત ...... ૧૮*
(૯ કુવામાં પડીને. ૧ ગલે ફાંસો દઇને.)
૮ જેહર ખાઇને.
હોનારત, અકસ્માત

* એ ૧૮) આપઘાતો ૧૬) પુરૂષ અને ૨) સ્ત્રીઓએ કીધા હતા. પુરૂષોમાં એક ૨૧) વર્ષના ફીટરે ચાકરીએથી રજા મલવાથી નાસીપાસ થઇ, એક ૨૫) વર્ષના મોબેદે માંદગીથી કંટાલી, એક ૫૨) વર્ષના બાંબોટવાલાએ તાવની ઝુમમાં, એક ૨૬) વર્ષના ટરનરે બાપ સાથે બોલચાલ થવાથી, એક ૨૭) વર્ષના સ્ટુઅરડે બાઇએ ધમકાવ્યાથી, એક ૫૦) વર્ષના બબરચીએ દીકરો તથા દીકરી મરી જવાના ગમમાં, એક ૩૦) વર્ષના ઊઘરાંણી કરનારે નાણાં ઊચાપત કર્યાથી શેઠે ધમકાવ્યાથી, તથા એક ૩૦) વર્ષના સુથારે ઘરસંસારી કલેસને લીધે કુવામાં પડીને, એક ૪૦) વર્ષનાએ ઘેલાપણાંની ઝુમમાં, એક ૧૬) વર્ષના છોકરાએ સ્કુલમાં બરાબર ન જવાને લીધે બાઇએ ધમકાવ્યાથી, એક ૩૦) વર્ષનાએ છાકતપણાના લખમાં, એક ૨૧) વર્ષના કલાર્કે મા સાથે ટંટો થવાને લીધે, એક ૨૫) વર્ષના તથા એક ૨૦) વર્ષના દુકાંનદારે નાણાંની તંગીને લીધે, તથા એક ૨૨) વર્ષના વિદ્યાર્થીએ કરજને લીધે જેહર ખાઇને, અને એક ૧૮) વર્ષના વિદ્યાર્થીએ પરીક્ષામાં નિષ્ફળ થવાથી ગલે ફાંસો દઇ આપઘાતો કીધા હતા. સ્ત્રીઓમાં એક ૨૯) વર્ષનીએ ખાવંદ સાથે ટંટો થવાથી જેહર ખાઇને તથા એક ૩૭) વર્ષનીએ માંદગીથી કંટાલી કુવામાં પડીને આપઘાતો કીધા હતા.

વગેરે ........ ૫†
(૧ ઘોડાના આંચ-કાથી રસ્તામાં પડી જવાથી.
૧ ઘોડો ચોંકવાથી ગાડીમાંથી કુદી પડતાં.
૧ તળાવમાં નાહતાં ડુબી જવાથી.
૧ ત્રીજા માળની બારીએથી પડી જવાથી.
૧ હડખાં કુતરાંએ કરડવાથી.)
બીજાં દરદોથી .... ૧૮૨
નહિ જણાયલાં કારણો. ૧

૧૯૫૯

આએ વર્ષમાં નાદારીની અરજી ૯૧) પારસીઓ તરફથી અપાઇ તેમાં એક ઓરત હતી.

† હોનારતથી મરણ પામેલાં પાંચ જણામાં ૪) પુરૂષ અને ૧) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૨૮) વર્ષનો ગાડીનો ઘોડો ચોંકવાથી રસ્તામાં કુદી પડતાં માથાંની ખોપરી ભાંગવાથી, એક ૨૩) વર્ષનો ફીટર મીલના તલાવમાં નાહતાં ડુબી જવાથી, એક ૫) વર્ષનો છોકરો ત્રીજા માલની બારીએથી રસ્તામાં પડી જવાથી, અને એક ૧૨) વર્ષનો છોકરો હડખાં કુતરાંએ કરડવાથી ૨૦) દાહડે હડખું લાગવાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૮૦) વર્ષનાં ડોશાં બરૂમ ગાડીના આંચકાથી રસ્તામાં પડી જઇ મરણ પામ્યાં હતાં.

# ઉઠમણામાં સખાવત ઈ૦ સ૦ ૧૮૯૮.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૭ યજદેજરદી. સને ૧૮૯૮ ઇસવી. | | | | ૧૮૯૮. તારીખ. |
| રોજ ૨૦ માહ ૪ (શ૦), ૨ જી જાનેવારી. | બાઇ નવાજબાઇ તે શેઠ ભીખાજી ફરાંમજી બેખડુનાં વીધવા (ધગતપુરા). | ૫૦૦ | બેશીઓ. | જામે જમશેદ, ૫— ૧ |
| " ૨૭ " ૪ (શ૦), ૯ મી " | શેઠ દાદાભાઇ બહમનજી જીજીભાઇ. | ૩૮૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦) અને બેશીઓએ. | " " , ૧૧— ૧ |
| " ૪ " ૫ (શ૦), ૧૬ મી " | બાઇ કુવરબાઇ તે શેઠ હોરમજજી ગાંડાભાઇનાં ધણીઆંની (પારડી). | ૨૫૦૦ | મરનારના ખાવીંદે. | " " , ૨૧— ૧ |
| " ૪ " ૫ (શ૦), ૧૬ મી " | બાઇ પીરોજબાઇ તે શેઠ ધનજીભાઇ કાવસજી પટેલ, ધછાપોરીઆનાં ધણીઆંની. | ૧૫૪૭ | ખાવીંદ અને બેશીઓએ. | " " , ૨૧— ૧ |
| " ૧૦ " ૫ (શ૦), ૨૨ મી " | બાઇ પીરોજબાઇ તે ડા૦ દોરાબજી હોરમજજી ભુજવાલાનાં બેટી. | ૨૨૨૫ | બાવાની પુંજીમાંથી રૂ.૧૦૦૦) અને બેશીઓએ. | " " , ૨૬— ૧ |
| " ૧૬ " ૫ (શ૦), ૨૮ મી " | શેઠ રૂસ્તમજી માણેકજી બેનેટ. | ૨૦૦૦ | મામા શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ રૂ.૧૮૦૦). | " " , ૧— ૨ |
| " ૧૭ " ૫ (શ૦), ૨૯ મી " | બાઇ ડોશીબાઇ તે શેઠ તેહમુલજી જમશેદજી કુટારનાં ધણીઆંની. | ૭૭૫ | પોતાની પુંજીમાંથી અને બેશીઓએ. | " " , ૨— ૨ |
| " ૧૮ " ૫ (શ૦), ૩૦ મી " | બાઇ શુનાંબાઇ તે શેઠ એદલજી કાવશજી પાલનજી શેઠનાનાં બેટી. | ૬૫૫ | બેશીઓએ. | " " , ૩— ૨ |
| " ૨૫ " ૫ (શ૦), ૬ ઠી ફેબરવારી. | બાઇ રતનબાઇ તે શેઠ બરજોરજી હોરમજજી હારડાનાં ધણીઆંની. | ૨૮૦૧ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને બેશીઓએ. | " " , ૮— ૨ |
| " ૪ " ૬ (શ૦), ૧૫ મી " | શેઠ પેશતનજી ધનજીભાઇ ભુરાભાઇ (વલસાડ). | ૭૦૦૦ | બેશીઓએ. | " " , ૧૭— ૨ |
| " ૬ " ૬ (શ૦), ૧૭ મી " | શેઠ નશરવાંનજી બેહરાંમજી નાણાંવતી (પુણાં). | ૫૦૦ | દીકરા ખા. બા. માણેકજી ન. નાણાંવતીએ. | " " , ૨૪— ૨ |
| " ૭ " ૬ (શ૦), ૧૮ મી " | શેઠ હોરમજજી બેહરાંમજી નરીમાંન. | ૧૧૫૭ | બાવા અને બેશીઓએ. | " " , ૨૮— ૨ |
| " ૧૨ " ૬ (શ૦), ૨૩ મી " | બાઇ મીઠીબાઇ તે શેઠ કાવશજી હોરમજજી શરાફનાં વીધવા. | ૫૦૦ | ખાવીંદની પુંજીમાંથી. | " " , ૮— ૩ |
| " ૧૫ " ૬ (શ૦), ૨૬ મી " | શેઠ નવરોજજી કેખશરૂ રૂસ્તમજી શેઠના. | ૫૦૦ | પોતાની પુંજીમાંથી. | " " , ૨— ૩ |
| " ૨૬ " ૬ (શ૦), ૯ મી મારચ. | શેઠ ફરાંમજી હોરમજજી ગનધર. | ૨૮૭૭ | પોતાની પુંજીમાંથી રૂ.૨૫૦૦) અને બેશીઓએ. | " " , ૧૫— ૩ |
| " ૩૦ " ૬ (શ૦), ૧૩ મી " | બાઇ કુવરબાઇ તે શેઠ હોરમજજી દીનશાહજી બાંબોટનાં ધણીઆંની. | ૧૭૫૫ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦) અને બેશીઓએ. | " " , ૧— ૪ |

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૭ યઝદેજરદી. સને ૧૮૯૮ ઇસવી. | | | | ૧૮૯૮. તારીખ |
| રોજ ૩૦ માહ ૬ (શે૦), ૧૩ મી મારચ. | શેઠ કાવસજી બેજનજી લીચમોર (પુણા). | ૫૦૦ | પોતાની પુંજીમાંથી અને બેશીઓએ. | જામે જમશેદ, ૧૯— ૩ |
| 〃 ૨ 〃 ૭ (શે૦), ૧૫ મી 〃 | શેઠ જાંગીરજી રૂસતમજી મોદી. | ૧૬૯૭૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૫૦૦૦). | 〃 〃, ૨૩— ૩ |
| 〃 ૫ 〃 ૭ (શે૦), ૧૮ મી 〃 | બાઇ પીરોજબાઇ તે શેઠ હોરમજજી ઉકરજી કાશીનાથનાં વીધવા. | ૭૫૯ | પોતાની પુંજીમાંથી અને બેશીઓએ. | મુંબઇ સમાચાર, ૨૨— ૩ |
| 〃 ૧૫ 〃 ૭ (શે૦), ૨૮ મી 〃 | શેઠ પીરોજશાહ પેશતનજી ધનજીશા (વલસાડ). | ૨૩૯૭ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને બેશીઓએ. | 〃 〃, ૩૦— ૩ |
| 〃 ૨૨ 〃 ૯ (શે૦), ૩ જી જુન. | શેઠ કાવસશાહ ધનજીશાહ દાદાભાઇ (ભરૂચ). | ૮૦૨ | બાવા અને બીજાં બેશીઓએ. | જામે જમશેદ, ૭— ૬ |
| 〃 ૨૮ 〃 ૯ (શે૦), ૯ મી 〃 | બાઇ ભીખાઇજી તે શેઠ દાદી નશરવાનજી દાદીશેઠનાં ધણીઆંની. | ૫૧૪૦૦ | (૧) | 〃 〃, ૧૦, ૧૧-૬ |
| 〃 ૫ 〃 ૧૦ (શે૦), ૧૬ મી 〃 | બાઇ બચુબાઇ તે શેઠ પીરોજશાહ ખરશેદજી સોબેદાર, દુબાશનાં વીધવા. | ૬૦૧ | બેશીઓએ. | 〃 〃, ૧૮— ૬ |
| 〃 ૧૨ 〃 ૧૦ (શે૦), ૨૩ મી 〃 | શેઠ ગુસતાદજી માણેકશાહ મીની (સુરત). | ૧૦૦૦ | દીકરા, ધણીઆંની અને બેટીઓએ. | 〃 〃, ૨૫— ૬ |
| 〃 ૧૮ 〃 ૧૦ (શે૦), ૨૯ મી 〃 | શેઠ બહમનજી ડોશાભાઇ દેસાઇ (નવસારી). | ૬૩૨ | પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ. | રાસ્ત ગોફતાર, ૩— ૭ |
| 〃 ૨૪ 〃 ૧૦ (શે૦), ૫ મી જુલાઇ. | બાઇ શુનાંબાઇ તે શેઠ એદલજી દીનશાહ સરાફનાં ધણીઆંની (કરાંચી). | ૩૧૮૦૯ | બાવીંદ અને દીકરાઓએ રૂ.૩૦૦૦૦) અને બેશીઓએ. | જામે જમશેદ, ૬— ૭ |
| 〃 ૮ 〃 ૧૧ (શે૦), ૧૯ મી 〃 | સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, સી. એસ. આઇ. | ૧૩૭૫૧ | (૨) | 〃 〃, ૨૦— ૭ |
| 〃 ૨૬ 〃 ૧૧ (શે૦), ૬ ઠી આગશટ. | શેઠ મનચેરજી હોરમજજી ભાભા. | ૩૮૦૫ | પોતાની પુંજીમાંથી રૂ.૩૦૦૦) અને બેશીઓએ. | 〃 〃, ૧૧— ૮ |
| 〃 ૧૦ 〃 ૧૨ (શે૦), ૨૦ મી 〃 | શેઠ બહમનજી દીનશાહજી ખાંન. | ૬૬૭૫ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦૦) અને બેશીઓએ. | 〃 〃, ૨૨— ૮ |
| 〃 ૧૧ 〃 ૧૨ (શે૦), ૨૧ મી 〃 | શેઠ પેશતનજી શાપુરજી ગજધર. | ૭૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦) અને બેશીઓએ. | 〃 〃, ૨૩— ૮ |
| 〃 ૧૪ 〃 ૧૨ (શે૦), ૨૪ મી 〃 | બાઇ પીરોજબાઇ તે ડા૦ શોરાબજી કાવસજી હોરમજજી બીલીમોરીઆનાં ધણીઆંની. | ૧૯૧૬ | સાસરાં કુટુંબે રૂ.૧૧૩૬) અને બાવાનાં કુટુંબે રૂ.૭૮૦). | 〃 〃, ૨૬ અને ૩૦— ૮ |
| 〃 ૨૧ 〃 ૧૨ (શે૦), ૩૧ મી 〃 | શેઠ બહમનજી દોરાબજી ડોટીવાલા. | ૧૪૨૪ | બાવા તથા બીજાં બેશીઓએ. | 〃 〃, ૫— ૯ |
| 〃 ૨૫ 〃 ૧૨ (શે૦), ૪ થી સપટેમબર. | બાઇ દીનબાઇ તે શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવા. | ૨૩૬૮૫૧ | (૩) | 〃 〃, ૫— ૯ |

૧. જુઓ પાનું ૬૯૪. ૨. જુઓ પાનું ૬૯૯. ૩. જુઓ પાનું ૭૦૭.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૬૮ યજદેજરદી. સને ૧૮૯૮ ઇસવી. | | | | ૧૮૯૮. તારીખ |
| રોજ ૯ માહ ૧ (શે૦), ૨૩ મી સપટેમબર. | શેઠ દાદાભાઇ બહમનજી બાસ્તાવાલા (હૈદરાબાદ). | ૫૦૦ | શેઠીઓએ. | જામે જમશેદ, ૨૯— ૯ |
| " ૨૧ " ૧ (શે૦), ૫ મી અકટોબર. | શેઠ જાંહગીરજી એદલજી રૂસતમજી પારખ (લખનોર). | ૫૦૦૦ | પોતાની પુંજીમાંથી તથા શેઠીઓએ. | " ", ૭—૧૦ |
| " ૨૩ " ૧ (શે૦), ૭ મી " | બાઇ નવાજબાઇ તે શેઠ હોરમજશાહ શેરાબજી મરચંટનાં ધણીઆંની. | ૫૦૦૦ | બાવા શેઠ મોટાભાઇ ભીખાજી કંટ્રાકટર (¹). | રાસ્ત ગોફતાર, ૯—૧૦ |
| " ૨૯ " ૧ (શે૦), ૧૩ મી " | બાઇ મેહરબાઇ તે શેઠ મોટાભાઇ ભીખાજી કંટ્રાકટરનાં ધણીઆંની. | | ધણી શેઠ મોટાભાઇ ભીખાજી કંટ્રાકટરે (²). | |
| " ૧ " ૨ શે૦), ૧૫ મી " | બાઇ બચુબાઇ તે શેઠ મનચેરશાહ નશરવાંનજી રૂસતમફરાંમનાં ધણીઆંની. | ૧૨૨૯ | ખાવીંદ તથા શેઠીઓએ. | જામે જમશેદ, ૬—૧૨ |
| " ૮ " ૨ (શે૦), ૨૨ મી " | બાઇ બચુબાઇ તે શેઠ બેહરાંમજી કુવરજી ભાભાનાં વીધવા. | ૫૨૫ | ફરજંદોએ. | " ", ૨—૧૧ |
| " ૧૧ " ૨ (શે૦), ૨૫ મી " | શેઠ ફરાંમજી કાવશજી વાડીઆ (સુરત). | ૫૪૮ | શેઠીઓએ. | " ", ૨૭—૧૦ |
| " ૧૫ " ૩ (શે૦), ૨૮ મી નવેમબર. | શેઠ માણેકજી રૂસતમજી ખંધાડીઆ (તારગોલ). | ૩૦૦૦ | ભાઇઓએ. | " ", ૧—૧૨ |
| " ૧૭ " ૩ (શે૦), ૩૦ મી " | શેઠ રતનજી શાપુરજી ચોથીઆ (વલસાડ). | ૧૨૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦) અને શેઠીઓએ. | " ", ૨—૧૨ |
| " ૨૨ " ૩ (શે૦), ૫ મી ડીસેમબર. | શેઠ નવરોજજી મનચેરજી ફરાંમજી શેઠના. | ૮૫૦ | પોતાની પુંજીમાંથી અને શેઠીઓએ. | " ", ૭—૧૨ |
| " ૨૨ " ૩ (શે૦), ૫ મી " | શેઠ બહમનજી પાલણજી કરંજીઆ. | ૧૬૬૩ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦) અને શેઠીઓએ. | " ", ૯—૧૨ |
| " ૨૩ " ૩ (શે૦), ૬ ઠી " | બાઇ બચુબાઇ તે શેઠ નવરોજજી ફરાંમજી તંબોલીનાં ધણીઆંની (નવસારી). | ૫૦૦ | શેઠીઓએ. | " ", ૧૩—૧૨ |
| " ૭ " ૪ (શે૦), ૨૦ મી " | શેઠ શેરાબજી કાવશજી મીસ્ત્રી. | ૭૦૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦૦) અને શેઠીઓએ. | " ", ૨૩—૧૨ |
| | | | | ૧૮૯૯. |
| " ૧૦ " ૪ (શે૦), ૨૩ મી " | બાઇ નવાજબાઇ તે દાદાભાઇ શેરાબજી મેહતા લકબે મલ્લારીનાં વીધવા. | ૧૬૨૩ | શેઠીઓએ. | " ", ૭— ૧ |
| | | | | ૧૮૯૮. |
| " ૧૨ " ૪ (શે૦), ૨૫ મી " | બાઇ જરબાઇ તે શેઠ એદલજી જમશેદજી બરાશનાં વીધવા. | ૯૫૭ | પોતાની પુંજીમાંથી અને શેઠીઓએ. | " ", ૨૯—૧૨ |

૧ આ રકમમાંથી આખુ રોડ બાતે દરેમેહેર બંધાવવાની શરત હતી—પણ તે બંધાયલી જણાતી નથી. ૨. જુઓ પાનું ૭૧૪.

# પુસ્તકો—ઈ૦ સ૦ ૧૮૯૮.

| તારીખ. | | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|---|
| ૧૯ મી | જાનેવારી. | ભણેલો ભીખો. | શેઠ રતનજી બેહરાંમજી માદન. |
| " | " | રણવાસ. | " જાંગીરશાહ અરદેશર તાલિયારખાં. |
| ૧૭ મી | " | ચી પેહલવી શ્નનદેહશ. | " માણેકજી રૂસતમજી ઉનવાલા. |
| " | " | દુકાળ. | " શેરાબ પેશતનજી ન. વાડીઆ. |
| " | " | The Institution of Trial by Jury in India. | " " " " " |
| ૨૭ મી | " | ઘેરના ઘેલા અને બાહેરના ડાહયા. | " જાંગીરજી બેહરાંમજી મરજબાંન. |
| ૩૧ મી | " | સપલની સુનાં. | " રૂસતમજી હોરમજજી મીસ્રી. |
| ૧૪ મી | ફેબરવારી. | Handbook of English Grammar & Composition for Indian students. | " ડોસાભાઇ બેહરાંમજી હકીમ અને મી૦ એમ. મેકમીલન. |
| ૨૬ મી | " | India in 1897. | " બેહરાંમજી મેહરવાંનજી મલબારી. |
| ૯ મી | મારચ. | ક્લીઓપેત્રા. | " ધનજીભાઇ નવરોજજી પટેલ. |
| ૧૩ મી | " | Zarathushtra in the Gathas. | એ૦ દારાબ દ. પેશોતન સંજાણા. |
| ૨૪ મી | " | ગોહવાયલી પ્યટલી. | શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી. |
| " | " | ગુલદસ્તે ચમને આઇને જરથોસ્ત. | " મેહરવાંન બેહરાંમ રાઇસ. |
| ૪ થી | આપરેલ. | આતશની આરાધના. | " નશરવાંનજી ફરાંમજી બીલીમોરીયા. |
| " | " | સહનશિલ સુંદરી. | બાઇ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ. |
| ૧૨ મી | " | ભોલો દોલો. | શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી. |
| ૧૪ મી | " | A treatise on the law of extradition between the Nizam's Dominions & British India. | " માણેકશાહ દીનશાહ. |
| " | " | આદમી અને તેની દુનીયા. | " બેહરાંમજી મેહરવાંનજી મલબારી. |
| ૯ મી | જુન. | Practical Plague Measures for India. | " દીનશાહ અરદેશર તાલિયારખાં. |
| ૧૮ મી | " | પવિત્ર પ્યાર. | " દીનશાહ જમશેદજી તાંતરા. |
| ૨૩ મી | " | મીલ એનજીન, બાઇલર, અને ગીઅરીંગ. | " ફકીરજી એદલજી ભરૂચા. |
| " | " | ભોલો દોલો. | " કેખશરૂ નવરોજજી કાબરાજી. |
| " | " | ખોહવાયલી પ્યટલી. | " " " " |
| " | " | Guide to English conversation. | " કેખશરૂ બરજોરજી લાલા. |
| " | " | Persian Grammatical Series. | " " " " |
| ૨૧ મી | જુલાઇ. | Companion to new conversational first French Reader. | " " " " |
| ૧૬ મી | આગશ્ટ. | A Text Book of Chemistry. | " ખરશેદજી ફરાંમજી દારૂવાલા. |
| ૨૧ મી | " | અશો જરથોસ્ત, તેની દીન તથા અસલ ઇરાંન વતન. | " પદમ શેરાબજી મં. જોશી. |
| " | " | Tansar's Alleged Pahlavi Letter to the King of Tabaristan, from the standpoint of M. J. Darmesteter. | દસ્તુર દારાબ પેશોતન સંજાણા. |
| " | " | Observations on M. J. Darmesteter's Theory regarding Tansar's Letter to the King of Tabaristan & the date of the Avesta. | " " " " |

## ૧૮૯૮.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૨૪ મી આગસ્ટ. | Epitome of the Principles of Equity. | શેઠ ફરામજી અરદેશર રાના. |
| " " | Bombay University Matriculation Examination papers in Mathematics from 1878 to 97. | " બહમનજી નશરવાનજી ધાભર. |
| ૨૩ મી સપટેમબર. | Key to Algebraical Factors. | " દોરાબજી હીરજીભાઇ વાછા. |
| " " | દસ્તુરજી પેશોતનજી બે. સંજાણાએ જરથોસ્તી અંજુમનનાં આતશબેહરાંમના કેબલાની સામે કાહડેલાં ચોપાનીયાંનો રદજવાબ. | નાયબ દસ્તુર કેખશરૂ દસ્તુર જામાસપજી જામાસપ આશાના. |
| ૩૦ મી " | Zoroastrianism in the Light of Theosophy. | શેઠ નશરવાનજી ફરામજી બીલીમોરીઆ. |
| " " | અમેરેતાત. | " બાહદુરજી મેહરવાંનજી બાહદુરજી. |
| ૩ જી અકટોબર. | રવાંનની રાહબરી. | એ૦ માણેકજી નશરવાનજી ધાલા. |
| ૫ મી " | Select Questions in French Grammar. | શેઠ એદલજી રૂસતમજી સલીંયાર. |
| ૨૫ મી " | આઇને ખોરશેદ, શાહનામાંની નવી આવૃતિ (ફારસીમાં). | એ૦ ખુરશેદજી મીનોચેહરજી કટેલી. |
| ૩ જી નવેમબર. | અર્દિબેહસ્ત અમશાસપંદ. | શેઠ પાલનજી ખરશેદજી મીસ્રી. |
| " " | Monthly commercial Sales Report, Vol I., No. I. (માસીક). | " રતનજી કાવશજી કલીઆંણીવાલા. |
| ૫ મી " | અશોઇથી મળતું ઉતમ સુખ. | જરથોસ્તી થીઓસોફીસ્ટ. |
| ૧૯ મી " | સંસારિકા. | શેઠ બેહરાંમજી મેહરવાંનજી મલબારી. |
| ૨૬ મી " | The Code of Civil Procedure with full Explanatory Notes & Select important rulings upto October 1898. | " ખરશેદજી કાવસજી સંતોક. |
| " " | મનસુખી નીતીવચનનાં ગોહરો. | " મનચેરજી કાવશજી મનસુખ. |
| ૩૦ મી " | ફરદુનજી મરજબાંનજી—ગુજરાતી છાપાના સ્થાપક, એક ફીલસુફ, એક સુધારક, એક કવી. | " કેકોબાદ બેહરાંમજી મરજબાંન. |
| ૪ થી ડીસેમબર. | જ્ઞાન પ્રસારક વિષયો. | એ૦ જીવણજી જમશેદજી મોદી. |
| ૫ મી " | યુનીવરસલ કેલકયુલેટર. | શેઠ પીરોજશાહ કાવશજી પોહચા. |

# ઈ૦ સ૦ ૧૮૯૮ માં નીચલા પારસીઓએ જુદી જુદી પરીક્ષાઓ પસાર કરી પદવીઓ મેળવી હતી.



| તારીખ. | નામ. | પદ્વી. | આધાર. |
|---|---|---|---|
| | | | ૧૮૯૮. |
| ૧૩ મી જાનેવારી. | શેઠો રૂસતમ ડોસાભાઇ વાડીઆ, અને ફીરોજ મેહરાંમજી મલબારી. | બારીસ્ટર. | જામે જમશેદ, તા૦ ૨૯- ૧ |
| ૨૨ મી " | શેઠ ફરદુનજી ખરશેદજી પાવરી. | ઇંગ્લાંડની કુપરસ હીલ કૉલેજની પેહલી પરીક્ષા પેહલે નંબરે. | " ", તા૦ ૨૫- ૧ |
| ૩ જી ફેબરવારી. | ડા૦ નવરોજજી મેહરામજી દારાબશેઠના. | સેનીટરી સાયનસની "પબલીક હેલ્થ" નો ડીપલોમા. | " ", તા૦ ૨૬- ૨ |
| ૧૨ મી " | શેઠો કેખશરૂ મેહરવાંનજી તારાચંદ, અને જાંહગીરજી નવરોજજી બેહલીહિમજીના. | લંડનની એસોસીએટસ આૅફ ધી ઇનસ્ટીટયુશન આૅફ ઇલેકટ્રીકલ ઇનજીનીઅરના મેમબરો. | ટાઇમસ આૅફ ઇ૦, તા૦ ૧૪- ૨ |
| " " | ડા૦ બાહદુર કેખશરૂ નરીમાંન. | એડીનબરો યુનીવરસીટીની એમ. બી., તથા બી. એસ. સી., અને એમ. આર. સી. એસ. | " " ", તા૦ ૧૪- ૨ |
| ૬ ઠી આપરેલ. | સરજયન મેજર પીરોજશાહ જમશેદજી દમણીઆ. | રાજેતાની નોકરી પછી સરજયન લફટનંટ કરનલની પદ્વી. | જામે જમશેદ, તા૦ ૯- ૪ |
| ૨૭ મી " | શેઠ ખરશેદજી મેહરાંમજી આંતીઆ. | લાહોરની જાનવરી વૈદાંની સરકારી કૉલેજની સેવટની પરીક્ષાની સનદ. | " ", તા૦ ૨૭- ૪ |
| ૮ મી મેએ. | " નશરવાંનજી બરજોરજી મેહરાંમજી ડાકટર. | બારીસ્ટર. | " ", તા૦ ૯- ૫ |
| " " | " ફરાંમરોજ રૂસતમજી. | અલાહબાદ યુનીવરસીટીની એમ. એ. | મુંબઇ સમાચાર, તા૦ ૧૦- ૫ |
| " " | શેઠો નાદરશાહ હોરમજશાહ ગાંધી, કાવશશાહ દોરાબજી લોહાર, અને કાઉશજી રૂસતમજી. | અલાહબાદ યુનીવરસીટીની બી. એ. | " ", તા૦ ૧૦- ૫ |
| ૩૦ મી " | ડા૦ હોરમજજી માણેકજી માસીનાં. | લંડનની એફ. આર. સી. એસ. ની પદ્વી.[1] | જામે જમશેદ, તા૦ ૩૧- ૫ |
| ૨૨ મી જુન. | શેઠ પેશતનજી શેરાબજી પાટક. | કેમબ્રીજ યુનીવર્સીટીની મેથેમેટીકસ "ત્રીપોસ" ની પરીક્ષામાં ૧૬ મા રેંગ્લરની પદ્વી. | ટાઇમસ આૅફ ઇ૦, તા૦ ૧૬- ૭ |
| " " | શેઠો પેશતનજી શેરાબજી પાટક અને મેહરવાંનજી મનચેરજી ભાવનગરી. | બારીસ્ટર. | " " ", તા૦ ૧૬- ૭ |
| " " | શેઠો મેહરવાંનજી મનચેરજી ભાવનગરી અને બાપુજી દોરાબજી વાછા. | આક્ષફર્ડ યુનીવરસીટીની બી. એ. | રાસ્ત ગોફતાર, તા૦ ૧૭- ૭ |
| ૫ મી જુલાઇ. | શેઠ એમ. એમ. કાવસજી (રંગુનવાળા). | કલકત્તા યુનીવરસીટીની "ફરસટ આરટસ" ની. | જામે જમશેદ, તા૦ ૬- ૭ |
| ૧૮ મી આગશટ. | " બરજોરજી ફરાંમજી દસ્તુર. | હાઇ કોરટ પલીડર. | બોમ્બે ગવર૦ ગે૦, તા૦ ૧૮- ૮ |
| " " | " રૂસતમ ધનજીભાઇ ખરશેદજી રતનાગર. | ડીસ્ત્રીકટ પલીડર. | " " ", તા૦ ૧૮- ૮ |
| | | | ૧૮૯૯. |
| ૧૫ મી ડીસેમબર. | " નવરોજજી હોરમજજી મોદી. | કેમબ્રીડજ યુનીવરસીટીની બી. એ. | રાસ્ત ગોફતાર, તા૦ ૧૫- ૧ |

૧. એ પરીક્ષા પારસીઓમાં પેહલવેહલી એવણે પસાર કીધી હતી.

# નેમણુક તથા ૯૮. યા—૧૮૯૮.

| તારીખ. | નામ. | ઓહદો. | આધાર. |
|---|---|---|---|
| ૧૮૯૮. | | | ૧૮૯૮. તારીખ. |
| ૨૨ મી જાનેવારી. | શેઠ મેહરાંમશાહ હીરજીભાઇ કોટવાલ. | જુનાગઢ રાજ્યનાં જંગલખાતાંના વડા કનઝરવેટર. | જામે જમશેદ, ૨૫— ૧ |
| ૨૭ મી " | " દીનશાહ ધનજીભાઇ દાવર (બેરીસ્ટર). | મુંબઇના સરકારી લૉ કલાસના પ્રોફેસર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૭— ૧ |
| ૩ જી ફેબ્રુવારી. | " કેખશરૂ ફરાંમજી મોદી. | હાઇ કોર્ટની અપેલેટ સાઇડના ડેપ્યુટી રેજીસ્ત્રાર અને સીલર. | " " ", ૩— ૨ |
| ૧૬ મી " | " જાંહગીરજી કેખશરૂ ન. કાબરાજી. | બીજાપુરના આસીસ્ટંટ કલેકટર. | " " ", ૧૬— ૨ |
| " " | " નવરોજજી દોરાબજી ધાકમારવાલા. | પરેલની વેટરીનરી કૉલેજના કામચલાઉ વાઇસ પ્રીન્સીપાલ. | " " ", ૧૬— ૨ |
| ૩ જી મારચ. | " ફીરોજશાહ કેરશાસપજી દાદાચાંનજી. | મદરાજ ઇલાકાના મદુરા જીલ્લાના આસીસ્ટંટ કલેકટર. | મુંબઇ સમાચાર, ૫— ૩ |
| ૧૭ મી " | " નવરોજજી મેહરવાંનજી પાજનીગરા. | શીકારપુર હાઇ સ્કુલના હેડ-માસ્ટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૭— ૩ |
| ૧૨ મી આપરેલ. | " દાદાભાઇ શેરાબશાહ મુનસફ. | મુંબઇ ઇલાકાની જેલોના વડાના અંગત મદદનીશ. | મુંબઇ સમાચાર, ૧૨— ૪ |
| ૧૪ મી " | " મેહરાંમજી રૂસતમજી મંજાણા. | ભરૂચની સમાલ કાઝ કોરટના રેજીસ્ત્રાર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪— ૪ |
| " " | " ડોસાભાઇ ધનજીભાઇ બીલીમોરીઆ. | ગોધરાના કામચલાઉ મામલતદાર અને બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", ૧૪— ૪ |
| ૨૧ મી " | બા૦ બા૦ હીરજીભાઇ પેશતનજી વાડીઆ. | વરોદરાના સરકીટ જડજ. | રાસ્ત ગોફતાર, ૨૪— ૪ |
| ૮ મી મેએ. | " " કેરશાસપજી રૂસતમજી દાદાચાંનજી. | વરોદરાના કામચલાઉ દીવાંન. | જામે જમશેદ, ૯— ૫ |
| ૧૮ મી " | શેઠ મેહરવાંનજી નશરવાંનજી વાડીઆ. | મુંબઇની મ્યુ. કોરપોરેશનના તથા સ્ટેંડીંગ કમીટીના સેક્રેટરી. | ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૯— ૫ |
| ૨૬ મી " | " અરદેશર કેખશરૂ કામા, આઇ. સી. એસ. | બીજાપુરના આસીસ્ટંટ કલેકટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૬— ૫ |
| ૯ મી જુન. | બા૦ સા૦ રૂસતમજી હોરમજજી કોટવાલ. | કોલાબા જીલ્લાની પોલીસના ડીસ્ત્રીકટ સુપરીન્ટેંડેન્ટ. | " " ", ૯— ૬ |
| ૯ મી જુન. | ડા૦ બહમનજી મેહરાંમજી દારાબશેડના. | કોલાહપુરના સ્પેશીઅલ હેલ્થ ઑફીસર. | જામે જમશેદ, ૨૩— ૬ |
| ૮ મી જુલાઇ. | શેઠ કેખશરૂ માણેકશાહ મીસ્ત્રી (ક્રીકેટર). | પતીઆલાના માહરાજાના એડીકાંગ. | " ", ૯— ૭ |
| " " | સુરજ્યન મેજર ફીરોજશાહ જમશેદજી દમણીઆ. | સુરજ્યન લફટનંટ કરનલની પદ્દી. | " ", ૧૧— ૭ |
| ૧૪ મી " | શેઠ લીમજી નવરોજજી બનાજી. | હાઇ કોર્ટના પ્રોથોનોટરી અને ઓરીજીનલ જુરીસડીકસનના રેજીસ્ત્રાર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪— ૭ |
| " " | સરજ્યન મેજર કાવશશાહ ખરશેદજી સંજાણા. | મદરાજ મેડીકલ કૉલેજના રસાએણના પ્રોફેસર અને સરકારી રસાએણી. | રાસ્ત ગોફતાર, ૨૫— |

| તારીખ. | નામ. | ઓહદો. | આધાર. |
|---|---|---|---|
| ૧૮૯૮. | | | ૧૮૯૮. તારીખ. |
| ૧૧ મી જુલાઈ. | શેઠ જમશેદજી મેહરવાંનજી આંતીઆ. | મુંબઈ સરકારનાં કેળવણી, સામાન્ય, દરીઆઈ અને મરકી ખાતાંના કામચલાઉ આસીસ્ટંટ શેક્રેટરી. | મુંબઈ સમાચાર, ૧૬— ૭ |
| ૨૧ મી " | ખા૦ બા૦ શેરાબજી રતનજી માસ્ટર. | સુરત જીલ્લાના પેહલા વર્ગના મેજીસ્ટ્રેટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૧— ૭ |
| ૨૮ મી " | શેઠ ફરદુનજી કુવરજી તારાપોરવાલા. | અમદાવાદના એક્ઝીક્યુટીવ એનજીનીઅર. | " " ", ૨૮— ૭ |
| " " | " શાપુરજી બરજોરજી સ્પેનસર. | મુંબઈની પોલીસના કામચલાઉ ચોથા મેજીસ્ટ્રેટ. | " " ", ૨૮— ૭ |
| ૪ થી આગસ્ટ. | સરજ્યન લ. કરનલ કેખશરૂ શેરાબજી નરીમાંન. | અમદાવાદના સીવીલ સરજ્યન, તથા દીવાનાશાલા, અને મેડીકલ સ્કુલના સુપરીન્ટેંડેન્ટ. | " " ", ૪— ૮ |
| ૧૧ મી " | ખા૦ બા૦ દાદાભાઈ દીનશાહ કરાકા. | ઉત્તર વિભાગના કમીશનરના એસીસ્ટંટ. | " " ", ૧૧— ૮ |
| ૧૮ મી " | " " રતનજી એદલજી કાંગા. | ઉત્તર વિભાગના કમીશનરના એસીસ્ટંટ. | " " ", ૧૮— ૮ |
| " " | શેઠ કેખશરૂ ફરામજી મોદી. | મુંબઈની હાઈ કોરટની અપેલેટ સાઈડના ડેપ્યુટી રેજીસ્ત્રાર અને સીલર. | " " ", ૧૮— ૮ |
| ૧૯ મી " | ડા૦ શેરાબ કાવશજી હોરમજજી. | મુંબઈના એક ડીવીઝનલ હેલ્થ ઑફીસર. | ટાઈમસ ઑફ ઇંડીઆ, ૨૨— ૮ |
| ૧૩ મી આકટોબર. | ખા૦ બા૦ રૂસતમજી મેહરવાંનજી પટેલ. | 'રીમેમબ્રેનસર ઑફ લીગલ અફેરસ' ના હાથ તલે ખાસ ઓફીસર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૩—૧૦ |
| ૨૦ મી " | શેઠ બહમનજી પેશતનજી. | જંબુસર તાલુકાના બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", ૨૦—૧૦ |
| " " | " અરદેશર હોરમજજી મેહતા (ક્રીકેટર). | પટીઆલાના મહારાજાના વધારાના એડીકાંગ. | જામે જમશેદ, ૨૦—૧૦ |
| ૨૬ મી નવેમબર. | " દીનશાહ દાદાભાઈ મુલ્લાં. | નવસારીના સરકારી વકીલ. | " ", ૨૬—૧૧ |
| ૮ મી ડીસેમબર. | " ડાશાભાઈ ધનજીભાઈ બીલીમોરીઆ. | અમદાવાદ જીલ્લાના બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૮—૧૨ |
| ૧૫ મી " | " દારાશાહ રતનજી ચીનગર. | મુંબઈની જોઈંટ સ્કુલસ કમીટીના સરકારી અધિકારી. | " " ", ૧૫—૧૨ |
| " " | " શેરાબજી પદમજી પેશતનજી. | સતારાના આસીસ્ટંટ જડજ અને શેશનસ જડજ. | " " ", ૧૫—૧૨ |
| " " | ડા૦ નવરોજજી બેહરામજી દારાબશેઠના. | બેંગલોરના હેલ્થ ઑફીસર. | જામે જમશેદ, ૧૭—૧૨ |
| ૨૪ મી " | શેઠ રૂસતમજી દોરાબજી કુપર. | બીકાનેરના માહારાજાના પ્રાઈવેટ સેક્રેટરી. | રાસ્ત ગોફતાર, ૨૫—૧૨ |
| ૨૬ મી " | " શેઠ પીરોજશાહ જાંહગીરશાહ તાલેયારખાં. | કપડવંજના બીજા વર્ગના સબારડીનેટ જડજ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૬—૧૨ |

# ૧૮૯૮.

## ભાષણો તથા વાયજીઓ અને વાંચણ.

| તારીખ. | બાબદ. | કરનાર. | કયાં અને કોણની સનમુખ. | આધાર. |
|---|---|---|---|---|
| ૧૮૯૮. તારીખ. | | | | ૧૮૯૮. તારીખ. |
| ૩- ૧ | પારસી સંસાર. | શેઠ દારાશા રતનજી ચીચગર. | કરાંચી, શેઠ હી. જ. મેહરાની દરે-મેહરમાં. | જામે જમશેદ, ૮— ૧ |
| ૮- ૧ | કીંડરગારટન. | " " " " | કરાંચી, પારસી ઇનસ્ટીટયુટમાં. | |
| ૧- ૨ | "ભોળો દોસો" નામે વારતાનું વાંચન.[1] | " કેખશરૂ નવરોજજી કાબરાજી. | મુંબઇ, ગેઇટી થીએટરમાં, પ્રમુખ, આ૦ મી૦ જસ્ટીસ ફુલટન. | " " , ૮— ૨ |
| ૨૧- ૩ | જમશેદી નોરોજ. | " ખરશેદજી રૂસતમજી કામાજી. | ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટમાં. | " " , ૨૨— ૩ |
| ૨૧- ૩ | ખોરશેદની નીઆએશ. | સ૦ એ૦ એરવદ જીવણજી જમશેદજી મોદી. | નવાં આતશબેહરાંમના હૉલમાં. | " " , ૨૨— ૩ |
| ૧૦- ૪ | મરકી.[2] | શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી. | મરીન લાઇનસ આગલની મરકીની પારસી અલાહેદી કાંપ આગલ. | |
| ૧૪- ૬ | મીતાહારપણું. | ડા૦ ધનજીશાહ રૂસતમજી તાતા. | કોલાબાના ટેમપરંસ હૉલમાં. | " " , ૧૪— ૬ |
| ૧૩- ૯ | દેશી છોકરાઓને હુનર શીખાડવા વિષે. | શેઠ એદલજી દેરાબજી તલાટી. | પુણા મધે, હા૦ મી૦ જાઇલસ પ્રમુખ. | " " , ૨૨— ૯ |
| ૨૫- ૯ | ઇશ્વરની હસ્તી. | સ૦ એ૦ એરવદ જીવણજી જમશેદજી મોદી. | મુંબઇ, થીઓસોફીકલ સોસાઇટીના હૉલમાં. | " " , ૨૮— ૯ |
| ૩૧-૧૦ | પેટ એટલે શું? અને તે કેમ કરવી જોઇએ. | દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા. | મુંબઇ, વાડીઆજીના આતશબેહરાંમ. | " " , ૧—૧૧ |
| ૩૧-૧૦ | સ્યાવક્ષ અને સોદાબેહનું દાસ્તાન. | શેઠ નવરોજજી માણેકજી કાંગા. | ચંદનવાડીનાં નવાં આતશબેહરાંમમાં. | " " , ૧—૧૧ |

૧. એવાં બીજાં ૧૦) વાંચન એ શેઠે એ પછીના દર રવીવારે કીધાં હતાં.

૨. એજ મુજબ તા૦ ૧૬ મી આપરેલે મઢુંગાનાં ઝુપડાંઓ આગલ તથા તા૦ ૧ લી મેએ ગરીબ જરથોસતીઓનાં રેહઠાંણોવાલી પીટીટ પોલ આગલ ભાષણો કીધાં હતાં.